Shree Forbes Gujarati Sabha Series No. 15

# Historical Inscriptions of Gujarat

## ( From ancient times to the end of Vaghela dynasty )

**PART I**

Edited by :

**Acharya Girjashankar Vallabhaji** B. A; M. R. A. S.

*Curator Archeological Section,*

*Prince of Wales Museum, Bombay.*

Published by

**The Forbes Gujarati Sabha**

No. 365 Girgaum, Back road Bombay N. 4

V. S. 1989 ] Rs. 4-8-0 [ A. D. 1933

Can be had at

**Messrs N. M. Tripathi & Co.**

Booksellers and Publishers

Princess Street Bombay No. 2

---

પ્રકાશક—રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.

સહાયક મંત્રી શ્રી ફાર્બસ ગુજરાતી સભા–મુંબઇ.

શ્રી ફાર્બસ ગુજરાતી સભામંદિર, ૩૬૫ ગીરગામ, મુંબઈ નં. ૪.

---

મુદ્રક—રા. રા. નટવરલાલ ઇચ્છારામ દેસાઈ, બી. એ.

'ગુજરાતી પ્રિન્ટીંગ પ્રેસ' એલ્ફીન્સ્ટન સર્કલ કોટ, મુંબઈ નં. ૧.

---

મળવાનું ઠેકાણું—

મેસર્સ એન. એમ. ત્રિપાઠી

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ

પ્રિન્સેસસ્ટ્રીટ મુંબઈ ૨

શ્રી ફાર્બસ ગુજરાતી સભા-ગ્રન્થાવલિ ૧૫

# ગુજરાતના ઐતિહાસિક લેખો

## પ્રાચીન યુગથી વાઘેલા વંશની સમાપ્તિ પર્યંતના

## ભાગ ૧ લો

સંગ્રહ કરનાર

આચાર્ય ગિરજાશંકર વલ્લભજી બી. એ; એમ. આર. એ. એસ.

ક્યુરેટર આર્કીઓલોજીકલ સેકશન, પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝિયમ, મુંબઈ

પ્રકાશક :

ધી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ

નંબર ૩૬૫ ગિરગામ બેકરોડ મુંબઈ નં. ૪

વિ. સં. ૧૯૮૯ ]　　કિંમત રૂ. ૪-૮-૦　　[ ઇ. સ. ૧૯૩૩

# શ્રીફાર્બસ ગુજરાતી સભા—મુંબઈ

**શાળા-પાઠશાળાઓને ઇનામ માટે તેમ પુસ્તકાલયોનાં**
**સંગ્રહ માટે અડધી કિમ્મતની ગોઠવણ**

## સાહિત્યપ્રચારને ઉત્તેજનની યોજના

શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ મુંબઈ ઇલાકાનાં, સરકારી, દેશી રાજ્યોનાં તેમ જ મ્યુનિસિપાલીટીઓ અને લોકલ બોર્ડોનાં કેળવણી ખાતાંઓમાં અભ્યાસ તથા વાચનપ્રસાર દ્વારા તથા વિદ્યાર્થીઓને અપાતાં ઇનામો દ્વારા, તેમ જ તેમના હસ્તકની નિશાળોની તથા સાર્વજનિક લાઇબ્રેરીઓ અને પુસ્તકાલયોમાં ગુજરાતી સાહિત્યનો પ્રસાર બહોળા પ્રમાણમાં સહેલાઇથી ઓછા ખરચે થઈ શકે તે માટે પોતાની માલીકીનાં નીચે જણાવેલાં પહેલાં, દશ સુધીના આંકવાળા પુસ્તકો (રાસમાળા ભાગ ૧–૨ સિવાય) અર્ધી કિમ્મતે ઉપલી સંસ્થાઓને વેચાતાં લઈ શકવાની અનુકૂળતા કરી આપવાને યોજના કરી છે.

રાસમાળા ભાગ ૧–૨ (સચિત્ર) ઉપલી સંસ્થાઓને ૧૨॥ ટકામાં કમીશનથી વેચાતી મળશે.

આ યોજનાનો લાભ લેવા તે તે કેળવણી ખાતાં અને સંસ્થાઓ પ્રેરાય તે માટે પોતાની માલીકીનાં પુસ્તકોનો પરિચય તૈયાર કરી પ્રકટ કરેલો છે. જેને તે જોઇતો હશે તેને મંગાવ્યેથી મફત મોકલવામાં આવશે.

આ પુસ્તકો અડધી કિમ્મતે વેચાતાં લેવા ઇચ્છતી સંસ્થાએ નીચેને શરનામે પત્રવ્યવહાર કરવો.


**રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની,** બી. એ.
સહાયક મંત્રી, શ્રી ફાર્બસ ગુજરાતી સભા.
૩૬૫ ગિરગામ, શ્રીફાર્બસ ગુજરાતી સભામંદિર
લેમીંગ્ટન રોડની બાજુમાં કોંગ્રેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૪

# FOREWORD

The Forbes Gujarati Sabha has great pleasure in placing before the public interested in historical researches, this collection of Inscriptions, Copperplates and other writtings relating to Gujarat which have been carefully edited and annotated by a learned scholar Mr. G. V. Acharya B. A. the curator of the Archœological section of the Prince of Wales Museum, Bombay. Some of the materials forming part of this collection were the property of the late Mr. Ranjitram Vavabhai, who was a very enthusiastic student of the antiquarian literature and folklore of Gujarat and the Sabha purchased his materials which have formed the nucleus of the present compilation.

This publication is one - and a very important one - of the series of publications relating to historical researches connected with Gujarat and Gujarati literature, for which the Sabha has laid down a definite programme. The other parts of this series which have been already published are Prabandha Chintamani, Chaturvinshati Prabandha ( both with anotations and Gujarati translations ), A description and the geneologies of the ruling dynasties and the fortresses of Gujarat, treatises on Vaishnava, Shaiva and Shakta sects of religion prevailing in Gujarat, and various other minor publications. The other works which are next to be undertaken are translation of Ratnamal a Hindi historical poem on Gujarat and treatise on Baudha religion, its extent in Gujarat and effect on Gujarati Litarature. A new poetical version of the Mahabharat in Gujarati by differant ancient poets is also in the press, the first part-of which is near completion.

Over and above these publications, The Sabha has recently published a third edition of the Gujarati translation of the welknown historical work Rasmala by Mr. Alexander Kinlock Forbes.

The Sabha hopes that the learned world of Gujarat and elsewhere will derive appreciable help and profit by these publications of the Sabha and it will be a great source of gratification to it if the object of the Sabha is thus fulfilled.

Bombay
1-5-33

H. V. Divatia

Hon : Secretary, The Forbes Gujarati Sabha.

## સભાની માલિકીના પ્રસિદ્ધ ગ્રન્થો—૧૭

(૧-૨) **રાસમાળા**, ભાગ ૧-૨, રચનાર (અંગ્રેજીમાં) સ્વ. એલેકઝાન્ડર કિન્લૉક ફાર્બસ, ભાષાન્તર કરનાર અને ટિપ્પણીઓ અને પરિશિષ્ટો યોજનાર દિ. બ. રણછોડભાઈ ઉદયરામ દવે. તૃતીય સચિત્ર આવૃત્તિ. દરેકનું મૂલ્ય રૂ. ૫-૮-૦

(૩) **ફાર્બસજીવનચરિત** (રાસમાળા ભાગ ૧ સાથે) રચનાર રા. રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, જે. પી.

(૪) **માર્કસ ઓરેલિયસ એન્ટોનીનસના સુવિચારો**–(બાળબોધ લિપિમાં) ભાષાન્તરકાર ઇડરનરેશ સ્વ. મહારાજશ્રી સર કેસરીસિંહજી; ઉપોદ્ઘાત લખનાર અને સમાન સંસ્કૃત ભાષાનાં સુભાષિતોની નોંધ કરનાર રા. રા. નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી મૂલ્ય રૂા. ૨-૦-૦.

(૫-૬) **શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ** ભાગ ૧લો તથા ૨ જો-તૈયાર કરનાર રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ. દરેકનું મૂલ્ય રૂ.૨-૦-૦.

(૬-૧) શ્રી ફાર્બસ ગુજરાતી સભાનાં **હસ્તલિખિત પુસ્તકોની વિગતવાર યાદી**–તૈયાર કરનાર રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.

(૭) **ગુજરાતનાં ઐતિહાસિક સાધનો**,૧-૨-તૈયાર કરનાર રા.રા. નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી.
ઐતિહાસિક સાધનો, ૧-૨- તૈયાર કરનાર રા. રા. નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી. મૂલ્યરૂ. ૧-૦-૦.

(૮) **રસકલ્લોલ**–બાળાઓએ ગાવાનાં સ્ત્રીજીવનનાં પ્રચલિત ગીતોનો સંગ્રહ–સંપાદક રા. રા. છગનલાલ વિદ્યારામ રાવળ મહેતાજી. મૂલ્ય રૂ. ૦-૧૦-૦.

(૯) કવિ માંડણ બંધારાકૃત "**પ્રબોધબત્રીશી**" અથવા ઉખાણા–સંગ્રહ, બત્રીશ વીશીઓ અને કવિ શ્રીધરકૃત "**રાવણ–મંદોદરી સંવાદ**"–(જૂની ગુજરાતીના ગ્રંથો) સંશોધકઃ સ્વ. મણિલાલ બકોરભાઈ વ્યાસ; અને ટીકા તથા ઉપોદ્ઘાતના લેખક રા. રા. શંકરપ્રસાદ છગનલાલ, રાવળ. મૂલ્ય ૦-૧૨-૦.

(૧૦) '**પ્રાચીન કાવ્યવિનોદ**' ભાગ ૧ લો, કવિ નાકર આદિનાં અપ્રસિદ્ધ આખ્યાન આદિ પ્રાચીન કાવ્યોનો સંગ્રહઃ (અર્વાચીન ગુજરાતી) સંગ્રહી સંશોધન કરનાર રા. રા. છગનલાલ વિદ્યારામ રાવળ. મૂલ્ય રૂ. ૧.

(૧૧) "અહૂનવર–એ નામનો સર્જનજૂનો મંત્ર." પારસી ધર્મતત્ત્વનું વૈદિક દૃષ્ટિએ અવલોકન, નિબંધ–લે. રા. રા. માનશંકર પીતાંબરદાસ મહેતા. મૂલ્ય ૦-૮-૦.

(૧૨) **चतुर्विंशतिप्रबन्धः** श्रीराजशेखरसूरिसन्दृब्धः प्रबन्धकोशेति अपराह्वयः परिशिष्टेन समलङ्कृतः संशोधितश्च एम. ए. इत्युपपदधारिणा प्रो. हीरालालेन (૨૪ રાજા, કવિઓ વગેરેના વૃત્તાન્તો) मूल्यम् रु. २-८-०.

(૧૩) **प्रबन्धचिन्तामणिः** श्रीमेरुतुंगाचार्यकृतः (नवीनसंस्करणम्) संशोधितः पुनर्मुद्रितश्च शास्त्री दुर्गाशङ्करेण मूल्यम् रु. १-८-०.

(૧૪) શાક્તસંપ્રદાય, તેના સિદ્ધાન્તો, ગુજરાતમાં પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસર. 'કાદિ' અને 'હાદિ' મતનાં બે શ્રીચક્રો સાથે. નિબંધલેખક દિ. બ. નર્મદાશંકર દેવશંકર મહેતા. મૂલ્ય રૂ. ૧-૮-૦.

(૧૫) ગુજરાતના ઐતિહાસિક લેખો, પ્રાચીન યુગથી (મૌર્યવંશી અશોકથી, ગુર્જર વંશની સમાપ્તિપર્યન્તના, ભાગ ૧ લો:) અશોકથી ગુર્જર વંશ પર્યન્ત ગોઠવી, સંશોધી, ભાષાન્તર, ટિપ્પન આદિ સાથે તૈયાર કરનાર. રા. રા. ગિરજાશંકર વલ્લભજી આચાર્ય, એમ. એ., ક્યુરેટર પ્રીન્સ ઓફ વેલ્સ મ્યુઝીયમ. પાકું પૂઠું. મૂલ્ય રૂા. ૪-૮-૦.

(૧૬) **મહાભારત** પ્રાચીન ગુજરાતી અનુવાદ. ભાગ ૧ લો (કવિ શ્રી હરિદાસવિરચિત આદિ પર્વ અને કવિ શ્રી વિષ્ણુદાસવિરચિત સભા પર્વ)–સંપાદક અને સંશોધક રા. રા. કેશવરામ કાશીરામ શાસ્ત્રીજી, માંગરોળ, કાઠિયાવાડ. પાકું પૂઠું. મૂલ્ય રૂા. ૧-૪-૦.

(૧૭) ગુજરાતના કેટલાએક ઐતિહાસિક પ્રસંગો, તથા વાર્તાઓ, વા ગુજરાતી રાસમાળાઃ સંગ્રહ કરનાર અને લખનાર સ્વ. કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઇ મૂલ્ય રૂા. ૦-૧૨-૦.

મળવાનું ઠેકાણું—મેસર્સ એન. એમ. ત્રિપાઠી

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ; પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

# પ્રસ્તાવના

" આદર્યાં અધુરાં રહે, ને હરિ કરે સો હોય:"—વર્ષો પહેલાં મારા સહાધ્યાયી સ્વ. રણજિતરામ વાવાભાઈ મહેતાને ગુજરાતના ઇતિહાસનાં સાધનો ભેળાં કરવાનો વિચાર સ્ફુર્યો હતો. તેમણે સમય તથા સ્થળની સાનુકૂળતા મળતી ગઈ તેમ તેમ તેવાં સાધનો સંબંધી ટુંક નોંધ, ઉતારા, તથા વિવેચન ટપકાવવા માંડ્યાં અને થોડા સમયમાં ચાર દળદાર પુસ્તકો ભરાવા આવ્યાં. તેઓના અકાળ અવસાનને લીધે તે પ્રવૃત્તિ અધુરી રહી અને શ્રીફાર્બસ સભાએ તે પુસ્તકો ખરીદી લઈ તેના સદુપયોગ માટે સ્વાધીન કર્યાં.

ત્યારબાદ તે પુસ્તકોની મદદથી તેમ જ તે વિષયનાં પ્રસિદ્ધ થએલાં બીજાં પુસ્તકો ઉપરથી ગુજરાતના ઇતિહાસને ઉપયોગી થઈ પડે તેવા લેખો પ્રશસ્તિ, તામ્રપત્રો, વિગેરે સંગ્રહિત કરવાનું કામ સ્વ. સાક્ષર શ્રી ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદીને સોંપવામાં આવ્યું. એક બે વખત આ બાબતમાં તેઓશ્રીએ મને બોલાવ્યો હતો અને પુસ્તકો વિગેરેની યાદી કરી આપી હતી. પ્રસ્તુત કાર્યમાં કાંઈ પણ ચોકસ પ્રગતિ થઈ તે પહેલાં તેઓશ્રી પણ સ્વર્ગસ્થ થયા અને પરિણામે ઇ. સ. ૧૯૨૪ ની આખરમાં આ કાર્ય મને સોંપવામાં આવ્યું. મેં તે કાર્ય સ્વીકાર્યું કે તરતમાં જ મને મંદાગ્નિ વિગેરે દેખીતી નસ્ર પણ હુવાફેર તેમ જ ખાવાપીવાની પરહેજી વિગેરેથી કષ્ટથી નિર્મૂળ થાય તેવી વ્યાધિ લાગુ પડી દોઢ બે વર્ષ બીલકુલ પ્રગતિ થઈ શકી નહીં અને ત્યાર બાદ જ્યારે બધો સંગ્રહ પૂરો થઈ રહેવા આવ્યો ત્યારે એટલે ઇ. સ. ૧૯૩૦ આખર ફરી હું અકસ્માતમાં સપડાયો અને અસ્થિભંગને પરિણામે લાંબો વખત પથારીવશ રહેવું પડ્યું. ઉપર બતાવેલા બે કરૂણ કિસ્સાથી પડેલો શિરસ્તો મારા પરત્વે પણ સાચો પડશે કે શું એમ ઘડીભર માનસિક નિર્બળતાને લીધે શંકા પણ થઈ. પણ આટલાં આટલાં વિઘ્ન છતાં આ કાર્ય મારે હાથે જ પૂર્ણ થવાનું નિર્માણ થયું હશે, તેથી તેમ જ સંપૂર્ણ પ્રભુકૃપાથી આખરે આ પ્રથમ વિભાગ ઇતિહાસપ્રેમી જનસમાજ પાસે રજુ કરી કૃતકૃત્યતા અનુભવું છું.

કોર્પસ ઇન્સ્ક્રિપ્શીઓનમ ઇંડિકારમ એપિગ્રાફિયા ઇંડિકા, એપિગ્રાફિયા મોસ્લેમિકા જેવાં માત્ર લેખોની જ પ્રસિદ્ધિ માટે ચાલુ ચોપાનીઆંઓ અસ્તિત્વમાં હોવા છતાં ગમે તે માસિકોમાં છૂટાછવાયા લેખો પ્રસિદ્ધ થએલ છે. તે બધાંના બધા અંકો તપાસી જેટલા જાણી શકાયા તેટલા લેખોનો આમાં સંગ્રહ કરવામાં આવેલ છે. તેમ છતાં માહિતીના અભાવથી કોઈ લેખો રહી ગયા હોય, એ સંભવિત છે. પણ તેટલા માટે આ સંગ્રહ તરફ દોષની દૃષ્ટિએ નહિ જોતાં સહકારવૃત્તિથી તેવા લેખો તરફ ધ્યાન ખેંચવામાં આવશે તો ઉપકાર સહિત નોંધી લેવામાં આવશે. આ સંજોગો પ્રથમથી જ જાણવામાં હતા તેથી આ ગ્રંથને રિબન બાઈન્ડીંગમાં રાખવાની મેં સૂચના કરી હતી. પણ ખર્ચ વધી જવાને કારણે તેનો સ્વીકાર થઇ શક્યો નહીં. પરંતુ પ્રત્યેક વંશના લેખોનાં પાનાંનો અનુક્રમનંબર જૂદો રાખેલ છે તેમ જ દરેક લેખ પણ નવા પાને શરૂ કરવામાં આવેલ છે; જેથી જે વ્યક્તિઓને પોતાનો સંગ્રહ હરહમ્મેશ સંપૂર્ણ રાખવાની ઇચ્છા હોય તેને નવા ઉપલબ્ધ લેખો યોગ્ય અનુક્રમમાં તથા સ્થળે ટાંકી દેવાય એવી સગવડતા છે. લેખોનો અનુક્રમનંબર માત્ર, ઉલ્લેખ કરવાની સાનુકૂળતા માટે, સળંગ રાખવામાં આવેલ છે. એટલે નવા લેખોના નંબર એ. બી. સી. એમ મૂળ નંબર સાથે ઉમેરીને વાંચવાથી સંગ્રહનો અનુક્રમ સાચવી શકાશે. આ મૂળ સંગ્રહ પ્રેસમાં ગયા બાદ નવા મળેલા લેખોનું લિસ્ટ પ્રતિવર્ષના ફાર્બસ સભાના રીપોર્ટમાં, વ્યવસ્થાપક મંડળને યોગ્ય લાગશે તો, પ્રસિદ્ધ કરવામાં આવશે. કેટલાક લેખોનું અસ્તિત્વ જાણ્યા છતાં તેના માલિક પાસેથી તેને લગતી બધી હકીકત ન મળી શકવાથી અછૂટક ટુંકી નોંધો તેઓએ

પૂરી પાડી તેવી આમાં દાખલ કરેલ છે. તે બધા વિગતવાર પ્રસિદ્ધ થાય ત્યારે તે ટુંકી નોંધો કાઢી તે જ નંબરમાં વિસ્તૃત હકીકત દાખલ થઈ શકશે. અમુક લેખો તેમ જ તામ્રપત્રો બનાવટી મનાય છે તેવા પણ આ સંગ્રહમાં દાખલ કરવામાં આવેલ છે; કારણ તેમાંયે અમુક ઐતિહાસિક તત્ત્વો ઓછાવત્તા પ્રમાણમાં મળી આવવા સંભવ રહે છે.

બધા લેખો ભિન્ન ભિન્ન વ્યક્તિ દ્વારા પ્રકટ થએલા છે, તેથી સ્વાભાવિક રીતે અમુક ક્લિષ્ટ શબ્દો તેમ જ વાક્યોના અર્થ ભિન્નભિન્ન તેમ જ યથામતિ કરવામાં આવેલ છે. તે બધાનું દોહન કરી, બહુમતિવાળા પક્ષનો અર્થ માન્ય કરવાનું કામ બહુ મુશ્કેલીવાળું હોવા ઉપરાંત તેમ કરવામાં બીજા બે દોષો વ્હોરી લેવાની સ્થિતિ ઉત્પન્ન થાય છે. એક તો બધાના ભિન્ન ભિન્ન મતનો સંપૂર્ણ સંગ્રહ થઇ શકતો નથી ( જે મારૂં આ કાર્યપરત્વે મુખ્ય કર્તવ્ય છે ), અને બીજું તેમ કરવાથી હું મારી પ્રવૃત્તિમાંથી ચ્યુત થતો હોઉં, એમ પણ લાગવા માંડ્યું. ઐતિહાસિક સાધનોનો સંગ્રહ કરવો તે એક પ્રવૃત્તિ અને તે બધાં સાધનોનું દોહન કરી, તેમાંથી ઐતિહાસિક તત્ત્વો તારવી, તેની સંકલના કરવી તે વહૃન નિરાળી જ પ્રવૃત્તિ ગણી શકાય. ઉપરાંત આ સંગ્રહ સદાકાળ અપૂર્ણ દશામાં જ રહેવાનો, તેથી જે પક્ષ અત્યારે માન્ય ગણાય તે હવે પછીનાં નવાં સાધનોની પ્રાપ્તિને અંગે કદાચ ત્યાજ્ય ગણાય, એવો પણ સંભવ છે. તેથી આ બધાં કારણોને અંગે જેના તેના અભિપ્રાય તેની તે જ સ્થિતિમાં આમાં સંગ્રહ કરવાનો નિશ્ચય સ્વીકારેલો છે.

એક જ વંશના ઉત્તરોત્તર જૂદા જૂદા લેખમાં કેટલોક વંશવર્ણનવિભાગ સામાન્ય મળી આવે છે તે ફરી ફરી આખો છાપવાને બદલે માત્ર એક વાર છાપી બીજામાં પાઠફેર બતાવવો એમ ધારણા હતી, પણ તેમ કરવામાં અક્ષરાન્તરવિભાગ ઘણો ક્લિષ્ટ, નોટોથી ભરપૂર અને ત્રુટક થઈ જાય છે. તેથી મળી શક્યા મુજબ અક્ષરાન્તરવિભાગ બધી જગ્યાએ સંપૂર્ણ જ મૂકવામાં આવેલ છે.

પારિભાષિક શબ્દો લેખકોએ આપેલા અર્થ સહિત તેમ જ સ્થળ અને દેશનિર્દેશ કરનારાં નામો પણ લેખકોની ટીપ સહિત આપેલાં છે. આવા શબ્દોના અર્થ શોધવાના તેમ જ સ્થળ વિગેરેનો નિર્ણય કરવાના જૂદા જૂદા પ્રયાસ થએલા છે. પણ હવે આખો એકંદર આ સંગ્રહ છપાયા બાદ બધા શબ્દો તેમ જ સ્થળો માટે એકહથ્થુ પ્રયાસ કરી, એક ગ્રંથના રૂપમાં પ્રસિદ્ધ કરવાની જરૂર હરકોઇને જણાશે. કોઈ સાક્ષર તે કામ ઉપાડી લે તો તે સર્વથા ઇષ્ટ છે. તેમ નહીં થાય તો નિવૃત્ત થયા બાદ હાથ ધરવાનાં કાર્યોની ટીપમાં મેં તે ઉમેરી રાખેલ છે, પણ તે અભિલાષા પાર પાડવી તે પ્રભુના હાથમાં છે.

આ. ગિ. વ.

# સંગ્રહીત લેખોની અનુક્રમણિકા

## ગુપ્તવંશી

| અ. નં. | લેખની વિગત | સાલ | ક્યાં પ્રસિદ્ધ | હાલ ક્યાં છે | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧૫ | સ્કંદગુપ્તનો જૂનાગઢમાંનો ખડકઉપરનો શિલા લેખ | ગુપ્ત સં. ૧૩૬–૩૮ ઇ. સ. ૪૫૭-૫૮ | કો.ઇ.ઇ. વો. ૩ પા. ૫૬ | જૂનાગઢ | ૩ |

## વલભીવંશી

### દ્રોણસિંહ ( ગુ. સ. ૧૮૦–૨૦૦ ) ઈ. સ. ૪૯૯ થી ૫૧૯

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૬ | ભમોદરામોટામાંથી મળેલું તામ્રપત્ર | ૧૮૩ શ્રાવણ સુ. ૧૫ | એ. ઇ વો. ૧૬ પા. ૧૭ | પ્રિ. ઓ. વે. મ્યુ. મું. | ૩ |

### ધ્રુવસેન ૧ લો ( ગુ. સં. ૨૦૦–૨૩૦ ) ઇ. સ. ૫૧૯ થી ૪૯

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૭ | પાલીતાણાનાં તામ્રપત્રો | ૨૦૬ભાદ્રપદ સુ.૫ | એ.ઇ.વો.૧૧ પા. ૧૦૫ | પ્રિ. ઓ. વે. મ્યુ. મું. | ૫ |
| ૧૮ | દાનપત્રનું બીજું પતરૂં માત્ર | ૨૦૬આશ્વિન.સુ.૩ | એ.ઇ.વો. ૧૭ પા. ૧૦૯ | ,, | ૯ |
| ૧૯ | તામ્રપત્રો | ૨૦૭ કાર્તિક સુ. ૭ | ઇ. એ. વો. ૫ પા. ૨૦૪ | ? | ૧૧ |
| ૨૦ | તામ્રપત્રો | ૨૦૭ વૈશાખ. વ.૫ | એ.ઇ.વો.૧૭ પા. ૧૦૫ | પ્રિ. ઓ. વે. મ્યુ. મું. | ૧૩ |
| ૨૧ | ગણેશગઢનાં તામ્રપત્રો | ૨૦૭વૈશાખ.વ.૧૫ | એ. ઇ. વો. ૩ પા. ૩૧૮ | વડોદરા મ્યુઝિયમ | ૧૬ |
| ૨૨ | ભાવનગરનાં તામ્રપત્રો | ૨૧૦ શ્રાવણ સુ.૧૩ | એ.ઇ.વો.૧૫ પા. ૨૫૫ | પ્રિ. ઓ.વે. મ્યુ. મું. | ૨૧ |
| ૨૩ | પાલીતાણાનાં તામ્રપત્રો | ૨૧૦શ્રાવણ સુ.૧૫ | એ.ઇ.વો.૧૧ પા. ૧૦૯ | ,, | ૨૪ |
| ૨૪ | તામ્રપત્રો પતરૂં પહેલું | ૨૧૦ ભાદ્રપદ વ. ૮ | એ.ઇ.વો. ૧૭ પા. ૧૦૮ | ,, | ૨૮ |
| | ,, પતરૂં બીજું | ,, | એ.ઇ.વો. ૧૯ પા. ૧૨૫ | વો. મ્યુ. રા. | |
| ૨૫ | તામ્રપત્રો | ૨૧૦ભાદ્રપદ વ.૧૩ | જ. બો. બ્રે. રો. એ.સો. ન્યુ. સી. વો. ૧ પા. ૬૫ | પ્રિ. ઓ. વે. મ્યુ. મું. | ૩૦ |
| ૨૬ | પાલીતાણાનાં તામ્રપત્રો | ૨૧૦ આશ્વિન વ.૧ | એ.ઇ.વો. ૧૧ પા. ૧૧૨ | ,, | ૩૨ |
| ૨૭ | તામ્રપત્રો | ૨૧૬ માઘ. વ. ૩ | ઇ. એ. વો. ૪ પા. ૧૦૪ | ? | ૩૬ |
| ૨૮ | તામ્રપત્રો | ૨૧૭આશ્વિન વ.૧૩ | જ. રો. એ. સો. ૧૮૯૫ પા. ૩૭૯ | બ્રિ. મ્યુ. | ૩૯ |
| ૨૯ | વાવડી જોગીયાનાં તામ્રપત્રો | ૨૨૧આશ્વિન વ.૫ | વી.ઓ.જ.વો.૭પા.૨૯૭ | | ૪૨ |
| ૩૦ | તામ્રપત્રો | ૨૨૬કાર્તિક સુ. ૧૫ | જ.બો.બ્રે.રો.એ.સો.ન્યુ. સી. વો. ૧ પા. ૧૬ | વ. મ્યુ. | ૪૫ |
| ૩૧ | પહેલું પતરૂં માત્ર | — | ,, પા. ૧૮ | ,, | ૪૮ |
| ૩૨ | પહેલું પતરૂં માત્ર | — | ,, પા. ૨૦ | ,, | ૫૦ |

### ગુહસેન ( ગુ. સં. ૨૩૫–૨૫૦ ) ઇ. સ. ૫૫૪–૫૬૯

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૩ | તામ્રપત્રો | ૨૪૦ શ્રાવણ સુ. ? | ઇ. એ. વો. ૭ પા. ૬૬ | | ૫૨ |
| ૩૪ | વળાનું તામ્રપત્ર | ૨૪૬ માઘ. વ. | એ.ઇ.વો. ૧૩ પા. ૩૩૮ | બ્રિ. મ્યુ. | ૫૫ |
| ૩૫ | ગુહસેનના સમયના માટીના ઘડાના કટકા ઉપરનો લેખ | ૨૪૭ | ઇ. એ. વો. ૧૪ પા. ૭૫ | | ૫૮ |
| ૩૬ | તામ્રપત્રો | ૨૪૮આશ્વિન વ.૧૪ | ઇ. એ. વો. ૫ પા. ૨૦૬ | | ૫૯ |

| અ. નં. | લેખની વિગત | સાલ | ક્યાં પ્રસિદ્ધ | હાલ ક્યાં છે | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૩૭ | બાંકોડીમાંથી મળેલો શિલાલેખ | — | ભા. પ્રા. સં. ઇ. પા. ૩૦ | | ૬૧ |

**ધરસેન ૨ જો ( ગુ. સં. ૨૫૦–૨૮૦ ) ઇ. સ. ૫૬૯–૫૯૯**

| અ. નં. | લેખની વિગત | સાલ | ક્યાં પ્રસિદ્ધ | હાલ ક્યાં છે | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૩૮ | ઝરમાંથી મળેલાં તામ્રપત્રો | ૨૫૨ ચૈત્ર વ. ૫ | ઇ.એ.વો. ૧૫ પા ૧૮૭ | | ૬૨ |
| ૩૯ | મહુવા પાસે કતપુરમાંથી મળેલાં તામ્રપત્રો | ૨૫૨ વૈશાખ.વ.૫ | ભા. પ્રા, સં.ઇ. પા, ૩૫ | બા. મ્યુ. ભા. | ૬૪ |
| ૪૦ | ભાડવામાંથી મળેલાં તામ્ર-પત્રો | ૨૫૨વૈશાખ.વ૧૫ | એ. ભા. ઓ. ઇ. વો. ૪ પા. ૩૩ | વો. મ્યુ. રા. | ૬૯ |
| ૪૧ | પાલીતાણાના તામ્રપત્રો | ૨૫૨વૈશાખ.વ૧૫ | એ.ઇ. વો. ૧૧ પા. ૮૦ | પ્રિ. ઓ. વે. મ્યુ. મું. | ૭૪ |
| ૪૨ | માળીયાનાં તામ્રપત્રો | ૨૫૨વૈશાખ વ.૧૫ | કો.ઇ.ઇ.વો.૩ પા. ૧૬૪ | બ. મ્યુ. જૂ. | ૭૯ |
| ૪૩* | તામ્રપત્રો | ૨૫૨વૈશાખ વ.૧૫ | ઇ. એ. વો. ૭ પા. ૬૮ | ,, | ૮૫ |
| ૪૪ | બંટીયાવાળા તામ્રપત્રો | ૨૫૭વૈશાખ વ.૧૫ | વો. મ્યુ. રી. ૧૯૨૫–૨૬ પા. ૧૩ | | ૮૯ |
| ૪૫ | તામ્રપત્રો | ૨૬૯ ચૈત્ર. વ. ૨ | ઇ. એ. વો. ૬ પા. ૯ | | ૯૦ |
| ૪૬ | તામ્રપત્રો | ૨૭૦માઘ. સુ. ૧૦ | જ. બો.બ્રે.રો. એ. સો. ન્યુ. સી.વો. ૧ પા. ૬૬ | પ્રિ. ઓ. વે. મ્યુ. મું. | ૯૪ |
| ૪૭ | તામ્રપત્રો | ૨૭૦ફાલ્ગુન વ.૧૦ | ઇ. એ. વો. ૭ પા. ૭૦ | | ૯૭ |
| ૪૮ | તામ્રપત્રો | — | જ. બો. બ્રે.રો. એ.સો. ન્યુ.સી. વો. ૧ પા. ૨૧ | વ. મ્યુ. | ૧૦૧ |
| ૪૯ | પહેલું પતરૂં માત્ર | — | ,, પા. ૨૪ | ,, | ૧૦૪ |
| ૫૦ | બનાવટી તામ્રપત્રો | શ. સં. ૪૦૦ વૈશાખ સુ. ૧૫ | ઇ.એ.વો. ૧૦ પા. ૨૭૭ | | ૧૦૬ |

**શીલાદિત્ય ૧ લો ( ગુ. સ. ૨૮૦–૨૮૫ ) ઇ. સ. ૫૯૯–૬૧૪**

| અ. નં. | લેખની વિગત | સાલ | ક્યાં પ્રસિદ્ધ | હાલ ક્યાં છે | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૫૧ | પાલીતાણાનાં તામ્રપત્રો | | | | |
| | પહેલું પતરૂં | ૨૮૬ વૈશાખ.વ.૬ | એ.ઇ.વો.૧૧ પા. ૧૧૫ | પ્રિ.ઓ.વે.મ્યુ.મું. | ૧૧૧ |
| | બીજું પતરૂં | | ઇ. એ. વો. ૧ પા. ૪૬ | | |
| ૫૨ | તામ્રપત્રો | ૨૮૬ જ્યેષ્ઠ વ. ૬ | ઇ. એ. વો. ૧૪પા.૩૨૭ | પ્રિ.ઓ.વે.મ્યુ.મું. | ૧૧૫ |
| ૫૩ | નવલખીમાંથી મળેલાં તામ્રપત્રો | ૨૮૬ આષાઢ વ. ૮ | એ.ઇ.વો. ૧૧ પા. ૧૭૪ | બ. મ્યુ. જૂ. | ૧૧૯ |
| ૫૪ | પતરૂં બીજું માત્ર | ૨૮૬ શ્રાવણ. વ.૭ | જ. બો.બ્રે. રો.એ. સો. ન્યુ. સી. વો. ૧ પા. ૨૬ | વ. મ્યુ. | ૧૨૩ |
| ૫૫ | તામ્રપત્રો | ૨૮૭ માર્ગ. વ. ૭ | ,, પા. ૨૮ | | ૧૨૫ |
| ૫૬ | વળામાંથી મળેલાં તામ્રપત્રો | ૨૮૭ | નોટ ગો. હી. ઓઝા. | વ. મ્યુ. | ૧૨૫ |
| ૫૭× | તામ્રપત્રો | ૨૯૦ ભાદ્ર. વ. ૮ | ઇ. એ. વો. ૯ પા. ૨૩૭ | વો. મ્યુ. રા. | ૧૨૯ |

* આ રાજાનું એક વધુ દાનપત્ર સં. ૨૫૨ વૈ. વ. ૧૫ નું ભાગ બીજામાં પૂરવણી તરીકે પ્રસિદ્ધ થશે.
× આ રાજાનું એક વધુ દાનપત્ર સં. ૨૯૦ ચૈ. સુ. ૪ નું ભાગ બીજામાં પૂરવણી તરીકે પ્રસિદ્ધ થશે.

| અ. નં. | લેખની વિગત | સાલ | ક્યાં પ્રસિદ્ધ | હાલ ક્યાં છે | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૭૯ | તામ્રપત્રો | ૩૪૬ માર્ગ. વ. ૩ | ,, ૭૧ | પ્રિ.ઓ.વે.મ્યુ.મું. | ૨૧૮ |
| ૮૦ | તામ્રપત્રો | ૩૪૬ પૌષ સુ. ૭ | ,, ૭૩ | ,, | ૨૨૦ |
| ૮૧ | ભાવનગરવાળાં તામ્રપત્રો | ૩૪૭ વૈ. સુ. ૧૫ | આ. સ. રી. વે. સ. ૧૯૧૫–૧૬ પા. ૫૫ | બા. મ્યુ. ભા. | ૨૨૨ |
| ૮૨ | લુંસડીમાંથી મળેલાં તામ્રપત્રો | ૩૫૦ ફાલ્ગુન વ. ૩ | એ. ઇ. વો. ૪ પા. ૭૪ | | ૨૨૩ |
| ૮૩ | તામ્રપત્રો | ૩૫૨ ભાદ્ર. સુ. ૧ | ઇ.એ.વો. ૧૧ પા. ૩૦૫ | બા. મ્યુ. ભા. | ૨૩૦ |
| ૮૪ | તામ્રપત્રો | ૩૫૬ જ્યે. ? ૭ | જ.બો.બ્રે.રો.એ.સો.ન્યુ. સી. વો. ૧ પા. ૫૭ | ,, અને વૉ. મ્યુ. રા. | ૨૩૬ |
| ૮૫ | ખેડાનાં તામ્રપત્રો | ૩૬૫ વૈ. સુ. ૧ | જ. બે. એ. સો. વો. ૭ પા. ૯૬૮ | | ૨૪૨ |
| ૮૬ | તામ્રપત્રનું પહેલું પતરૂં માત્ર | — | જ.બો.બ્રે.રો.એ.સો.ન્યુ. સી. વો. ૧ પા. ૭૦ | પ્રિ.ઓ.વે.મ્યુ.મું. | ૨૪૫ |
| ૮૭ | તામ્રપત્રનું બીજું પતરૂં માત્ર | — | ,, ,, પા. ૪૦ | વ. મ્યુ. | ૨૪૬ |

**શીલાદિત્ય ૪ થો ( ગુ. સં. ૩૭૦–૯૦ ) ઈ. સ. ૬૮૯–૭૦૯**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮૮ | દેવળીનાં તામ્રપત્રો | ૩૭૫ જ્યેષ્ઠ વ. ૫ | ભા. પ્રા. સં. ઇ. પા. ૫૪ | બા. મ્યુ. ભા. | ૨૪૯ |
| ૮૯ | તામ્રપત્રો | ૩૭૬ માર્ગ. સુ. ૧૫ | એ.ઇ.વો. ૫ એપેન્ડીક્સ નં. ૪૯૨ પા. ૬૯ | | ૨૫૯ |
| ૯૦ | તામ્રપત્રો | ૩૮૧ માર્ગ. સુ. ૬ | જ.બો.બ્રે.રો.એ.સો.ન્યુ. સી. વો. ૧ પા. ૭૫ | પ્રિ.ઓ.વે.મ્યુ.મું. | ૨૬૦ |
| ૯૧ | તામ્રપત્રો | ૩૮૨ માર્ગ. સુ. ૬ | એ.ઈ.વો. ૫.એપેન્ડીક્સ નં. ૪૯૩ પા. ૬૯ | | ૨૬૧ |
| ૯૨ | તામ્રપત્રો | ૩૮૭દ્વિ. પૌષ વ.૪ | આ. સ. રી. વે. સ. ૧૯૧૫–૧૬ પા. ૫૫ | બા. મ્યુ. ભા. | ૨૬૨ |

**શીલાદિત્ય ૫ મો. ( ગુ. સ. ૩૯૦–૪૨૦ ) ઇ. સ. ૭૦૯–૩૯**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૯૩ | ગોંડળનાં તામ્રપત્રો | ૪૦૩ માઘ વ. ૧૨ | જ. બો. બ્રે. રો. એ. સો. વો. ૧૧ પા. ૩૩૫ | પ્રિ.ઓ.વે.મ્યુ.મું. | ૨૬૩ |
| ૯૪ | ગોંડળનાં તામ્રપત્રો | ૪૦૩ વૈશાખ સુ. ૧૩ | ,, | ,, | ૨૭૧ |

**શીલાદિત્ય ૬ ઠ્ઠો ( ગુ. સ. ૪૨૦–૪૫ ) ઇ. સ. ૭૩૯–૬૪**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૯૫ | તામ્રપત્રો | ૪૪૧ કાર્તિક સુ. ૫ | ઇ. એ. વો. ૬ પા. ૧૬ | | ૨૮૦ |

**શીલાદિત્ય ૭ મો ( ગુ. સ. ૪૪૫–૪૫૦ ) ઇ. સ. ૭૬૪–૬૯**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૯૬ | અલીણાનાં તામ્રપત્રો | ૪૪૭ જ્યેષ્ઠ સુ. ૫ | કો.ઇ.ઇ.વો.૩ પા. ૧૭૧ | પ્રિ.ઓ.વે.મ્યુ.મું. | ૨૮૮ |

**દાતા તથા સાલ ન જણાએલાં ( વલભી) તામ્રપત્રો**

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૯૭ | તામ્રપત્રનું પતરૂં પહેલું | — | જ.બો.બ્રે.રો.એ.સો.ન્યુ. સી. વો. ૧ પા. ૪૩ | | ૩૦૨ |
| ૯૮ | ,, | — | ,, પા. ૪૪ | | ૩૦૪ |
| ૯૯ | ,, | — | ,, પા. ૪૬ | | ૩૦૬ |
| ૧૦૦ | તામ્રપત્રના પહેલા પતરાનો ટુકડો | — | ,, પા. ૪૮ | | ૩૦૮ |
| ૧૦૧ | ,, | — | ,, પા. ૪૯ | | ૩૦૯ |

## ગુજરાત ચાલુક્ય વંશી

# સંક્ષિપ્ત શબ્દસૂચી

| | |
|---|---|
| આ. સ. વે. સ. રી. | આર્કીઓલોજીકલ સર્વે વેસ્ટર્ન સરકલ રીપોર્ટ |
| એ. ઈ. | એપિગ્રાફિઆ ઈંડિકા |
| એ. ભા. ઓ. ઇ. | એનાલ્સ ભાંડારકર ઓરીએન્ટલ ઇન્સ્ટીટ્યુટ |
| ઇ. એ. | ઈંડિયન એન્ટીકવેરી |
| કો. ઇ. ઈ. | કોપર્સ ઇન્સ્ક્રિપ્શિઓનમ ઇન્ડિકારમ |
| ગુ. સં. | ગુપ્ત—વલભી સંવત |
| જ. બેં. એ. સો. | જરનલ બેંગાલ એશિઆટિક સોસાઇટિ |
| જ. બાં. બ્રે. રો. એ. સો. | જરનલ બાંબે બ્રેન્ચ રોયલ એસિઆટિક સોસાઇટી |
| ,, ,, ન્યુ. સી | ,, ,, ,, ન્યુ. સીરીઝ |
| જ. રો. એ. સો. | જરનલ રોયલ એશિયાટિક સોસાઇટી |
| નોટ. ગો. હી. ઓઝા. | નોટ ગૌરીશંકર હીરાચંદ ઓઝાકૃત |
| પ્રા. સં. ઈ. | ભાવનગર પ્રાકૃત અને સંસ્કૃત ઇન્સ્ક્રિપ્શન્સ |
| પ્રિ. ઓ. વે. મ્યુ. મું. | પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમ મુંબઈ |
| બ. મ્યુ. જૂ. | બહાદુરખાનજી મ્યુઝિયમ જૂનાગઢ |
| બા. મ્યુ. ભા. | બાર્ટન મ્યુઝિયમ ભાવનગર |
| બ્રિ. મ્યુ. | બ્રિટિશ મ્યુઝિયમ લંડન |
| ભા. પ્રા. સં. ઇ. | ભાવનગર પ્રાકૃત અને સંસ્કૃત ઇન્સ્ક્રિપ્શન્સ |
| રી. લી. એ. રી. બો. પ્રે. | રીવાઈઝ્ડ લીસ્ટ એન્ટીકવેરીઅન રીમેઇન્સ બોંબે પ્રેસીડન્સી |
| વ. મ્યુ. | વળા મ્યુઝીયમ |
| વી. ઓ. કો. રી. આ. સે. | વીએના ઓરીયેન્ટલ કોંગ્રેસ રીપોર્ટ આર્યન સેકશન |
| વી. ઓ. જ. | વીએના ઓરીયેન્ટલ જરનલ |
| વો. મ્યુ. રા. રી. | વોટસન મ્યુઝિયમ રાજકોટ રીપોર્ટ |
| શ. સં. | શક સંવત |

## ૨ સભાના પારિતોષકથી પ્રસિદ્ધ ગ્રન્થો ૫

(૧) મેટર્લીંકના નિબંધો–(ભાષાન્તર) રા. રા. ધનસુખલાલ કુ. મહેતા.

(૨) વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ—રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.

(૩) શૈવમતનો સંક્ષિપ્ત ઇતિહાસ—રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.

(૪) દેહ, જીવ અને આત્માની વૈજ્ઞાનિક મીમાંસા (ભાષાન્તર)—રા. રા. પ્રેમશંકર નારણજી દવે.

(૫) લૉર્ડ મોરલીકૃત કોમ્પ્રોમિસ (ભાષાંતર), સત્યાગ્રહની મર્યાદા—રા. રા. મહાદેવ હરિભાઈ દેશાઈ, બી. એ. એલએલ. બી.

### ૩ સભાના આશ્રયથી પ્રસિદ્ધ ગ્રન્થો ૬

(૧) નર્મકોષ–સ્વ. કવિ નર્મદાશંકર લાલશંકર દવે.

(૨) "ભક્તકવિ શ્રી દયારામનું જીવનચરિત્ર"–લે. રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ, પ્રકાશક રા. રા. નારાયણદાસ પરમાનંદદાસ ડભોઇવાળા.

(૩–૪) કાઠિયાવાડનું કંઠસ્થ સાહિત્ય, ભાગ ૧ લો તથા ૨ જો (પ્રાચીન વાર્તાસંગ્રહો)–રા. રા. હરગોવિન્દ પ્રેમશંકર ત્રિવેદી.

(૫) અભિમન્યુઆખ્યાન–જન તાપીકૃત (ર. સં. ૧૭૮૫) શા. રા. મંજુલાલ રણછોડલાલ મજમુદાર, બી. એ. એલએલ બી.

(૬) સંયુક્તાખ્યાન (કાવ્ય) રા. રા. ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા, એમ. એ.

### ૪ મુદ્રણાલયમાં ૭

(૧) રૂસ્તમ બહાદુરનો પવાડો (શામળ) રા. રા. અંબાલાલ બુ. જાની, બી. એ.

(૨) કેશવકૃત ભાગવત દશમસ્કંધ–રા. રા. અંબાલાલ બુ. જાની, બી. એ.

(૩) રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીયાનાં "ફાઇલોલોજીકલ લેક્ચર્સ" ભાગ ૧ લાનું ભાષાન્તર (સટિપ્પન)–રા. રા. રામપ્રસાદ પ્રેમશંકર બક્ષી, બી. એ.

(૪) "ચતુર્વિંશતિપ્રબંધ"–ગુજરાતી અનુવાદ; લેખક પ્રો. હિરાલાલ રસિકદાસ કાપડીયા, એમ. એ.

(૫) પ્રબંધચિંતામણિ—મેરૂતુંગાચાર્યકૃત ગુજરાતી અનુવાદ, તૈયાર કરનાર રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.

(૬) મહાભારત ગુજરાતી, ભાગ ૨ જો આરણ્યક પર્વ, સંશોધક રા. રા. કેશવરામ કાશીરામ શાસ્ત્રી, માંગરોળ.

(૭) નરપતિકૃત "પંચદંડ" (સં. ૧૫૪૫) સંશોધક રા. રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ.

### ૫ તૈયાર થતાં ૫

(૧) રાસમાળાની પૂરણિકા–દિ. બ. રણછોડભાઇ ઉદયરામ દવેએ સંગ્રહીત, ગોઠવી લખનાર રા. રા. ગિરજાશંકર વલ્લભજી આચાર્ય એમ. એ.

(૨) "રૂક્મિણીરી વેલી"–(પ્રાચીન) તૈયાર કરનાર રા. રા. નટવરલાલ ઇચ્છારામ દેસાઇ બી. એ.

(૩) મધુસૂદન વ્યાસકૃત હંસાવતીની વાર્તા. સં. ૧૬૫૪ (પ્રાચીન) સંશોધક રા. રા. શંકરપ્રસાદ છગનલાલ રાવળ.

(૪–૫) શૈવધર્મ અને વૈષ્ણવધર્મ, તેના સિદ્ધાન્તો, ગુજરાતમાં પ્રચાર અને ગુજરાતી સાહિત્ય ઉપર તેની અસર, દ્વિતીય આવૃત્તિ, કર્તા રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.

મળવાનું ઠેકાણું–મેસર્સ એન. એમ. ત્રિપાઠી

બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ; પ્રિન્સેસસ્ટ્રીટ, મુંબઈ ૨

श्रीः

गुजरातना ऐतिहासिक लेख

# મૌર્યવંશી

# રાજા અશોકનાં ધર્મશાસનો

श्रीः

# ગુજરાતના ઐતિહાસિક લેખ

## મૌર્યવંશી રાજા અશોકનાં ધર્મશાસનો

કાઠિયાવાડ દ્વીપકલ્પમાંના જૂનાગઢ રાજ્યના રાજધાનીના શેહેર જૂનાગઢની પૂર્વે આશરે એક માઈલ છેટે અશોકનાં પ્રસિદ્ધ ચૌદ શાસનો મળી આવ્યાં છે તે મ્હોટા અને પવિત્ર ગિરનાર પર્વતની આસપાસની ખીણમાં જવાના સાંકડા માર્ગ ઉપર આવેલાં છે. જમીનની સપાટીથી બાર ફીટ ઉંચાઈવાળા અને નીચેના ભાગમાં ૭૫ ફીટના પરિઘવાળા વિશાળ ગોળ કરેલા અને લગભગ શંકુ આકૃતિવાળા ગ્રેનાઇટના ખડકની સો ચોરસ ફીટથી પણ વધારે ખડબચડી સપાટી ઉપર આ લેખ પથરાયેલો છે. અશોકનાં શાસનો ઉપરાંત આ ખડક ઉપર બીજા બે લેખો કોતરેલા છે; જેમાંનો એક મૌર્ય રાજા ચન્દ્રગુપ્તના પ્રાંતિક સુબા વૈશ્ય પુષ્યગુપ્તે બંધાવેલા સુદર્શન તળાવમાં સમારકામ સંબંધી મહાક્ષત્રપ રુદ્રદામનના સમયનો છે. બીજો લેખ ગુપ્તરાજા સ્કન્દગુપ્તના સમયનો છે અને સુરાષ્ટ્રના સુબા અને પર્ણદત્તના દીકરા ચક્રપાલિતે ઇ. સ. ૪૫૬–૭ માં કરાવેલા વિશેષ સમારકામ સંબંધી છે.

અશોકનો લેખ ખડકની ઈશાન બાજુ ઉપર છે. ચૌદ શાસનો પડખોપડખ બે હારે ગોઠવેલાં છે. અને સીધી લીટીથી એક બીજાથી જૂદાં પડાયેલાં છે. ડાબી બાજુની હારમાં એકથી પાંચ અને જમણી બાજુએ છથી ૧૨ શાસનો છે. તેરમું અને ચૌદમું શાસન અનુક્રમે પાંચમા અને બારમા શાસન નીચે છે.

મેજર જેમ્સ ટૉડ ઇ. સ. ૧૮૨૨ ના ડીસેંબરમાં ગિરનાર ઉપર ગએલ ત્યારે આ લેખ આબાદ સ્થિતિમાં હતો. ત્યાર બાદ જૂનાગઢથી ગિરનાર જવાનો બન્ધ બાંધતી વખતે આ લેખના પાંચમા અને તેરમા શાસનોના અમુક ભાગ સુરંગથી ઉરાડી દીધા હતા. અત્યારે આ લેખ ઉપર ડૉ. જેમ્સ બરજેસની ભલામણથી છાપરૂં ઉભું કરવામાં આવ્યું છે.

તેરમા શાસનના ગુમ થએલ ભાગના બે કટકા હાલમાં મળ્યા છે અને તે જૂનાગઢ મ્યુઝિયમમાં સુરક્ષિત છે.

## प्रथम शासन

१ (अ) इयं धंमलिपी देवानंप्रियेन
२ प्रियदसिना राञा लेखापिता (ब) इध न किं—
३ चि जीवं आरभित्पा प्रजूहितव्यं
४ (क) न च समाजो कतव्यो (ड) बहुकं हि दोसं
५ समाजम्हि पसति देवानंप्रियो प्रियदसि राजा
६ (इ) अस्ति पि तु एकचा समाजा साधुमता देवानं
७ प्रियस प्रियदसिनो राञो (फ) पुरा महानसम्हि
८ देवानंप्रियस प्रियदसिनो राञो अनुदिवसं ब—
९ हूनि प्राणसतसहस्रानि आरभिसु सूपाथाय
१० (ग) से अज यदा अयं धंमलिपी लिखिता ती एव प्रा—
११ णा आरभरे सूपाथाय द्वो मोरा एको मगो सो पि
१२ मगो न ध्रुवो (ह) एते पि त्री प्राणा पछा न आरभिसंरे

### શાસન ૧ લું

અ. આ નીતિવિલેખન દેવોના પ્રિય પ્રિયદર્શિ રાજાએ લખાવેલ છે.

બ. આંહી કોઈ પણ જીવતા પ્રાણીને મારવું નહીં, તેમ જ હોમવું નહીં.

ક. અને કોઈ પણ ઉત્સવસંમેલન ભરવું નહીં.

ડ. કારણ કે દેવોના પ્રિય પ્રિયદર્શિ રાજા ઉત્સવસંમેલનોમાં બહુ દોષ જુએ છે.

ઈ. પણ વળી કેટલાંક એવાં ઉત્સવસંમેલનો છે કે જે દેવોના પ્રિય પ્રિયદર્શિ રાજાથી સારાં મનાયાં છે.

ફ. પૂર્વે દેવોના પ્રિય પ્રિયદર્શિ રાજાના રસોડામાં સૂપ બનાવવા માટે ઘણાં લાખ પ્રાણીઓ રોજ મારવામાં આવતાં હતાં.

ગ. પણ હવે જ્યારે આ નીતિવિલેખન લખાયું છે ત્યારે સૂપને માટે માત્ર ત્રણ પ્રાણી મારવામાં આવે છે; બે મોર અને એક હરણ; વળી આ હરણ પણ હમ્મેશ નહીં.

હ. આ ત્રણ પ્રાણીઓ પણ ભવિષ્યમાં મારવામાં આવશે નહીં.

## बीजुं शासन

१ (अ) सर्वत विजितसि देवानंप्रियस पियदसिनो राञो
२ एवमपि प्रचंतेसु यथा चोडा पाडा सतियपुतो केतलपुतो आ तंब-
३ पंणी अंतियको योनराजा ये वा पि तस अंतियकस सामीपं
४ राजानो सर्वत्र देवानंप्रियस प्रियदसिनो राञो द्वे चिकीछ कता
५ मनुसचिकीछा च पसुचिकीछा च ( ब ) ओसुढानि च यानि मनुसोपगानि च
६ पसोपगानि च यत यत नास्ति सर्वत्रा हारापितानि च रोपापितानि च
७ (क) मूलानि च फलानि च यत यत्र नास्ति सर्वत हारापितानि च रोपापितानि च
८ (ड) पंथेसू कूपा च खानापिता व्रछा च रोपापिता परिभोगाय पसुमनुसानं

### શાસન બીજું

અ, દેવોના પ્રિય રાજાના (જિતેલા) પ્રદેશોમાં બધે તેમ જ સરહદ ઉપરના રાજાઓ જેવા કે ચોડ, પાણ્ડય, સંતિયપુત, કેતલપુત તેમજ તામ્રપર્ણી અને યોનરાજા અંતિયક અને વળી આ અંતિયકની પડોશમાં જે રાજાઓ છે તેમાં બધે દેવોના પ્રિય રાજાથી બે પ્રકારની ચિકિત્સા સ્થાપવામાં આવી : માણસની ચિકિત્સા અને પશુની ચિકિત્સા.

બ. અને જ્યાં જ્યાં મનુષ્યોપયોગી અને પશૂપયોગી ઔષધો નહોતાં ત્યાં ત્યાં તે મંગાવવામાં આવ્યાં અને રોપાવવામાં આવ્યાં.

ક. જ્યાં જ્યાં મૂળો અને ફળો નહોતાં ત્યાં ત્યાં તે મંગાવવામાં આવ્યાં અને રોપાવવામાં આવ્યાં.

ડ. પશુ અને મનુષ્યના ઉપયોગ માટે રસ્તાઓ ઉપર કુવાઓ ખોદાવવામાં આવ્યા અને ઝાડો રોપાવવામાં આવ્યાં.

---

## त्रीजुं शासन

१ (अ) देवानंपियो पियदसि राजा एवं आह (ब) द्वादसवासाभिसितेन मया इदं आञपितं
२ (क) सर्वत विजिते मम युता च राजूके च प्रादेसिके च पंचसु पंचसु वासेसु अनुसं–
३ यानं नियातु एतायेव अथाय इमाय धंमानुसस्टिय यथा अञा-
४ य पि कंमाय ( ड ) साधु मातरि च पितरि च सुस्रूसा मित्रसंस्तुतञातीनं ब्राह्मण–
५ समणानं साधु दानं प्राणानं साधु अनारंभो अपव्ययता अपभाडता साधु
६ (इ) परिसा पि युते आञपयिसति गणनायं हेतुतो च व्यंजनतो च

### શાસન ત્રીજું

અ. દેવોના પ્રિય રાજા આ પ્રમાણે બોલે છે :

બ. રાજ્યાભિષેક થયાને બાર વર્ષ થયાં ત્યારે મ્હારાથી નીચેનો હુકમ કાઢવામાં આવ્યોઃ

ક. દરેક પાંચ પાંચ વર્ષે મ્હારા પ્રદેશોમાં બધે યુકત રાજૂક અને પ્રાદેશિક સંપૂર્ણ મુસાફરીએ નીકળશે અને તે આ હેતુ માટે ( એટલે કે ) નીચેના નીતિશિક્ષણ માટે તેમ જ બીજા કામકાજ માટે :

ડ. માતા અને પિતા તરફ સુશ્રૂષા સારી છે. મિત્ર, ઓળખીતા, સંબંધી, બ્રાહ્મણ અને શ્રમણ તરફ ઉદાર વૃત્તિ સારી છે. પ્રાણીઓની અહિંસા સારી છે, ઓછો ખર્ચ અને ઓછું સંઘરવું સારૂં છે.

ઈ. (આ નિયમો) હેતુપુરઃસર અને અક્ષરશઃ નોંધવા માટે પરિષદ પણ "યુક્ત" ને ફરમાવશે.

## चोथुं शासन

१ (अ) अतिकातं अंतरं बहूनि वाससतानि वढितो एव प्राणारंभो विहिंसा च भूतानं आतीसु
२ असंप्रतिपती ब्राह्मणसमणानं असंप्रतीपती (ब) त अज देवानंप्रियस प्रियदसिनो राञो
३ धंमचरणेन भेरीघोसो अहो धंमघोसो विमानदर्सणा च हस्तिदसणा च
४ अगिखंधानि च अञानि च दिव्यानि रूपानि दसयिता जनं (क) यारिसे बहूहि वाससतेहि
५ न भूतपुवे तारिसे अज वढिते देवानंप्रियस प्रियदसिनो राञो धंमानुसस्टिया अनारं-
६ भो प्राणानं अविहीसा भूतानं आतीनं संपटिपती ब्राह्मणसमणानं संपटिपती मातरि पितरि
७ सुस्रुसा थैरसु सा (ड) एस अञे च बहुविधे धंमचरणे वढिते (ए) वढयिसति चेव देवानंप्रियो
८ प्रियदसि राजा धंमचरणं इदं (फ) पुत्रा च पोत्राच प्रपोत्रा च देवानंप्रियस प्रियदसिनो राञो
९ प्रवधयिसंति इदं धंमचरणं आव सवटकपा धंमम्हि सीलम्हि तिस्टंतो धंमं अनुसासिसंति
१० (ग) एस हि सेस्टे कंमे य धंमानुसासनं (ह) धंमचरणेपि न भवति असीलस (इ) त इमम्हि अथम्हि
११ वधी च अहीनी च साधु (ज) एताय अथाय इदं लेखापितं इमस अथस वधि युजंतु हीनि च
१२ नो लोचेतव्या (क) द्वादसवासाभिसितेन देवानंप्रियेन प्रियदसिना राञा इदं लेखापितं

### શાસન ચોથું

અ. પૂર્વ સમયમાં ઘણાં સૈકાં સુધી પ્રાણીઓનો વધ અને જીવોની હિંસા નિરન્તર વધતી જાતી હતી. (તેમ જ) જ્ઞાતિજન તરફ અવિવેક અને બ્રાહ્મણ અને શ્રમણ તરફ અ-વિવેક (પણ વધ્યો જતો હતો).

બ. પણ હવે દેવોના પ્રિય રાજાની નીતિચર્યાને લીધે ઢોલનો અવાજ હવે નીતિનો અવાજ (થયો છે.) લોકોને વિમાન, હાથીઓ, અગ્નિસમૂહ અને બીજાં દિવ્ય રૂપો બતાવીને.

ક. ઘણાં સૈકાં સુધી પૂર્વે અસ્તિત્વમાં નહોતાં એવાં હવે દેવોના પ્રિય રાજાના નીતિશિક્ષણને લીધે પ્રાણીઓના વધનો અટકાવ, જીવોની અહિંસા, જ્ઞાતિજન તરફ વિવેક, માતાપિતાની સેવા, બ્રાહ્મણો અને શ્રમણો તરફ વિવેક, અને વૃદ્ધની સેવા (એ બધાં) વધ્યાં છે.

ડ. આ અને બીજી ઘણી રીતે નીતિચર્યા વધી છે. અને આ નીતિચર્યા દેવોના પ્રિય રાજા હમેશાં વધારશે.

ફ. દેવોના પ્રિય રાજાના પુત્રો પૌત્રો અને પ્રપૌત્રો આ નીતિચર્યાને પ્રલયપર્યન્ત વધારશે. નીતિ અને શીલ પાળીને નીતિનું શિક્ષણ આપશે.

ગ. આ નીતિનું શિક્ષણ તે શ્રેષ્ઠ કામ છે.

હ. શીલ વિનાના પુરૂષ માટે નીતિચર્યા હોતી નથી, તેટલા માટે આ અર્થની વૃદ્ધિ અને અનુણુપ સારી છે.

જ. નીર્થના હેતુ માટે આ લખવામાં આવેલ છે. એટલે કે આ આચરણની વૃદ્ધિ યોજવી અને તેની હાનિ પસંદ કરવી નહીં.

ક. દેવોના પ્રિય રાજાએ, અભિષેકને બાર વર્ષ થયે લખાવેલ છે.

## पांचमुं शासन

१ ( अ ) देवानंप्रियो पियदसि राजा एवं आह ( ब ) कलाणं दुकरं ( क ) यो आदिकरो कलाणस सो दुकरं करोति

२ ( ड ) त मया बहु कलाणं कतं ( ए ) त मम पुता च पोता च परं च तेन य मे अपचं आव संवटकपा अनुवतिसरे तथा

३ सो सुकतं कासति ( फ ) यो तु एत देसं पि हापेमति सो दुकतं कासति ( ग ) सुकरं हि पापं ( ह ) अतिकातं अंतरं

४ न भूतप्रुवं धंममहामाता नाम ( इ ) त मया त्रैदसवासाभिसितेन धंममहामाता कता ( ज ) ते सवपासंडेसु व्यापता धामधिस्टानाय

५ ………… धंमयुतस च योणकंबोजगंधारानं रिस्टिकपेतेणिकानं ये वा पि अंञे आपराता ( क ) भतमयेसु व

६ ………… सुखाय धंमयुतानं अपरिगोधाय व्यापता ते ( ल ) बंधनबधस पटिविधानाय

७ ………… प्रजा कताभीकारेसु वा थैरेसु वा व्यापता ते ( म ) पाटलिपुते च बाहिरसु च

८ ………… ये वापि मे अञे आतिका सर्वत व्यापता ते ( न ) यो अयं धंमनिस्रितो ति व

९ ………… ते धंममहामाता ( ओ ) एताय अथाय अयं धंमलिपी लिखिता

### શાસન ૫ મું

અ. દેવોના પ્રિય રાજા આ પ્રમાણે કહે છે.

બ. કલ્યાણ કરવું દુષ્કર છે.

ક. જે કલ્યાણ કરવાની શરૂવાત કરે છે તે દુષ્કર ( કર્મ ) કરે છે.

ડ. હવે મ્હેં બહુ કલ્યાણ કર્યું છે.

એ. તેથી મ્હારા પુત્રો, પૌત્રો અને તેના પછી પ્રલયપર્યંત થનારા વંશજો જે તે પ્રમાણે વર્તશે ને સુકૃત કરશે.

ફ. પણ જે આનો લેશ પણ અનાદર કરશે તે દુષ્કૃત કરશે.

ગ. કારણ કે પાપ સુકર છે.

હ. પૂર્વસમયમાં નીતિના મહામાત્રો નામે નહોતા.

ઈ. પણ અભિષેકને તેર વર્ષ થયેથી મ્હેં નીતિના મહામાત્રો કર્યા ( નીમ્યા ).

જ. બધા પન્થોમાં નીતિ સ્થાપવામાં તેઓ મચ્યા રહે છે. યોન, કમ્બોજ, ગન્ધાર, રિસ્ટિક અને પેતેણિક અને બીજા જે પશ્ચિમ સરહદ ઉપરના છે તેઓમાં જે નીતિમાન છે તેઓના… … … … … … … …

ક. તેઓ નોકર અને શેઠ માટે … … નીતિમાનના સુખ … … માટે અને તેને ( સંસાર ) તૃષ્ણામાંથી મુક્ત કરવા માટે મચ્યા રહે છે.

લ. બંધીવાનને મદદ કરવામાં … … સંતતિ અગર નજર લાગેલાઓને અને વૃદ્ધને ( મદદ કરવામાં ) મચ્યા રહે છે.

મ. તેઓ પાટલીપુત્રમાં અને બહારના ભાગમાં … … બધે મચ્યા રહે છે … … અને બીજા મ્હારા જ્ઞાતિજનો હોય છે તેમાં.

ન. આ નીતિરક્ષકો … … દરેક નીતિ માટે ઉત્સુક છે કે નહીં … …

ઓ. આ હેતુ માટે આ નીતિશાસન લખાવવામાં આવ્યું છે.

---

## छट्ठुं शासन

१ (अ) देवा ………… सि राजा एवं आह (ब) अतिक्रातं अंतरं
२ न भूतप्रुव सव …. ल अथकंमे व पटिवेदना वा त मया एवं कतं
३ (क) सवे काले भुंजमानस मे ओरोधनम्हि गभागारम्हि वचम्हि व
४ विनीतम्हि च उयानेसु च सवत्र पटिवेदका स्टिता अथे मे जनस
५ पटिवेदेथ इति (ए) सर्वत्र च जनस अथे करोमि (फ) य च किंचि मुखतो
६ आञपयामि स्वयं दापकं वा स्रावापकं वा य वा पुन महामात्रेसु
७ आचायिके अरोपितं भवति ताय अथाय विवादो निझती व संतो परिसायं
८ आनंतरं पटिवेदेतव्यं मे सर्वत्र सर्वे काले (ग) एवं मया आञपितं (ह) नास्तिहि मे तोसो
९ उस्टानम्हि अथसंतीरणाय व (इ) कतव्यमते हि मे सर्वलोकहितं
१० (ज) तस च पुन एस मूले उस्टानं च अथसंतीरणा च (क) नास्ति हि कंमतरं
११ सर्वलोकहितत्पा (ल) य च किंचि पराक्रमामि अहं किंति भूतानं आनंणं गछेयं
१२ इध च नानि सुखापयामि परत्रा च स्वगं आराधंयतु त (म) एताय अथाय
१३ अयं धंमलिपी लेखापिता किंति चिरं तिस्टेय इति तथा च मे पुत्रा पोता च प्रपोत्रा च
१४ अनुवतरं सर्वलोकहिताय (न) दुकरं तु इदं अञत्र अगेन पराक्रमेन

શાસન ૬ ઠ્ઠું

અ. દેવોના પ્રિય રાજા આ પ્રમાણે કહે છે :

બ. ભૂતકાળમાં કામનો નિકાલ તેમ જ અહેવાલ રજુ કરવાનો (રિવાજ) પૂર્વે અસ્તિત્વમાં નહોતો.

ક. પણ (તેથી) મ્હેં આ પ્રમાણે ગોઠવણ કરી છે.

ડ. હું જમતો હોઉં અગર જનાનામાં હોઉં અગર અંદરના ઓરડામાં હોઉં અગર ગોશાળામાં પાલખીમાં કે વાડીમાં હોઉં ત્યાં બધે પ્રજાનું કામકાજ ગમે ત્યારે મ્હને નિવેદન કરવા માટે ખબર આપનારાઓ રાખવામાં આવ્યા છે.

એ. બધે ઠેકાણે પ્રજાનું કામકાજ કરૂં છઉં.

ફ. હું જે મોંઢેથી દાન અગર ઢંઢેરાનો હુકમ કરૂં તે સંબંધી તેમજ જે તાકીદની બાબત મહામાત્રોને સોંપવામાં આવી હોય તે સંબંધી પરિષદમાં વિવાદ થાય અગર સુધારે સૂચવવામાં આવે તો ગમે તે વખતે ગમે ત્યાં તે મ્હને નિવેદન કરવું જોઈએ.

ગ. એમ મ્હેં હુકમ કર્યો છે.

હ. કારણ કે કાર્યનો નિકાલ કરવામાં અને (તે સંબંધી) શ્રમ લેવામાં મ્હને કદિ સન્તોષ થતો નથી.

ઈ. બધા લોકોનું હિત એ મ્હારૂં કર્તવ્ય માનું છઉં.

જ. પણ તેનું મૂળ શ્રમ લેવો અને કાર્યનો નિકાલ છે.

ક. બધા લોકોનું હિત જાળવવા માટે બીજું કોઈ વધારે ઉપયોગી કાર્ય નથી.

લ. હું જે પ્રયાસ કરૂં છઉં તે એટલા માટે કે હું પ્રાણીઓના કરજમાંથી મુક્ત થાઉં. આ સંસારમાં તેમને હું સુખ આપું અને પરલોકમાં તેઓ સ્વર્ગ મેળવે.

મ. આ હેતુ માટે આ નીતિશાસન લખાવવામાં આવ્યું છે કે તે લાંબો વખત ટકે અને મ્હારા પુત્રો, પૌત્રો અને પ્રપૌત્રો બધા લોકના હિત માટે આ પ્રમાણે વર્તે.

ન. ઉગ્ર પરાક્રમ સિવાય આ દુષ્કર છે.

## सातमुं शासन

१ (अ) देवानंपियो पियदसि राजा सर्वत इछति सवे पासंडा वसेयु (ब) सवे ते सयमं च
२ भावसुधिं च इछति (क) जनो तु उचावचछंदो उचावचरागो (ड) ते सवं व
कासंति एकदेसं व कसंति
३ (इ) विपुले तु पि दाने यस नास्ति सयमे भावसुधिता व कतंञता व दढभतिता च निचा बाढं

### શાસન ૭ મું

અ. દેવોના પ્રિય રાજા ઇચ્છે છે કે બધા પન્થો બધે વસવા જોઇએ.
બ. તે બધા સંયમ અને માનસિક શુદ્ધિની અપેક્ષા રાખે છે.
ક. પણ મનુષ્યો ઉંચી નીચી તૃષ્ણાઓ અને આવેશો ધરાવે છે.
ડ. કાં તો તેઓ બધી (તૃષ્ણા) પરિપૂર્ણ કરે છે અગર અમુક અંશે સફળતા મેળવે છે.
ઈ. વિપુલ દાન કરનારામાં જો સંયમ, માનસિક શુદ્ધિ, કૃતજ્ઞતા, અને દૃઢ ભક્તિ ન હોય તો (તે) બહુ જ નીચો છે.

---

## आठमुं शासन

१ (अ) अतिकातं अंतरं राजानो विहारयातां अयासु (ब) एत मगव्या अञानि च एतारिसनि
२ अभीरमकानि अहुंसु (क) सो देवानंप्रियो पियदसि राजा दसवर्साभिसितो संतो अयाय संबोधिं
३ (ड) तेनेसा धंमयाता (इ) एतयं होति बाह्मणसमणानं दसणे च दाने च थैरानं दसणे च
४ हिंरणपटिविधानो च जानपदस च जनस दस्पनं धंमानुसस्टीच धमपरिपुछा च
५ तदोपया (फ) एसा भुय रति भवति देवानंपियस प्रियदसिनो रात्रो भागे अंञे

### શાસન ૮ મું

અ. ભૂતકાળમાં રાજાઓ વિહારયાત્રા કરવા નિકળતા.
બ. તેમાં મૃગયા અને બીજી તેવી મજાઓ (ભોગવાતી) હતી.
ક. પણ જ્યારે દેવોના પ્રિય રાજાને અભિષેક થયાને દસ વર્ષ થયાં ત્યારે તે સંબોધિ (બુદ્ધ ગયા) એ ગયો.
ડ. તેથી આ ધર્મયાત્રા (શરૂ કરાઇ).
ઈ. આમાં નીચે પ્રમાણે થાય છે. બ્રાહ્મણ અને શ્રમણનાં દર્શન, (તેઓને) દાન, વૃદ્ધોના દર્શન અને સોનાથી પોષણ, ગામડાંઓનાં માણસોનાં દર્શન, (તેઓને) ધર્મનું શિક્ષણ અને પ્રાસંગિક ધર્મસંબંધી પ્રશ્નો પૂછવાનું.
ફ. દેવોના પ્રિય રાજાના (રાજ્યના) આ બીજા ભાગથી ઘણી પ્રીતિ ઉત્પન્ન થાય છે.

---

## नवमुं शासन

१ (अ) देवानंपियो प्रियदसि राजा एव आह (ब) अस्ति जनो उचावचं मंगलं करोते आबाधेसु वा

२ आवाहवीवाहेसु वा पुत्रलाभेसु वा प्रवासंम्हि वा एतम्ही च अञम्हि च जनो उचावचं मंगलं करोते

३ (क) एत तु महिडायो बहुकं च बहुविधं च छुदं च निरथं च मंगलं करोते (ड) त कतव्यमेव तु मंगलं (ए) अपफलं तु खो

४ एतरिसं मंगलं (फ) अयं तु महाफले मंगले य धंममंगले [ग] ततेत दासभतकम्हि सम्यप्रतिपती गुरूनं अपचिति साधु

५ पाणेसु सयमो साधु बम्हणसमणानं साधु दानं एत च अञ च एतारिसं धंममंगलं नाम (ह) त वतव्यं पिता व

६ पुतेन वा भात्रा वा स्वामिकेन वा इदं साधु इदं कतव्य मंगलं आव तस अथस निस्टा- नाय [इ] अस्ति च पि वुतं

७ साधु दन इति [ज] न तु एतारिसं अस्ता दानं व अनगहो व यारिसं धंमदानं व धम- नुगहो व (क) त तु खो मित्रेन व सुहृदयेन वा

८ ञातिकेन व सहायन व ओवादितव्यं तम्हि तम्हि पकरणे इदं कचं इदं साध इति इमिना सक

९ स्वगं आराधेतु इति (ल) किं च इमिना कतव्यतरं यथा स्वगारधी

### શાસન નવમું

અ. દેવોના પ્રિય રાજા આમ કહે છે.

બ. મંદવાડમાં, પુત્ર તેમ જ પુત્રીનાં લગ્નમાં, પુત્રજન્મવખતે તેમ જ યાત્રાએ જતી વખતે માણસો જૂદી જૂદી વિધિઓ કરે છે. આ અને બીજા (પ્રસંગોએ) માણસો જૂદી જૂદી વિધિઓ કરે છે.

ક. પણ આ પ્રસંગે સ્ત્રીઓ બહુ અને બહુજાતની ક્ષુદ્ર અને નિરર્થક વિધિઓ કરે છે.

ડ. હવે વિધિઓ કરવી જોઈએ.

એ. પણ આ જાતની વિધિ અલ્પ ફળવાળી છે.

ફ. પણ નીચેની વિધિ એટલે કે ધર્મ સંબંધી વિધિ બહુ ફળવાળી છે.

ગ. તેમાં નીચેની વિધિનો (સમાવેશ થાયછે) ગુલામ અને નોકરોને યોગ્ય સભ્યતા, વૃદ્ધો તરફ પૂજ્યભાવ પ્રાણીઓ તરફ સંયમ અને બ્રાહ્મણ અને શ્રમણ તરફ દાનવૃત્તિ. આ અને એવી બીજી વિધિ ધર્મવિધિ કહેવાય છે.

હ. તેટલા માટે પિતા, પુત્ર, ભાઈ અગર સ્વામીએ કહેવું જોઈએ કે આ સારૂં છે, હેતુ પાર પડે ત્યાંસુધી આ વિધિ કરવી જોઈએ.

ઈ. અને એમ પણ કહેવામાં આવ્યું છે કે દાન દેવું તે સારૂં છે.

જ. ધર્મનું દાન અને ધર્મના અનુગ્રહ જેવું બીજું એકે દાન અથવા અનુગ્રહ નથી.

ક. તેટલા માટે મિત્ર, સુહૃદય જ્ઞાતિજન અને સોબતીએ તે તે પ્રકરણમાં (બીજાને) ટોકવાં જોઈએ કે આ કરવું જોઈએ, આ સારૂં છે, આ કરવાથી સ્વર્ગ મેળવવું શક્ય છે.

લ. અને સ્વર્ગ મેળવવા કરતાં બીજું વધારે શું ઇષ્ટ છે.

## दशमुं शासन

१ (अ) देवानंपियो प्रियदसि राजा यसो व कीति व न महाथावहा मञ्ते अञत तदात्पनो दिघाय च मे जनो

२ धंमसुसुंसा सुसुसता धंमवुतं च अनुविधियतां (ब) एतकाय देवानंपियो पियदसि राजा यसो व किति व इछति

३ (क) यं तु किंचि परिकमते देवानं प्रियदसि राजा स सवं पारत्रिकाय किंति सकले अपपरिस्रवे अस (ड) एस तु परिसवे य अपुंञं

४ (इ) दुकरं तु खो एतं छुदकेन व जनेन उसटेन व अञत्र अगेन पराक्रमेन सवं परिचिजित्पा (फ) एत तु खो उसटेन दुकरं

શાસન ૧૦ મું

અ. હમણાં અને ભવિષ્યમાં મ્હારી પ્રજા ધર્મ સેવે અને ધર્મવ્રતનું પાલન કરે તે ( સેવા અને પાલન ) સિવાય યશ અને કીર્તિનો કાંઈ મ્હોટો ફાયદો નથી.

બ. આ માટે દેવોના પ્રિય રાજા યશ અને કીર્તિની ઇચ્છા રાખે છે.

ક. પણ જે પ્રયત્ન દેવોના પ્રિય રાજા કરે છે તે બધો પરલોક માટે છે કે જેથી બધાં માણસ ઓછો ભય ખેડે.

ડ. પણ ભય આ છે, એટલે કે અપુણ્યત્વ.

ઈ. પણ ક્ષુદ્ર તેમ જ ઉંચા માણસથી ઘણી જ ખંત અને બીજું બધું તજી દીધા વિના આ ( સાધવું ) દુષ્કર છે.

ફ. પણ ઉચ્ચ માણસને માટે આ ખાસ દુષ્કર છે.

---

## अगीआरमुं शासन

१ (अ) देवानंपियो पियदसि राजा एवं आह (ब) नास्ति एतारिसं दानं यारिसं धंमदानं धंमसंस्तवो वा धंमसंविभागो वा धंमसंबधो व

२ (क) तत इदं भवति दासभतकम्हि सम्यप्रतिपती मातरि पितरा साधु सुस्रुसा मितसस्तुतञातिकानं बाम्हणश्रमणानं साधु दानं

३ प्राणानं अनारंभो साधु (ड) एत वतव्यं पिता व पुत्रेन व भाता व मितसस्तुत-ञातिकेन व आव पटीवेसियेहि इद साधु इद कतव्यं

४ (इ) सो तथा करु इलोकचस आरधो होति परत च अनंतं पुञं भवति तेन धंमदानेन

શાસન ૧૧ મું

અ. દેવોના પ્રિય રાજા આમ કહે છે :

બ. ધર્મના દાન જેવું બીજું દાન નથી, ધર્મ ( દ્વારા ) ઓળખાણ જેવી બીજી ઓળખાણ નથી, ધર્મની લ્હાણી જેવી બીજી લ્હાણી નથી, અને ધર્મ ( દ્વારા ) સંબન્ધ જેવો બીજો સંબન્ધ નથી.

ક. તેમાં આનો સમાવેશ થાય છે—દાસ અને નોકરો તરફ સદ્‌ભાવ, માતા અને પિતાની સેવા, મિત્ર ઓળખીતા અને સંબન્ધી બ્રાહ્મણ અને શ્રમણ તરફ ઉદારતા અને પ્રાણીની અહિંસા.

ડ. આ બાબતમાં પિતા, પુત્ર, ભાઈ, મિત્ર, ઓળખીતા સંબન્ધી અને પાડોસીએ પણ કહેવું જોઇએ કે આ સારૂં છે, આ કરવું જોઇએ.

ઈ. તે પ્રમાણે જો ( કોઈ ) કરે તો આ લોકમાં સુખની પ્રાપ્તિ થાય છે અને તે ધર્મદાનથી પરલોકમાં પણ અનન્ત પુણ્ય થાય છે.

---

## बारमुं शासन

१ ( अ ) देवानंपिये पियदसि राजा सवपासंडानि च पवजितानि च घरस्तानि च पूजयति दानेन च विवाधाय च पूजाय पूजयति ने

२ ( ब ) न तु तथा दानं व पूजा व देवानंपियो मंञते यथा किति सारवढी अस सवपासंडानं ( क ) सारवढी तु बहुविधा

३ ( ड ) तस तु इदं मूलं य वचिगुती किंति आत्पपासंडपूजा व परपासंडगरहा व नो भवे अप्रकरणम्हि लहुका व अस

४ तम्हि तम्हि प्रकरणे ( ए ) पूजेतया तु एव परपासंडा तेन तन प्रकरणेन ( फ ) एवं करुं आत्पपासंडं च वढयति परपासंडस च उपकरोति

५ ( ग ) तदंञथा करोतो आतपासंड च छणति परपासंडस च पि अपकरोति ( ह ) योहि कोचि आत्पपासडं पूजयति परपासंडं व गरहति

६ सवं आत्पपासंडभतिया किंति आत्पपासंडं दीपयेम इति सो च पुन तथ करातो आत्पपासंडं बाढतरं उपहनाति ( इ ) त समवायो एव साधु

७ किंति अञमंञस धंमं स्रुणारु च सुसुंसेर च ( ज ) एवं हि देवानंपियस इछा किंति सवपासंडा बहुस्रुता च असु कलाणगमा च असु

८ ( क ) ये च तत्र तत प्रसंना तेहि वतव्यं ( ल ) देवानंपियो नो तथा दानं व पूजां व मंञते यथा किंति सारवढी अस सर्वपासडानं ( म ) बहका च एताय

९ अथा व्यापता धंममहामाता च इथीझखमहामाता च वचभूमीका च अञे च निकाया ( न ) अयं च एतस फल य आत्पपासंडवढी च होति धंमस च दीपना

## શાસન ૧૨ મું

અ. દેવોના પ્રિય રાજા બધા પન્થોને માન આપે છે. સાધુને તેમ જ ગૃહસ્થોને માન આપે છે, દાનથી અને વિવિધ જાતની પૂજાથી માન આપે છે.

બ. બધા પન્થોનાં સારભૂત તત્ત્વોની વૃદ્ધિના જેવાં બીજાં એકે દાન અગર પૂજા માનતા નથી.

ક. તત્ત્વોની વૃદ્ધિ બહુ જાતની ( હોય છે ).

ડ. પણ તેનું મૂળ બોલવામાં સંભાળ એ છે. ( એટલે કે ) પ્રસંગ વગર પોતાના પન્થની પ્રશંસા અગર બીજાના પન્થની નિંદા ઉદ્ભવે નહિ અને પ્રસંગે પણ તે પ્રમાણસર થાય.

ઈ. દરેક પ્રકરણમાં બીજાના પન્થોને માન આપવું જોઈએ.

ફ. એમ કરે છે તો પન્થની વૃધ્ધિ કરે છે અને બીજાના પન્થના ઉપર ઉપકાર કરે છે.

ગ. પણ જો અન્યથા વર્તે તો પોતાના પન્થને ધક્કો પહોંચાડે છે અને બીજાના પન્થની ઉપર પણ અપકાર કરે છે.

હ. કારણ કે જે પોતાના પન્થને પૂજે છે અને બીજાના પન્થને નિંદે છે અને તે બધું પોતાના પન્થ તરફની ભક્તિને લીધે એટલે કે પોતાનો પન્થ કીર્તિ પામે તેવા હેતુથી તો તેમ કરવાથી પોતાના પન્થને ઘણે દરજ્જે નુકશાન પહોંચાડે છે.

ઈ. તેટલા માટે સલાહસંપ જ કલ્યાણકારક છે. એટલે કે એક બીજાનો ધર્મ સાંભળે અને ધર્મની આજ્ઞા પાળે.

જ. કારણ કે દેવોના પ્રિય રાજાની એવી ઇચ્છા છે કે બધા પન્થો બહુજ્ઞાનવાળા અને કલ્યાણકારક મતવાળા હોવા જોઇએ.

ક. અને જેઓ પોતપોતાના પન્થમાં પ્રસન્ન રહે છે તેઓને કહેવું જોઇએ કે—

લ. બધા પન્થોના મુખ્ય તત્ત્વોની વૃદ્ધિ જેટલાં દાન અગર પૂજાને દેવોના પ્રિય રાજા ગણતા

મ. નથી. અને આ માટે બહુ અમલદારો રોકવામાં આવ્યા છે જેવા કે નીતિના મહામાત્રો, સ્ત્રીઓને કાબુમાં રાખનારા મહામાત્રો, ગોશાળાની દેખરેખ રાખનારાઓ અને બીજા દરજ્જાના અમલદારો.

ન. અને તેનું ફલ આ છે—પોતાના પન્થની વૃદ્ધિ થાય છે અને ધર્મની કીર્તિ ( વધે છે. )

## तेरमुं शासन

१ ( अ )... ञो कलिंगा वज........( ब ) वढ सतसहस्रमात्रं तत्रा हतं बहुतावतकं मत ( क ) तता पछा अधुना लधेसु कालिंगेसु तीवो धंमवायो

२ ....... सयो देवानंप्रियस वज ........ वधो व मरणं व अपवाहो व जनस त बाढं वेदनमत च गुरुमत च देवानंपि .... स

३ ........ बाम्हणा व समणा व अञे ........ सा मात्रि पितरि सुसुंसा गुरुसुसुंसा मितसंस्ततसहायञातिकेसु दासभ ........

४ .........अभिरतानं व विनिखमण ( ह ) येसं वा प ........ हायञातिका व्यसनं प्रापुणति तत सो पि तेस उपघातो हाति ( इ ) पटीभागो चेसा सव......

५ .........स्ति इमे निकाया अञत्र योनेसु........म्हि यत्र नास्ति मानुसानं एकतरम्हि पासंडम्हि न नाम प्रसादो ( क ) यावतको जनो तदा

६ ... लभागो व गरुमतो देवानं........न य सक छमितवे ( म ) या च पि अटवियो देवानंपियस पिजिते पाति

७ ... चेते तेसं देवानंपियस....सवभूतानां अछतिं च सयमं च समचेरं च मादव च

८ ...... लधो...नप्रियस इध सवेसु च....... योनराज परं च तेन चत्पारो राजानो तुरमायो च अंतेकिन च मगा च

९ .........इध राजविसयम्हि योनकंबो........ प्रपारिंदेसु सवत देवानंपियस धंमानुसस्टिं अनुवतरे ( स ) यतपि दूति

१० .........नं धमानुसस्टिं च धमं अनुविधियरे......विजयो सवथा पुन विजयो पीतिरसो सा ( उ ) लधा सा पीती होति धंमवीजयम्हि

११ ...... प्रियो ( क्स ) एताय अथाय अयं धंमल ...... वं विजयं मा विजेतव्यं मंञा सरसके एव विजये छाति च

१२ ...... किको च पारलोकिको ......इलोकिका च पारलोकिका च

## શાસન ૧૩ મું

અ. ... ... ... ... કલિંગો ... ... ... ...

બ. ... ... ... એકસો હજાર( લાખ )ની કતલ થઈ હતી અને તેનાથી કેટલાક ગણા મરી ગયા.

ક. ત્યાર પછી હવે કલિંગ દેશ જિતાયો તેથી ધર્મનો તીવ્ર અભ્યાસ ... ... ...

ડ. દેવોના પ્રિયનો ( પશ્ચાત્તાપ )

એ. લોકોનો વધ, મરણ. અને હદપારકરવું તે દેવોના પ્રિય રાજાને બહુ વેદનાવાળું અને ભારે થઈ પડે છે.

ગ. ... ... બ્રાહ્મણો અગર શ્રમણો અગર બીજા ... ... ... માતા અને પિતાની સુશ્રૂષા ગુરૂની સુશ્રૂષા, મિત્ર ઓળખીતા સોબતી અને સંબન્ધી તરફ ... ... દાસ તરફ ... અથવા તેનાં પ્રિયજનોનું હદપાર કરવું ... ... ...

હ. ... ... સોબતી અને સંબન્ધી ત્યારે દુઃખ પ્રાપ્ત કરે છે અને તે તેઓને હાનિ કરે છે

ઈ. ... ... ... તે બધા વચ્ચે વેચાય છે.

જ. ... ... .. આ વર્ગો ... ... યોન લોકોમાં સિવાય ... ... જ્યાં મનુષ્યોનો એક પન્થ તરફ પક્ષપાત નથી.

ક. તે વખતે જેટલા ... ... તેટલા બધા લોકો ... ... દેવોના પ્રિય રાજાથી ભાગ દિલગીર થવા જેવો મનાય છે.

લ. ... ... ... જે માફ થઈ શકે છે.

મ. અને જંગલો પણ જે દેવોના પ્રિય રાજાના રાજ્યમાં છે.

ન. તેઓને ( કહેવામાં ) આવે છે ... ... દે. પ્રિ. ... ... ...

ઓ. બધાં પ્રાણી તરફ ઉપદ્રવનો અભાવ, સંયમ, સમભાવ, અને મૃદુતા

ક્યુ. દેવોના પ્રિયથી મેળવાયેલ છે અહીઆં અને બધામાં ... ... ...યોન રાજા અને તેની પેલી બાજુ ચાર રાજા તુરમાય અંતેકિન, મગા, ... ... ... ...

ર. અહીંઆં રાજાના પ્રદેશમાં ... ... યોન અને કંબો ... ... આંધ્ર અને પારિંદામાં બધે દેવોના પ્રિય ના ધર્મોપદેશ પ્રમાણે વર્તે છે.

સ. વળી જ્યાં દૂતો ... ... ધર્મોપદેશ ... ... ધર્મપ્રમાણે વર્તે છે.

ટ. વિજય અને સર્વથા પુનર્વિજય પ્રીતિ ઉત્પાદન કરે છે.

ઉ. ધર્મવિજયથી આ પ્રીતિ મ્હેં મેળવી છે.

વ. દેવોના પ્રિય

ડબ્લ્યુ. આ હેતુ માટે આ ધર્મલિ ... ... ... ( ફરી ) વિજય મેળવવો જોઇએ એમ વિચારવું નહીં. જો વિજય તેઓને ખુશી કરે. શાંતિ ... ...

ઈ. ... ... ... પરલોકમાં ... ..

અઅ. ... ... ... આ લોકમાં અને પરલોકમાં.

## चौदमुं शासन

१ ( अ ) अयं धंमलिपी देवानंप्रियेन प्रियदसिना राञा लेखापिता अस्ति एव

२ संखितेन अस्ति मझमेन अस्ति विस्ततन ( ब ) न च सर्वं सर्वत घटितं

३ ( क ) महालके हि विजितं बहु च लिखितं लिखापयिसं चेव ( ड ) अस्ति च एत कं

४ पुन पुन वुतं तस तस अथस माधूरताय किंति जनो तथा पटिपजेथ

५ ( ए ) तत्र एकदा असमातं लिखितं अस देसं व सछाय कारणं व

६ अलोचेत्पा लिपिकरापरधेन व

### શાસન ૧૪ મું

અ. આ ધર્મલિપિઓ દેવોના પ્રિય રાજાએ સંક્ષિપ્ત, મધ્યમ, અગર વિસ્તૃત સ્વરૂપમાં લખાવી

બ. છે. અને તે આખી બધે અનુકૂળ નહોતી.

ક. મ્હારૂં રાજ્ય વિસ્તારવાળું છે. બહુ લખાયું છે, અને હજુ બહુ લખાવાશે.

ડ. અને તે તે અર્થની મધુરતાને લઈને આમાંથી કેટલુંક ફરી ફરી કહેવાયું છે. તેથી લોકો તે પ્રમાણે વર્તે.

ઈ. દેશને લઈને અગર મ્હારો હેતુ ન પસંદ પડવાથી અગર લેખકના દોષથી આમાંનું કેટલુંક કેટલીક જગાએ અધુરૂં લખાયું છે.

# ક્ષત્રપ વંશના લેખો

## રુદ્રદામનના સમયના અન્ધાઉમાંથી મળેલા શિલાલેખ

નં. ૨ થી ૫

સને ૧૯૦૬ ના જાન્યુઆરીમાં ડૉ. દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકરે ભૂજમાં રાજમહેલ પાસે ઇજનેર ખાતાના કોઠારમાંથી છ પત્થર ઉપરના લેખો શોધી કાઢયા. આ લેખો પહેલા ખાવડા અગર પચ્છમમાં અન્ધાઉમાંથી મળી આવ્યા હતા. એ લેખો ત્યાં યાદગીરિ તરીકે એક ટેકરા ઉપર ઉભા હતા. પરન્તુ સ્વ૦ દિવાન દિ. બ. રણછોડભાઈ ઉદયરામ પોતાના પ્રાચીન વસ્તુઓના શોખને લીધે તેને ભુજ લાવ્યા હતા. ભુજના ફરગ્યુસન મ્યુઝિયમમાં એકંદર પત્થરના છ લેખો છે. તેમાંના પાંચમાં સૌરાષ્ટ્રના ક્ષત્રપોની બીજા વંશની એટલે ચષ્ટન કુટુમ્બની હકીકત છે. અને બાકીનો એક પાંચમી અને છઠ્ઠી સદીના લેખનો રહેલ થોડો ભાગ છે. ચાર લેખો રુદ્રદામનના રાજયના સમયના છે અને સૌરાષ્ટ્રના ક્ષત્રપોના શિકકા તથા લેખોમાં લખેલ સંવતના પર માં વર્ષમાં કોતરેલા છે, જયારે પાંચમો લેખ મહાક્ષત્રપ રુદ્રસિંહ પહેલાના રાજયના સમયનો છે અને તે જ સંવતના ૧૧૪ મા વર્ષમાં કોતરેલો છે.

ડૉ. ભાંડારકરે સને ૧૯૧૪–૧૫ ના વાર્ષિક રીપોર્ટના ભાગ ૨ ( બ ) ના ૧૫ મા પેરેગ્રાફની છેલ્લી બે લીટીઓમાં ઉલ્લેખ કરેલો પાંચમો લેખ હજી તેના મૂળ સ્થાને જ હોય તેમ લાગે છે.

આ સ્થળે પ્રકટ કરેલા રુદ્રદામનના પર મા વર્ષના લેખો કચ્છના દિવાન દિ. બ. રણછોડભાઈ ઉદયરામે અન્ધાઉથી ભુજ આણેલા તે જ છે. આ લેખો ભુજના ફરગ્યુસન મ્યુઝિયમની મુખ્ય સીડી નીચે લાકડાના માંચડા ઉપર ગોઠવેલા છે.

અન્ધાઉ અગર અન્ધૌઉ કચ્છ સ્ટેટમાં ખાવડા અગર પચ્છમ પાસે એક ન્હાનું ગામડું છે અને લેટીટયુડ ૨૩°૪૬' ૧૦'' લોંજીટયુડ ૬૯°૫૩' ૫૫'' ઉપર આવેલું છે.

લેખો પત્થરના લાંબા અને સાંકડા ઠકડાઓ ઉપર કોતરેલા છે. અને તેમાંના ઘણા લાંબા ને લાંબા જ કોતરેલા છે. તે કઠણ પત્થરો ધીમે ધીમે ખવાઈ ગયેલા છે.

ચારે લેખો જયદામનના પુત્ર રુદ્રદામનના રાજયના સંબંધના છે. તેના નામ પહેલાં તેના દાદા, ય્સામોતીકના પુત્ર ચાસ્ટનનું નામ તરતજ આવેલું છે. પણ રુદ્રદામન અને ચાસ્ટનનું સગપણ બતાવનારો એક પણ શબ્દ ચારેમાંથી કોઈ પણ લેખમાં વાપરેલો નથી. બધા લેખો એક જ દિવસે એટલે પર માં વર્ષના ફાલ્ગુન વદિ ૨ ને દિવસે કોતરેલા છે. આમાંના ત્રણ લેખોમાં સાલનું વર્ષ શબ્દ તથા અંક બન્નેમાં બતાવેલ છે, જયારે ચોથામાં એકલા અંકથી જ બતાવેલું છે. તિથિ ચારેમાં શબ્દ અને અંક બન્નેથી બતાવેલી છે. ઇ. સન ૭૮ થી શરૂ થતા શક સંવતનું આ વર્ષ ગણવું જોઈએ, તેથી સાલ ઈ. સન ૧૩૦ ની બરોબર થશે.

ચારે લેખોનો હેતુ મરણ પામેલાઓના સંબંધીઓ તરફથી તેઓની પાછળ કીર્તિસ્થંભો ઉભા કરવાનો છે. લેખોમાં જ આ સ્થંભોને લષ્ટી કહેવામાં આવ્યા છે. ( પ્રાકૃત લટ્ઠી–લાકડી ). લેખ 'અ' માં આવો સ્થંભ ઉભો કર્યાનું વર્ણન છે. તે સીહિલના પુત્ર મદને પોતાની બેન અને

* એ. ઈ. વૉ. ૧૬ નં. ૫ પાનું ૧૯-૨૫

ઓપશતિ ( ઔપશતિક ) ગોત્રના સીહિલની પુત્રી જેષ્ટવીરા( જયેષ્ઠવીરા )ની યાદગીરિમાં પર મા વર્ષના ફાલ્ગુન વદ ૨ ને દિવસે રક્ષામોતિકના પુત્ર ચાષ્ટનના પૌત્ર જયદામનના પુત્ર રુદ્રદામનના સમયમાં ઉભો કરેલો છે. લેખ 'બ' તે જ વર્ષ માસ અને દિવસે ઓપશતિક (ઔપશતિક) ગોત્રના સીહિલના પુત્ર ઋષભદેવના મૃત્યુની યાદગીરિમાં તેના ભાઈ અને સીહિલના પુત્ર મદને ઉભો કરેલો છે. લેખ 'ક' પણ સીહિલના પુત્ર મદને શનિક (શ્રેણિક) ગોત્રના સિહમિત (સિહમિત્ર)-ની પુત્રી અને પોતાની સ્ત્રી યશદતા ( યશોદત્તા )ની યાદગીરિમાં તે જ દિવસે ઉભો કરેલો છે.

આ પ્રમાણે સીહિલના પુત્ર મદને લેખ 'અ' 'બ' અને 'ક' માં પોતાના ભાઈ ઋષભદેવ, બેન જેષ્ઠવીરા અને સ્ત્રી યશોદત્તાની યાદગીરિ રાખેલી છે. ચોથા લેખમાં ઓપશતિ ( ઔપશતિક ) ગોત્રના એક ત્રેષ્ટદત નામના શ્રામણેરે પોતાના પુત્ર ઋષભદેવના મૃત્યુની યાદગીરિ 'અ' 'બ' તથા 'ક' લેખોમાં લખેલી તિથિએ રાખેલી છે. આ લેખ મદને પોતાના ભાઈ અને ત્રેષ્ટદતના પુત્ર ઓપશતિ ગોત્રના ઋષભદેવની યાદગીરિમાં ઉભો કરેલો છે એવું પ્રોફેસર ડી. આર, ભાંડારકર કહે છે તે વદન ખોટું છે. ઓપશતિ ગોત્રના ત્રેષ્ટદતના પુત્ર ઋષભદેવની યાદગીરિનો આ સ્થંભ છે.

* 'अ'

પત્થરની એક જ શિલા ઉપર લખેલી ત્રણ પંક્તિઓનો આ લેખ છે. કોતરેલી સપાટીનું માપ ૪'–૯"×૧'–૧"નું છે. અને અક્ષરોની સરાસરી ઉંચાઈ ૧" છે. લેખનો હેતુ સીહિલના પુત્ર મદને પોતાની બેન અને ઓપશતિ ( ઔપશતિક ) ગોત્રના સીહિલની પુત્રી જેષ્ટવીરા ( જ્યેષ્ઠ-વીરા )ના મૃત્યુની યાદગીરિ રાખી તે બતાવવાનો છે.

अक्षरान्तर

१ राज् [ ञो ] चाष् [ ट् ] अनस य्सामोतिकपुत्रस राज्ञो रुद्रदामस जयदामपुत्रस

२ व [ र् ] ष् [ ए ] द् [ वि ] प [ म् ] च् [ आशे ५० ] २ फगुण वहुलस द् [ व ] इतिय व २ मदनेन सीहिलपुत्रेन [ भ ] गिनिये जेष्टवीराये

३ [ सी ] हि [ ल धि ] त ओपशतिसागोत्राये लष्टि उथापित

ભાષાન્તર

ય્સામોતિકના પુત્ર, રાજા ચાષ્ટનના ( પૌત્ર) જયદામનના પુત્ર રાજા રુદ્રદામનના વર્ષ બાવન (૫૦ ને ૨) ફાગુણ ( ફાલ્ગુન ) વદી ૨ ને દિને સીહિલ( સિંહિલ )ના પુત્ર મદનથી નિજ ભગિની ઓપશતિ ( ઔપશતિક ) ગોત્રના સીહિલ( સિંહિલ )ની પુત્રી, જેષ્ટવીરા( જ્યેષ્ઠવીરા )ની યાદગીરી અર્થે ( આ ) લષ્ટિ ( સ્થમ્ભ ) ઉભી કરાઈ.

'બ'

આ લેખમાં આઠ પંક્તિઓ છે. કોતરેલી સપાટીનું માપ ૧'–૮"×૧'–૧૦" નું છે. અને અક્ષ-રોની સરાસરી લંબાઈ ૧½" છે. તેમાં સીહિલના પુત્ર મદને ઓપશતિ ( ઔપશતિક ) ગોત્રના સીહિલના પુત્ર અને પોતાના ભાઈ ઋષભદેવના મૃત્યુની યાદગીરિ રાખેલી છે.

अक्षरान्तर

१ राज्ञो च् [ आ ] ष्टनस य्सामोतिक
२ पु [ त्र ] स राज्ञो र् [ उ ] द्रदामस
३ जयदामपुत्रस वर्षे द्विप [ म् ]
४ [ चा ) शे ५०,२ फगुणबहुलस
५ द्वितियं व २ ऋषभदेवस
६ सीहिलपुत्रस ओपशतिसगोत्रस
७ भ्रात् [ आ ] मदनेन [ सीहि ] ल पुत्रेन
८ लष्टि उथापित

ભાષાન્તર

ય્સામોતિકના પુત્ર, રાજા ચાષ્ટન ( ના પૌત્ર ), જયદામનના પુત્ર રાજા રુદ્રદામનના રાજ્યના વર્ષ બાવન ૫૨ ( ૫૦,૨, ) ફાગુણ ( ફાલ્ગુન ) વદિ બીજ વ. ૨ ને દિને ઓપશતિ ( ઔપશતિક ) ગોત્રના સીહિલ( સિંહિલ )ના પુત્ર, ઋષભદેવની યાદગીરિમાં તેના ભાઈ સીહિલ( સિંહિલ )ના પુત્ર મદનથી ( આ ) લષ્ટિ ( સ્થમ્ભ ) ઉભી કરાઈ.

---

* એ. ઈ. વો ૧૬ પા. ૨૩

'૬'

આ લેખમાં ત્રણ પંક્તિઓ છે. કોતરેલી સપાટીનું માપ ૪'-૭'' × ૭'-૨''નું છે. અને અક્ષરોની સરાસરી ઉંચાઈ ૧'' ની છે. એનો હેતુ શેનિક ગોત્રના સિહમિતની પુત્રી યશદતાના મૃત્યુની યાદગીરિમાં તેના પતિ, અને સીહિલના પુત્ર મદને ઉભા કરેલ મરણસ્થમ્ભની નોંધ લેવાનો છે.

## अक्षरान्तर

१ राज्ञो चाष्टनस य्सा[ा]मोतिकपुत्रस राज्ञो रुद्रदामस जयदामपुत्रस वर्षे द्विपंचाशे ५०,२

२ फगुणबहुलस द्वितियं वा २ यशदताये सीहमितधिता शेनिकसगोत्राण* शामणेरिये

३ मदनेन सीहिलपुत्रेन कुटुबिनिये [ लष्टि ] उथापिता

### ભાષાન્તર

ય્સામોતિકના પુત્ર, રાજા ચાષ્ટન ( ના પૌત્ર ), જયદામનના પુત્ર રાજા રુદ્રદામનના રાજ્યના બાવન વર્ષે, ફગુણ ( ફાલ્ગુન ) વદિ બીજ વ. ૨ ને દિને સીહિલ( સિંહિલ )ના પુત્ર મદનથી તેની પત્ની, સેનિક ( શ્રેણિક ) ગોત્રની, સીહમિત( સિંહમિત્ર )ની પુત્રી, શ્રામણેરી યશદતા ( યશોદત્તા )ની યાદગીરિ અર્થે ( આ ) લષ્ટિ ( સ્થમ્ભ ) ઉભી કરાઇ હતી.

† '૭'

આ લેખમાં ચાર પંક્તિઓ છે. અને તે પણ અધુરી સાચવણનો ભોગ થયેલી માલુમ પડે છે. પહેલી બે પંક્તિઓના અર્ધા ભાગ લગભગ ભુંસાઈ ગયા છે, કોઇ કોઈ શબ્દ ફક્ત કોઈક ઠેકાણે જોઈ શકાય છે. લેખને તળીએ પત્થરનો થોડો ભાગ ભાંગી ગયો છે અને તેની સાથે 'શ્રા' ના 'ર' નો નીચેનો ભાગ તથા 'શ્રામણેરેન' ના 'રે' ના 'ર' નો નીચેનો અર્ધો ભાગ પણ ગયેલો છે. આ લેખનો હેતુ વર્ષ પર ( બાવન ) માં થયેલ એક બૌદ્ધ સાધુ ત્રેષ્ટદતે પોતાના પુત્ર રૂષભદેવના મૃત્યુની યાદગીરિ રાખવા માટે આ સ્થમ્ભ ઉભો કરેલો છે તેની નોંધ લેવાનો છે. તેનું માપ ૩'-૫'' × ૧'-૨''નું છે.

## अक्षरान्तर

१ राज्ञो चाष्टनस य्सामोतिकपु[ त्रस ] र[ आ ] ज[ ञो ] रु[ द्रदामस ] जयदाम-

२ पुत्र[ स ] वर्षे ५०,२ फगु[ न ]बहुलस द्वितियं व २

३ ऋषभदेवस त्रेष्टदतपुत्रस ओपशतिगोत्रस

४ पित्र[ आ ] त्रेष्टदतेन श्रामण[ ए ]रेन लष्टि उथापित

### ભાષાન્તર

ય્સામોતિકના પુત્ર, રાજા ચાષ્ટનના ( પૌત્ર ), જયદામનના પુત્ર રાજા રુદ્રદામનના પર વર્ષે ફગુન ( ફાલ્ગુન ) વદિ બીજ વ. ૨ ને દિને ત્રેષ્ટદત ( ત્રૈષ્ટદત્ત ) ના પુત્ર ઋષભદેવની ( યાદગીરિ અર્થે ) તેના પિતા ઓપશતિ ( ઔપશતિક ) ગોત્રના, શ્રામણેર ત્રૈષ્ટદત્તથી ( આ ) લષ્ટિ ( સ્થમ્ભ ) ઉભી કરાઈ હતી.

* વાંચો 'सगोत्राये' † એ. ઈ. વો ૧૬ પા. ૨૫.

નં૦ ૬

# જૂનાગઢમાં ખડક ઉપરનો રુદ્રદામનનો શિલાલેખ

વર્ષ ૭૨ મું

કાઠિયાવાડમાં જૂનાગઢ શહેરથી પૂર્વમાં આશરે એક માઈલ છેટે ગિરનારના રસ્તા ઉપર જે ખડક ઉપર અશોકનાં શાસનો અને ગુપ્તવંશી રાજા સ્કન્દગુપ્તનો શિલાલેખ છે તે ખડકની પશ્ચિમ બાજુએ મથાળાના ભાગમાં આ લેખ કોતરેલો છે. ૧૧ ફુટ ૧ ઇંચ પહોળાઈ અને ૫ ફુટ ૫ ઇંચ ઉંચાઈવાળી જગામાં સાદી કોતરેલી ન્હાની મ્હોટી વીસ પંક્તિનો આ લેખ છે. છેલી ચાર પંક્તિ માત્ર સુરક્ષિત છે, જ્યારે બાકીની બધી પંક્તિઓનો અમુક અમુક ભાગ ઘસાઈ ગયો છે. એકંદર લેખની લંબાઈ ૧૯૦૦ ઇંચ ગણતાં ૨૭૫ ઇંચ જેટલો ભાગ એટલે કે આખા લેખનો ⅐ ભાગ નષ્ટ થએલ છે. બાકીના ભાગમાં અક્ષરો સુરક્ષિત છે અને નિઃસંશય વાંચી શકાય છે. અક્ષરની ઉંચાઈ સરેરાસ ⅝ ઇંચ છે.

ડૉ. ફ્લીટના મત અનુસાર લેખની લિપિ તે જ ખડક ઉપરના સ્કન્દગુપ્તના લેખની દક્ષિણ બાજુની લિપિના પૂર્વ સ્વરૂપ જેવી છે.

ભાષા સંસ્કૃત છે અને લેખ આખો ગદ્યમય છે. લેખની ઇબારત સાદી અને સરળ છે.

જે સુદર્શન તળાવ પાસે લેખ કોતરાએલો છે તેને મહાક્ષત્રપ રુદ્રદામાએ દુરૂસ્ત કરાવ્યું તે નોંધવાનો આશય લેખમાં છે.

પંક્તિ ૧–૩ માં તળાવની અત્યારની ઉત્તમ સ્થિતિનું વર્ણન છે. પં. ૩–૭ માં રુદ્રદામનના સમયમાં તે તુટયાની હકીકત છે. બધું પાણી નીકળી જવાથી સુદર્શન દુર્દર્શન થયાનું વર્ણન પં. ૭–૮ માં છે. મૌર્ય ચન્દ્રગુપ્તના સમયમાં બંધાવું અને મૌર્ય અશોકના સમયમાં પૂર્ણ દશાએ પહોંચ્યાનું પં ૮–૯ માં વર્ણન છે. રુદ્રદામાના પ્રાંતિક સુબા સુવિશાખે ફરી સમરાવ્યું, એમ પં. ૯–૨૦ સુધીમાં માલુમ પડે છે.

આ લેખમાં ઉપરની હકીકત ઉપરાંત સંશોધન કરવા લાયક કેટલીક હકીકત છે. લેખમાં મુખ્ય પુરૂષ પાશ્ચાત્ય મહા ક્ષત્રપ રાજા રુદ્રદામન છે. તેના પિતા ક્ષત્રપ જયદામનનું નામ પં. ૪ થી માં છે, પણ તે વંચાતું નથી. તેના પિતામહ મહાક્ષત્રપ સ્વામિ ચષ્ટનનું નામ પં. ૪ માં છે. પં. ૧૫ માં આપેલા બીરૂદ ઉપરથી સમજાય છે કે રુદ્રદામાએ મહાક્ષાત્રપનો ઇલ્કાબ પોતે મેળવ્યો હતો. પં. ૧૧ અને ૧૨ માં આપેલાં બીજાં બીરૂદો ઉપરથી માહિતી મળે છે કે રુદ્રદામા પોતાના બાહુબળથી પૂર્વ અને પશ્ચિમ આકરાવન્તિ, અનુપદેશ, આનર્ત, સુરાષ્ટ્ર, સ્વભ્ર, મરૂ, કચ્છ, સિન્ધુ સૌવીર, કુકુર, અપરાન્ત, નિષાદ અને બીજા દેશોનો પ્રભુ બન્યો હતો. તેમ જ તેણે યૌધેયનું નિકન્દન કાઢયું અને દક્ષિણાપથના શાતકર્ણિને બે વાર હરાવ્યા છતાં નજીકના સંબન્ધને લીધે હણ્યો નહોતો. જે તોફાનથી સુદર્શન તુટયું તેની તિથિ ૭૨ મા વર્ષના માર્ગશીર્ષના કૃષ્ણપક્ષની પ્રતિપદા આપેલી છે ૭૨ મું વર્ષ રુદ્રદામાનું લખ્યું છે, પણ તેનો અર્થ રુદ્રદામાના સમયમાં પ્રચલિત સંવતનું ૭૨ મું વર્ષ એમ હોવો જોઇએ. તે સંવત શકસંવત છે, એમ સર્વમાન્ય છે અને તે ગણત્રી મુજબ તે તિથિ ઈ. સ. ૧૫૦ ની ૧૬ મી નવેમ્બરે હોવી જોઈએ. આ લેખ તેથી ૧૫૧ કે ૧૫૨ માં કોતરાયેલો હોવો જોઈએ.

પંક્તિ ૧૮–૧૯ માં સ્પષ્ટ જણાય છે કે બન્ધનું કાર્ય જે સુવિશાખે પાર મૂક્યું તે કુલૈપનો દીકરો અને પહ્લવ હતો અને તેને આનર્ત અને સુરાષ્ટ્રનો સુબો રુદ્રદામાએ નિમેલો હતો. ચન્દ્રગુપ્ત અને અશોકના સમયમાં તે સંબન્ધી બાંધકામ કરનારા તરીકે વૈશ્ય પુષ્યગુપ્ત અને યવન રાજા તુશાષ્ફનાં નામ આપેલા છે.

પ્રસ્તુત સુદર્શન તળાવ ઉપરાંત બીજાં સ્થળનાં નામો નીચે મુજબ મળી આવે છેઃ ગિરિનગર ( પં. ૧ ) ઊર્જયત ( પં. ૫ ) અને સુવર્ણસિકતા અને પલાશિની નદીનાં નામ પં. ૫ અને ૬ માં આપેલ છે. આમાનું ગિરિનગર તે જૂનાગઢનું પ્રાચીન નામ છે અને ઊર્જયત તે અત્યારે ગિરનાર તરીકે પ્રસિદ્ધ છે. બે નદીમાંથી સુવર્ણસિકતાને સોનરેખા ડૉ. ભગવાનલાલ ઇન્દ્રજીએ માનેલ છે. પલાશિની તે અત્યારનો પલાશિઓ વોકળો હોવો જોઇએ, એમ હું માનું છું.

## अक्षरान्तर

( १ ) सिद्धं [ ॥ ] इदं तडाकं सुदर्शनं गिर् [ इ ] नगरादप् [ इ ] [ दं ]
[ ऊ ] रम [ न ? ] त् [ अ ]... ... ... ... ... ... ... ...
[ ए ] इकोपलविस्तारायामोच्छ्रयनिःसन्धिबद्धदृढसर्व्वपाळीकत्वात्पर्व्वतपा

( २ ) दप्रतिस्पर्द्धिसुश्लिष् [ ट् ] अ [ ब ] [ न्ध ? ] म् ... ... ... ...
... ... ... ... ... ... ... ... ... ... ... ... ...
[ व ] जातेनाकृत्रिमेण सेतुबन्धेनोपपन्नं सुप्रतिविहितप्रनाळीपरी [ व् ] आह

( ३ ) मीढविधानं च त्रिस्कन् [ ध ? ] ... ... ... ... ... ... ...
... ... ... ... ... ... ... ... ... ... ... ...
... नादिभिरनुग्रहैर्म्महत्युपचये वर्त्तते [ । ] तदिदं राज्ञो महाक्षत्रपस्य सुगृही

( ४ ) तनाम्नः स्वामिचष्टनस्य पौत्र... ... ... ... ... ... ...
... ... ... ...ः पुत्रस्य राज्ञो महाक्षत्रपस्य गुरुभिरभ्यस्तनाम्नो रुद्रदाम्नो
वर्षे द्विसप्ततितम् [ ए ] ७०-२

( ५ ) मार्ग्गशीर्ष बहुलप्रत् [ इ ] ... ... ... ... ... ... ... ...
... ... ... ... ... ... ... ... ...ः सृष्टवृष्टिना पर्ज्जन्येन
एकार्णवभूतायामिव पृथिव्यां कृतायां गिरेरूर्जयतः सुवर्णसिकता-

( ६ ) पलाशिनीप्रभृतीनां नदीनां अतिमात्रोद्वृत्तैर्व्वेगैः सेतुम् [ अ ? ] ... ...
... ... ... ... ... [ य ] माणानुरूपप्रतीकारमपिगिरिशिखरतरु-
तटाट्टालकोपतल्पद्वारशरणोच्छ्रयविध्वंसिना युगनिधनसदृ-

( ७ ) शपरमघोरवेगेन वायुना प्रमथितसलिलविक्षिप्तजर्ज्जरीकृताव [ दी ? ] ... ...
... ... [ क् ] ष् [ इ ] प्ताश्मवृक्षगुल्मलताप्रतानं आ नदी [ त ] ला
[ द् ] इत्युद्घाटितमासीत् [ । ] चत्वारि हस्तशतानि वीशदुत्तराण्यायतेन
एतावंत्येव विस्तीर्णेन

( ८ ) पञ्चसप्ततिं हस्तानवगाढेन भेदेन निस्सृतसर्व्वतोयं मरुधन्वकल्पमतिभृशं
दुर्द् [ द् ] अ ... ... ... ... ... ... ... ... [ स् ] य्
[ आ ] र्थे मौर्यस्य राज्ञः चंद्रगु [ उ ] [ प्त ] [ स् ] [ य ] [ र ]
आष्ट्रियेण [ व् ] ऐश्येन पुष्यगुप्तेन कारितं अशोकस्य मौर्यस्य ते यवन-
राजेन तुष् [ आ ] स्फेनाधिष्ठाय

( ९ ) प्रनाळीभिरल [ म् ] कृत [ म् ] तत्कारितया च राजानुरूपकृतविधानया तस्मि भेदे दृष्टया प्रनाड्या विस् [ तृ ] तसेत् [ उ ] ··· ··· ··· ···
णा आ गर्भात्प्रभृत्त्यविहतसमुद् [ इ ] [ त ? ] र् [ आ ] जलक्ष्मी ध् [ आर ] णागुणतस्सर्व्ववर्णैरभिगंम्य रक्षणार्थं पतित्वे वृतेन आ प्राणोच्छ्वासात्पुरुषवधनिवृत्तिकृत–

( १० ) सत्यप्रतिज्ञेन अन्य [ त् ] र संग्रामेश्वभिमुखागतसदृशशत्रुप्रहरणवितरणत्वाविगुणरि [ पु ] ··· ··· ··· ··· ··· ··· ···
त कारुण्येन स्वयमभिगतजनपदप्रणिपति [ त् ? ] आ [ य् ] [ उ ? ] षशरण देन दस्युव्याळमृगरोगादिभिरनुपसृष्टपूर्व्वनगरनिगम–

( ११ ) जनपदानां स्ववीर्य्यार्जितानामनुरक्तसर्व्वप्रकृतीनां पूर्वापराकरावन्त्यनूपनीवृदानर्तसुराष्ट्र श्व [ भ् ] र [ म ] रु [ कच् ] छ [ स् ] इ [ न् ] धुस् [ औ ] व् [ ई ] र कुकुरापरांतनिषादादीनां समग्राणां तत्प्रभावाद् [ य् ] अ ··· ···
··· ··· र् [ त्थ ] कामविषयाणा [ म् ] विषयाणां पतिना सर्व्वक्षत्राविष्कृत-

( १२ ) वीरशब्दजातोत्सेकाविधेयानां यौधेयानां प्रसह्योत्सादकेन दक्षिणापथपतेस्सातकर्णेर्द्विरपिनीर्व्याजमवजीत्यावजीत्यसंबंधाव् [ ई ] दूरया अनुत्सादनात्प्राप्तयशसा मा [ द् ] ··· ··· ··· ··· ··· ··· ··· ··· ··· ··· ··· ···
··· ··· ··· ··· ···[ प्त ] विजयेन भ्रष्टराजप्रतिष्ठापकेन यथार्थहस्तो

( १३ ) च्छ्रयार्जितोर्जितधर्मानुरागेन शब्दार्थगान्धर्व्वन्यायाद्यानां विद्यानां महतीनां पारणधारणविज्ञानप्रयोगावाप्तविपुलकीर्त्तिना तुरगगजरथचर्य्यासिचर्मनियुद्धाद्या ··· ··· ··· ··· ··· ··· ··· ··· ··· ··· ··· ··· ···
··· ··· ··· [ ति ] परवललाघवसौष्ठवक्रियेण अहरहर्द्दानमानान-

( १४ ) वमानशीलेन स्थूललक्षेण यथावत्प्राप्तैर्बलिशुल्कभागैः कनकरजतवज्रवैदूर्यरत्नोपचयविष्यन्दमानकोशेन स्फुटलघुमधुरचित्रकान्तशब्दसमयोदारालंकृतगद्यपद्य ··· ··· ··· ··· ··· ··· ··· ··· ··· ··· ···
··· ··· ··· न प्रमाणमानोन्मानस्वरगतिवर्ण्णसारसत्त्वादिभिः

( १५ ) परमलक्षणव्यंजनैरुपेतकान्तमूर्त्तिना स्वयमधिगतमहाक्षत्रपनाम्ना नरेंद्रकन्न्यास्वयंवरानेकमाल्यप्राप्तदाम्न् [ आ ] महाक्षत्रपेण रुद्रदाम्ना वर्षसहस्राय गोब्राह् [ म् ] अ ··· ··· ··· ··· ··· ··· ··· ···
··· ··· ··· ··· ··· [ त्थ ] म् धर्म्मकीर्त्तिवृद्ध्यर्थं च अपीडयित [ व् ] आ करविष्टि-

( १६ ) प्रणयक्रियाभिः पौरजानपदं जनं स्वस्मात्कोशा महता धनौघेन अनतिमहता च कालेन त्रिग् [ उ ] णदृढतरविस्तारायामं सेतुं विधा [ य ] [ स ? ] र् [ व् ] व त [ द् ? ] ए ... ... ... ... ... ... ... ... ... ... ... ... [ सु ] उदर्शनतरं कारितमि [ त् ] इ [ । ] [ अ ? ] ( स् ) मिन्नर्थे

( १७ ) महाक्षत्रप ( स् ) य मतिसचिवकर्मसचिवैरमात्यगुणसमुद्युक्तैरप्यतिमहत्वाद्भेदस्यानुत्साहविमुखमतिभि ( : ) प्रत्य् ( आ ) ख्यातारंभं

( १८ ) पुनः सेतुबन्धनैर् ( आ ) श्याद्हाहाभूतासु प्रजासु इहाधिष्ठाने पौरजानपदजनानुग्रहार्थं पार्थिवेन कृत्स्नानामानर्त्तसुराष्ट्रानां पालनार्थन्नियुक्तेन

( १९ ) पह्लवेन कुलैपपुत्रेणामात्येन सुविशाखेन यथावदर्थधर्मव्यवहारदर्शनैरनुरागमभिवर्धयता शक्तेन दान्तेनाचपलेनाविस्मितेनार्य्येणाहार्य्येण

( २० ) स्वधितिष्ठता धर्मकीर्त्तियशांसि भर्तुरभिवर्धयातानुष्ठितमिति । ॥

ભાષાન્તર

( ૧ ) સિદ્ધ થાઓ. આ સુદર્શન તળાવ ગિરિનગરથી ... ... ... પર્વતની ટુંકની સાથે હરિફાઈમાં ઉતરી શકે એવી રીતે જોડેલા બાંધકામવાળું; કારણ કે તેના બધા કાંઠાઓ મજબુત છે. પહોળાઈ લંબાઈ અને ઉંચાઈ પથ્થરની હોઈને ખાડાવગરની બાંધેલી છે. [ માટી ] ... ... ... ... કુદરતી બંધ પ્રાપ્ત થયેલ [ થી બનેલ ] ... ... ... સુવ્યવસ્થિત પ્રણાલીઓ પરિવાહો અને કચરામાંથી બચવાના ઉપાયો ... ... ... ... ત્રણ વિભાગો ... થી ... ... અને બીજી સગવડો ... ઉત્તમ સ્થિતિમાં છે.

૩ તે આ ( તળાવ ) મંગળનામવાળા મહાક્ષત્રપ સ્વામી ચષ્ટનના પૌત્ર ... ... ના પુત્ર રાજા મહાક્ષત્રપ રુદ્રદામન કે જેનું નામ પૂજ્ય પુરૂષો જપે છે તેના ૭૨ મા વર્ષમાં માર્ગશીર્ષના કૃષ્ણ પક્ષની પહેલી( તિથિ )એ ... ... જ્યારે વૃષ્ટિ વરસાવતાં વાદળાંને લીધે પૃથ્વી જાણે કે એક સમુદ્ર બની ગઈ હતી ત્યારે ઊર્જયત્ પર્વતનાં સુવર્ણસિકતા, પલાશિની અને બીજાં નાળાંઓના અતિ ચઢેલા પૂરથી તે બંધ ... ... ... જો કે યોગ્ય સાવચેતી ( રાખી હતી ) તો પણ, પર્વતનાં શિખરો, ઝાડો, કાંઠાઓ, અગાસીઓ, મેડીઓ, દરવાજાઓ અને ઉંચા વિસામાઓ ફાડી નાંખતાં, યુગના અંત લાયક પરમ ઘોર વેગવાળા, તોફાનથી વલોવાતા પાણીએ વિખેરી નાંખ્યાં; ભાંગીને ભૂકો કર્યાં; ફાડી નાંખ્યાં ... ... આસપાસ વિખરાયેલા પથ્થર, ઝાડ, ઝાડી અને વેલોથી નદીના તળીયાપર્યંત ખુલ્લું થઈ ગયું.

( ૭ ) ચારસોવીસ હાથ લાંબા, તેટલા જ પહોળા અને પંચોતેર હાથ ઉંડા ગાબડામાંથી બધું પાણી વહી ગયું જેથી રેતાળ રણના જેવું દુર્દર્શન [ થયું ].

૮ ... ... માટે ... ... મૌર્ય રાજા ચન્દ્રગુપ્તના પ્રાંતિક સૂબા વૈશ્યગુપ્તથી રચાએલ, મૌર્ય અશોકને માટે રાજ્ય કરતાં યવન રાજા તુષાસ્ફથી પ્રણાલિકા વડે શણગારાએલ, અને રાજાને લાયક ઢબથી બન્ધાયેલ અને ગાબડામાં દેખાતી પ્રણાલી વડે તે વિસ્તારવાળા બંધ ......,

૯ ગર્ભથી માંડીને અવિચ્છિન્ન અને સમૃદ્ધ રાજલક્ષ્મી ધારણ કરવા રૂપી ગુણથી સર્વે વર્ણે જઇને જેને રક્ષણ માટે પાલક તરીકે પસંદ કરેલ હતો,

જેણે લડાઈ સિવાય પુરૂષનો વધ ન કરવાની પ્રતિજ્ઞા લીધી હતી અને છેલ્લા શ્વાસોચ્છવાસ સુધી પાળી હતી. જેણે સામે આવેલા સમો વડીયા શત્રુને પ્રહાર કરવાનું ન ચૂકીને... ... કરૂણા[બતાવી].

પોતાથી આવેલ માણસોને તેમ જ પગે પડતાઓને આયુષરૂપી શરણ જેણે આપ્યું છે,

જે પ્રદેશોનાં શહેરો, બજારો અને ગામડાંઓમાં ચોર, સર્પ, પશુ ( જંગલી ) અને રોગ વિગેરેનો ત્રાસ નથી, જે પ્રદેશોમાં બધી પ્રજા તેને ચાહે છે અને જેમાં ધર્મ, અર્થ અને કામ તેના પરાક્રમથી ( સાધી શકાય છે ) તેવા પોતાના જ બાહુબળથી મેળવેલા પૂર્વ અને પશ્ચિમ આકરાવન્તિ, અનૂપદેશ, આનર્ત, સુરાષ્ટ્ર, શ્વભ્ર, મરૂ કચ્છ, સિન્ધુ સૌવિર, કુકુર, અપરાન્ત, નિષાદ અને બીજા પ્રદેશોનો જે સ્વામી છે,

સર્વ ક્ષત્રિયોમાં વીરત્વ બતાવવાથી ઉત્પન્ન થએલ મગરૂરીને લીધે તાબે થવા આનાકાની કરતા યૌધેયને જેણે જબરદસ્તીથી હણ્યા,

દક્ષિણા પથના સ્વામી શાતકર્ણિને ધર્મયુદ્ધમાં સંપૂર્ણ રીતે બે વાર હરાવ્યા છતાં નજીકના સંબંધને લઇને ન હણીને જેણે યશ મેળવ્યો છે,

જેણે વિજય [ મેળવ્યો ] ... ... પદભ્રષ્ટ થએલા રાજાઓને જે ફરી સ્થાપે છે,

યથાર્થ રીતે હાથ ઉંચો કરીને જેણે ધર્મનો અનુરાગ સંપાદન કર્યો છે; વ્યાકરણ, સંગીત, ન્યાય અને બીજાં મ્હોટાં શાસ્ત્રોનો અભ્યાસ કરીને યાદ રાખીને, જ્ઞાન મેળવીને અને પ્રયોગ કરીને જેણે વિપુલ કીર્તિ મેળવી છે,

જે ... ... ... ... ઘોડા, હાથી અને રથચર્યા, તરવાર અને ઢાલનો ઉપયોગ, કુસ્તી અને બીજાં ... ... ... ... ... ત્વરાવાળાં કર્મો અને લશ્કરોની સામે થવાની ઉસ્તાદી ... ...

જેને, રોજ રોજ દાન અને માન આપવાની અને અપમાનને દાખવાની ( હલકું પાડવાની ) ટેવ છે,

જેનું લક્ષ્ય સ્થૂલ છે ( જે ઉદાર છે ) ખંડણી, કર અને ભાગો ન્યાયપુરઃસર પ્રાપ્ત કરવાથી જેનો ભંડાર સોનું રૂપું, હીરા વૈડૂર્ય, ( અને બીજાં ) રત્નથી ઉભરાઈ જાય છે,

જે ... ... ... ... સ્ફુટ લઘુ, મધુર, ચિત્ર અને કાન્ત અને શબ્દસંયોગથી અલંકૃત અને ઉત્તમ એવા ગદ્ય અને પદ્ય... પ્રમાણ, માન ઉંચાઈ, સ્વર, ગતિ, વર્ણ બળ અને સત્વ વિગેરે ઉત્તમ લક્ષણ અને નિશાનીઓવાળું જેનું સુંદર શરીર છે, મહાક્ષત્રપ નામ જેણે પોતે પ્રાપ્ત કર્યું છે,

રાજાઓની કન્યાના સ્વયંવરો વખતે જેને અનેક માળાઓ પહેરાવાઈ છે તે મહાક્ષત્રપ રુદ્રદામાએ ... ... ... હજાર વર્ષ સુધી ગાયો અને બ્રાહ્મણો ... ... ... ને માટે અને ધર્મ અને કીર્તિની વૃદ્ધિની માટે, કર વેઠ અને નજરાણાં વિગેરેથી શેહેરના તેમ જ ગામડાંના લોકોને પીડયા વગર પોતાના ભંડારમાંથી મોટી રકમથી ( ખરચીને ) અને ઝાઝો વખત લીધા વગર લંબાઈ અને પહોળાઈમાં ત્રણગણો મજબુત એવો બંધ બંધાવ્યો ... ... ... બધા તટ [ ઉપર ] ... આ તળાવને વધારે સુદર્શન ( સારા દેખાવવાળું ) કર્યું.

( ૧૬ ) જ્યારે આ બાબતમાં મહાક્ષત્રપના મંત્રિઓ અને કારભારીઓ કે જેઓ અમાત્યના ગુણની બક્ષીસવાળાં હોવા છતાં ગાબડાના મ્હોટા વિસ્તારને લઇને અનુત્સાહી મતિના હોવાથી આ કામના આરંભ સામે થયા અને જ્યારે ફરી બંધ બાંધવાની નાઉમેદીને લીધે પ્રજામાં હાહાકાર થઈ રહ્યો હતો ત્યારે શહેર અને ગામડાંની વસ્તીના લાભ માટે આખા આનર્ત અને સુરાષ્ટ્રના ઉપર રાજ્ય ચલાવવા માટે આ રાજ્યમાં રાજાથી નિમાએલા કુલૈપના પુત્ર અમાત્ય પલ્હવ સુવિશાખ, કે જેણે અર્થ અને ધર્મસંબંધી યોગ્ય વ્યવહારને લીધે ( પ્રજાની ) પ્રીતિ વધારી હતી, જે શક્તિમાન, ધૈર્યવાન, દ્રઢ મનવાળો, અભિમાન વિનાનો, પ્રામાણિક, લાંચ ન લે તેવો હતો અને જેણે સારા કારભારથી પોતાના સ્વામીના ધર્મ, કીર્તિ અને યશ વધાર્યાં હતાં એવા સુવિશાખે તે પાર પાડ્યું.

નં૦ ૭

# ૧ ક્ષત્રપ રૂદ્રસિંહના સમયનો ગુંદામાંનો લેખ

## વર્ષ ૧૦૩

કાઠિયાવાડના પંડિત વલ્લભાચાર્ય હરિદત્તે (વલ્લભજી હરિદત્ત આચાર્યે) આ લેખની હાથે કરેલ નકલ તથા તેનું અક્ષરાન્તર પ્રસિદ્ધ કરવા સારૂ મેજર વૉટસને બુલ્હર પાસે મૂકેલાં. તેના ઉપરથી લેખ ઇન્ડીયન એન્ટિકવેરી વૉલ્યુમ ૧૦ પાને ૧૫૭ મે જ્યોર્જ બુલ્હરે ૧૮૮૧ માં ભાષાન્તર સાથે પ્રથમ પ્રસિદ્ધ કર્યો હતો.

મેજર વૉટસને ૧૮૮૦ માં ઉત્તર કાઠિયાવાડમાં હાલાર પ્રાંતમાં આવેલ ગુંદાના એક પુરાણા અને પડી રહેલા કૂવામાંથી આ લેખ શોધી કાઢયો હતો. રાજકોટના વૉટસન મ્યુઝી-યમ ઑફ્ એન્ટિકિવટિઝમાં લઈ જવાં પહેલાં તે જામનગરમાં દ્વારકાનાથના મંદિરમાં રાખ-વામાં આવ્યો હતો.

લેખમાં સારી રીતે કોતરેલી પાંચ પંક્તિઓ છે. લખાણમાં લગભગ ૨ ફૂટ ૨ ઇંચ પોહોળી તથા ૯ ૩/૪ ઇંચ ઉંચી જગ્યા રોકાયેલી છે. એકંદરે લેખ સુરક્ષિત સ્થિતિમાં છે. જો કે કોઇ કોઇ સ્થળે એકાદ શબ્દ ભૂંસાયેલ છે. ન્, મ, પ્, તથા બ્ જેવા અક્ષરોનું સરાસરી કદ ૩/૪" છે.

લેખ રુદ્રસિહ(રુદ્રસિંહ)ના સમયનો છે અને નીચે પ્રમાણે તેની વંશાવલિ આપે છે—

રાજા અને મહાક્ષત્રપ ચાષ્ટન, તેનો પુત્ર ક્ષત્રપ રાજા જયદામન, તેનો પુત્ર મહાક્ષત્રપ રાજા રુદ્રદામન, તેનો પુત્ર ક્ષત્રપ રાજા રુદ્રસીંહ, (રુદ્રસિંહ)—આ પ્રમાણે આ કુળની વંશાવળી છે. પણ તે રાજવંશાવળી નથી. અને તેટલા જ માટે ચાષ્ટન અને રુદ્રસિંહ વચ્ચેના કેટલાક રાજાઓએ રાજ્ય કર્યું હતું. છતાં એક જ વંશના ન હોવાને લીધે તેઓનાં નામ આપવામાં આવ્યાં નથી. લેખ ઉપરની તિથિ શબ્દ અને આંકડાઓમાં વર્ષ ૧૦૩ ના રોહિણી નક્ષત્રમાં વૈશાખ શુદ ૫ ની આપવામાં આવી છે. આ લેખમાં લખેલ વર્ષ શક સંવત્નું છે, એ નિશંક વાત છે. એટલે તે ઈ. સ. ૧૮૧ માં લખાએલો ગણાય. રુદ્રસિંહ પ્રથમ ક્ષત્રપ તરીકે ૧૦૨–૩ માં રાજ્ય કરતો હતો, પછી ૧૦૩ થી ૧૧૦ સુધી મહાક્ષત્રપ તરીકે ત્યાર બાદ ફરીથી ૧૧૦ થી ૧૧૨ સુધી ક્ષત્રપ તરીકે અને છેવટે ૧૧૩ થી ૧૧૮ (અગર ૧૧૯) સુધી મહાક્ષત્રપ તરીકે રાજ્ય કરતો હતો, એમ તેના સમયના સિક્કાઓ તથા ગાથાઓ ઉપરથી માનવાને કારણ મળે છે. આ ઉપરથી તે ક્ષત્રપ તરીકે પ્રથમ રાજ્ય કરતો હતો તે સમયનો આ લેખ છે, એમ માનવું જોઈએ. તેજ રાજ્યનો વહેલામાં વહેલો સમય કનીંગહામના સંગ્રહના સિક્કાઓ ઉપરથી ૧૦૨નું વર્ષ છે એમ માલુમ પડે છે.

સેનાપતિ બાપક, આભિરના પુત્ર સેનાપતિ રુદ્રભૂતિએ રસોપદ્ર નામના ગામડામાં કરાવેલ કૂવાનું ખોદ કામ તથા બાંધકામનું વર્ણન આપવાનો હેતુ આ લેખનો છે. આ વર્ણનમાં સ્થળ ફકત રસોપદ્ર જ આપવામાં આવ્યું છે. અને તે પણ હજુ સુધી ઓળખવામાં આવ્યું નથી.

* એ. ઈ. વો. ૧૬ પા. ૨૩૩ બેનરજી અને સુકથંકર

अक्षरान्तर

१ सिद्ध [ म् ] [ ॥ ] राज्ञो महक्षत्र[ पस् ]य *स्वमिचास्टनप्रपौत्रस्य राज्ञो क्षत्रपस्य *स्वमिजयदामपौत्रस्य

२ [ स्य ] राज् [ ञो ] महक्षत्रपस्य स्व् [ आ ] मिरुद्रदामपुत्रस्य राज्ञो क्षत्रपस्य स्वामिरुद्र

३ सीहस्य [ व ] र्षे [ त्रि ]युत्तरशते १०० ३ वैशाखशुद्धे पंचम् [ इ ] ध [ न् ] त्यतिथौ रो [ हि ] णिनक्ष-

४ त्रमुहूर्त्ते [ ए ] आभीरेण सेनापतिबापकस्य पुत्रेण सेनापतिरुद्रभ [ ऊ ] तिना ग्रामे रसो-

५ [ प ] द्रिये वा[ पी ] [ ख ]नि[ तो ] [ बंद्ध ] आपितश्च सर्व्वसत्वानां हितसुखार्थमिति [ ॥ ]

ભાષાન્તર

સ્વસ્તિ ! નૃપ મહાક્ષત્રપ સ્વામિ ચાષ્ટનના પ્રપૌત્ર, નૃપ ક્ષત્રપ સ્વામિ જયદામનના પૌત્ર, નૃપ મહાક્ષત્રપ સ્વામિ રુદ્રદામનના પુત્ર, નૃપ ક્ષત્રપ રુદ્રસીહ( રુદ્રસિંહ )ના રાજ્યમાં એકસો અને ત્રણ–૧૦૦,૩ વર્ષે વૈશાખ શુદિ. ૫. રોહિણિ નક્ષત્રના મંગળ સમયે, સેનાપતિ બાપક આભીરના પુત્ર, સેનાપતિ રુદ્રભૂતિએ રસોપદ્ર ગામમાં સર્વ જીવલોકના હિત અને સુખાર્થે વાવ ખોદાવી અને બંધાવી.

* વાંચો સ્વામિ

નં० ८

# મહાક્ષત્રપ રુદ્રસેનના સમયનો ગઢ( જસદણ પાસે)નો લેખ

વર્ષ ૧૨૭ ( અથવા ૧૨૬ )

ડૉ. ભાઉ દાજીએ જ. બો. બ્રે. રૉ. એ. સો. વૉ. ૮ પા. ૨૩૪ ઉપર ૧૮૬૮ માં કદાચ હાથની કરેલી નકલ ઉપરથી લીથોગ્રાફ સાથે પ્રથમ આ લેખ પ્રસિદ્ધ કર્યો હતો.

કાઠિયાવાડમાં જસદણની ઉત્તરે બે માઇલ ઉપર આવેલ ગઢમાં આ લેખ મળી આવેલો કહેવાય છે. એક તળાવના કાંઠા ઉપર ઉભા રહેલા જાડા અને વાંકાચૂંકા પત્થરના કકડા ઉપર તે કોતરેલો છે. પાછળથી તે રાજકોટના વૉટસન મ્યુઝીયમ ઓફ એન્ટિકિવટિઝમાં લઈ જવામાં આવ્યો હતો અને ત્યાં અત્યારે પણ સુરક્ષિત છે.

લેખમાં જુદી જુદી લંબાઈની વિચિત્ર છ પંક્તિઓ છે. અને તે ૩ ફૂટ ૭ ઈં. પહોળો અને ૧ ફૂટ ૧૦ ઈં. ઉંચો વાંકી લંબચોરસ આકૃતિનો છે. કોતરકામ છીછરૂં પણ સુરક્ષિત સ્થિતિમાં છે. ન, મ, પ, બ, જેવા અક્ષરોની સરાસરી ઉંચાઈ ૧½ " છે.

મહાક્ષત્રપ રાજા રુદ્રસેનના સમયનો આ લેખ છે. અને તેમાં માનસ ગોત્રના પ્રતાશકના પુત્ર ખર( ? )પત્થના ભાઈઓએ ઉભા કરેલ સત્રની હકીકત છે.

પહેલાંના પ્રસિદ્ધકર્તાઓ એ પં. ૬ માં પ્રતાશકને બદલે પ્રનાથક અને ખર [ ? ] પત્થને બદલે ખરપૌત્ર વાંચેલું છે. લેખમાં નીચે પ્રમાણે વંશાવળી આપી છેઃ—

રાજા મહાક્ષત્રપ ભદ્રમુખ ચાષ્ટન, તેનો પુત્ર રાજા ક્ષત્રપ જયદામન, તેનો પુત્ર રાજા મહાક્ષત્રપ ભદ્રમુખ રુદ્રદામન, તેનો પુત્ર રાજા મહાક્ષત્રપ ભદ્રમુખ રુદ્રસીહ ( રુદ્રસિંહ ), તેનો પુત્ર રાજા મહાક્ષત્રપ રુદ્રસેન. એક જ લેખમાં આપેલી સુરાષ્ટ્ર અને માળવાના ક્ષત્રપોની આ લાંબામાં લાંબી વંશાવળી છે. 'ભદ્રમુખ' નો ઈલ્કાબ કેટલાક મહાક્ષત્રપોનાં નામ પહેલાં લગાડેલો છે. પણ ફક્ત ક્ષત્રપો અથવા છેલ્લા મહાક્ષત્રપ રુદ્રસેન જેના સમયમાં લેખ કોતરાયો હતો, તેના નામ પહેલાં તે ઈલ્કાબ લગાડેલો નથી. છેવટના નામ પહેલાં તે ન લગાડવાનું કારણ જણાતું નથી. પણ એટલું તો માલુમ પડે કે તે ઇલ્કાબ મહાક્ષત્રપોનાં નામ સાથે જ વાપરવામાં આવતો હતો. આ ફક્ત સળંગ પેઢીની વંશાવળી છે. એટલે રુદ્રસેન પહેલાં રાજ્ય કરતો દામઘ્સદ પહેલો, અને જીવદામન એ સીધી પેઢીના ન હોવાને લીધે તેઓના નામ આપવામાં આવ્યાં નથી. સંવત્ ૧૨૭ ( અથવા ૧૨૬ ) ના ભાદ્રપદ વદ ૫ નો આ લેખ છે. આ વર્ષ શક સંવતનું છે એટલે લેખનો સમય ૧૨૭ ( અગર ૧૨૬ ) + ૭૮=ઈ. સ. ૨૦૫ ( અગર ૨૦૪ ) ગણી શકાય. લેખમાં કોઈ સ્થળનાં નામો નથી.

* એ. ઈ. વૉ. ૧૬ પા. ૨૩૬ ક્રોનાઉ અને સુકથંકર

## अक्षरान्तर

१ [ व ] र्षे १००,२० [ ७ ] [ भा ] द्रपदबहुलस ५ [ । ] र [ आ ] ज्ञो महाक्षत् [ र ] अपस

२ भद्रमुखस स्वम् [ अ ] चाष्टनपुत्रपपौ [ त् ] त्रस्य राज्ञो क्ष ( त्र ) पस

३ स्वामि जयद् [ अ ] मपुत्रपौत्रस्य राज्ञो महाक्षत्रपस्य भद्रमुखस्य

४ [ स्व ] मरुद् [ र ] अदामपौ [ त्र ] स्य राज्ञो म [ ह ] क्ष [ त्र ] पस्य भद्रमुखस्य स्वा [ म् ] इ

५ रुद्रसीह [ पुत्र ] स्य राज्ञो महक्षत्रपस्य स्वामिरुद्रसेनस्य [ । ] इदम् शत्र

६ मानस सगोत् [ र ] अस्य प्र [ ता ] शकपुत्रस्य खर [ र ] पत्थस्य भात्रभिः उत्त्थविद्व [ म् ] स्व [ र्ग ]

७ .... .... .... .... .... .... ....

### ભાષાન્તર

વર્ષ ૧૦૦,૨૦, [ ૭ ] ભાદ્રપદ વદિ. ૫. ને દિને ભદ્રમુખ નૃપ મહાક્ષત્રપ સ્વામિ ચાષ્ટનના પુત્રના પ્રપૌત્ર, નૃપ ક્ષત્રપ સ્વામિ જયદામના પુત્રના પૌત્ર, ભદ્રમુખ નૃપ મહાક્ષત્રપ સ્વામિ રુદ્રદામના પૌત્ર, ભદ્રમુખ નૃપ મહાક્ષત્રપ સ્વામિ રુદ્રસીહના ( પુત્ર ), નૃપ મહાક્ષત્રપ સ્વામિ રુદ્રસેનના ( રાજ્યમાં ) આ શત્ર માનસ ગોત્રના પ્રતાશકના પુત્ર ખર ( ? ) પત્થના ભાઈઓથી બંધાવેલું હતું ... .. .. ... ... ... ... સ્વર્ગ .. . . ... ... ...

નં૦ ૯

# ક્ષત્રપ જયદામનના પૌત્રના સમયનો જૂનાગઢનો લેખ

*ઈ. સ. ૧૮૭૬ માં બુહ્લરે પ્રથમ ભાષાન્તર તથા ફોટોગ્રાફ સાથે આ સ. વે. ઇ. વો. ૨ પા. ૧૪૦ અને પ્લેટ ૧૧ ઉપર આ લેખ પ્રસિદ્ધ કર્યો હતો. બ્લોક જરા ન્હાનો અને અભ્યાસ સારૂ લગભગ નકામો છે.

હાલમાં બાવા પ્યારાના મઠના નામથી ઓળખાતા મઠ પાસે જૂનાગઢથી પૂર્વમાં આવેલી મહાન ગુફાઓના જૂથ સામેના એકાદ ભોંયરામાંથી ખોદકામ ચાલતું હતું ત્યારે આ લેખ મળી આવ્યો છે. કોઈ તાજા અકસ્માતને લીધે તેના બે ભાગ થઈ ગયા છે. ભાવનગરના સંસ્કૃત અને પ્રાકૃત લેખોના સંગ્રહમાં પ્રસિદ્ધ થયેલી પ્રતિકૃતિમાં જે સ્થાને ફાટ જણાય છે તે જ સ્થળેથી કદાચ કકડા થયા હશે, એમ લાગે છે.

કળી ચુનાના ગુણવાળા નરમ અને ૨ ફૂટ લાંબા તથા પહોળા અને ૮ ઈંચ જાડા પત્થરની શિલાની સાફ કરેલી એક બાજુ ઉપર લેખ કોતરવામાં આવ્યો છે. તેમાં ચાર પંક્તિઓ છે. અને લગભગ ૧ ફૂટ ૯ ઈંચ પોહોળી અને ૬ ઈં. ઉંચી જગ્યામાં લખાણ છે. ન્, મ્, પ્, તથા બ્, જેવા અક્ષરોનું સરાસરી માપ ½ છે.

લેખનો ઘણો ખરો ભાગ બહુ જ ખરાબ થઈ ગયો છે. વચ્ચેની બે પંક્તિઓ સુરક્ષિત સ્થિતિમાં છે, પણ પહેલી પંક્તિનો મોટો ભાગ અને ચોથી પંક્તિનો થોડો ભાગ વાંચી શકાતો નથી. વળી લેખ પણ ખંડિત છે, કારણ પત્થરનો કેટલોક ભાગ ભાંગી ગયો છે. બુહ્લર માને છે કે બીજીથી ચોથી પંક્તિમાં ફક્ત છેલ્લા બે શબ્દો સિવાય લેખ મૂળ સ્થિતિમાં જ છે. પરંતુ તે ચોકકસ ન કહેવાય. રક્ષિત ભાગની બન્ને બાજુએ કેટલો ભાગ ગયો છે તે અમારા માનવા પ્રમાણે ચોકકસ રીતે કહી શકાય તેમ નથી. અમે એટલું તો કહી શકીએ કે બીજી અને ત્રીજી પંક્તિઓના ભાંગી ગયેલા ભાગમાં જયદામનના પુત્ર તથા પૌત્રનાં નામ, તથા કદાચ શબ્દ અને આંકડા વડે બતાવેલ સંવત્ હોવો જોઇએ.

રાજા ક્ષત્રપ જયદામનના પૌત્ર અને ચાષ્ટનના પ્રપૌત્ર એક ક્ષત્રપ અથવા મહાક્ષત્રપ રાજાના સમયનો આ લેખ હોવો જોઈએ. ભાંગી ગયેલા કકડા સાથે રાજ્ય કરતા રાજાનું નામ પણ ગયેલું છે. લેખમાં બતાવેલ ક્ષત્રપ દામચ્સદ પહેલો અથવા રુદ્રસિંહ પહેલો હોવો જોઈએ.

લેખનો આશય સમજી શકાતો નથી, કારણ તે આશય બતાવનારો ભાગ ખોવાઈ ગયો છે. પરંતુ લેખમાં આવતાં "કેવલિજ્ઞાનસં( પ્રાપ્ત ) ( કેવલીનોનું જ્ઞાન પ્રાપ્ત કરેલ એવો )" વાકય ઉપરથી જૈન લોકો સાથે સંબંધ ધરાવતો આ લેખ હોય એવું અનુમાન કરી શકાય છે. કારણ જૈન સાહિત્યમાં 'કેવલિન' શબ્દનો બહુ ઉપયોગ કરવામાં આવે છે.

તિથિ ચૈત્ર શુદ ૫ લખેલી છે. પરંતુ સંવત તે ભાગ ગયેલ હોવાથી ચોકકસ થઈ શકે તેમ નથી.

ગિરનાર પર્વત નીચે આવેલ જૂનાગઢનું અસલ નામ ગિરિનગર હતું, અને તેનો ઉલ્લેખ લેખમાં છે.

---

* એ. ઈ. વો. ૧૬ પા. ૨૩૯ બેનરજી અને સુકથંકર

अक्षरान्तर

१ .... ... ... .... स्तथा सुरगण् [ अ ] [ क्षत्रा ] णां
प्रथ [ म ] ... .... ...

२ .... .... .... चाष्टनस्य प्र [ पौ ] त्रस्य राज्ञः क्ष [ त्रप ]
स्य स्वामि जयदाम प् [ औ ] त्रस्य राज्ञो म [ हा ]... ... ... ..

३ ... ... ... ... [ चै ] त्रशुक्लस्य दिवसे पंचमे ५ इ [ ह ]
गिरिनगरे देवासुरनागय [ क्ष ] रा [ क्ष ] से ... ... ... ... ...

४ ... ...थप् [ उ ] रमिव ... ... केवलि [ ज्ञा ] नसं .. ...
नां ... ... जरामरण [ अ ] ... ... ... .. ... .. ...

ભાષાન્તર

... ... ... ... તથા ... સુરગણુ ... ક્ષત્રોમાં પ્રથમ ... . . ... ચાષ્ટનના પ્રપૌત્ર, નૃપ ક્ષત્રપ સ્વામિ જયદામના પૌત્ર, નૃપ મહાક્ષત્રપ ... ..., નૃપ મ [ હાક્ષત્રપ ] ... ... ... ( ના રાજ્યમાં ) વર્ષ ... ... ચૈત્ર, શુદિ પાંચમ ( ૫ ) ને દિને અહીં ગિરિનગરમાં, દેવો, અસુરો, નાગો, યક્ષો, અને રાક્ષસો ... ... .. પુર ( ? ) ... ...કેવલિનોનું જ્ઞાન પ્રાપ્ત કરેલ .. .. ... ... જરા અને મરણુ ... ... ...

નં૦ ૧૦

# સ્વામિ રુદ્રસિંહ બીજાનો શિલાલેખ

શક સંવત્ ૨૨૮ વૈ. શુ. ૭=૩૦૬ ઈ. સ.

* જીવદામનના પુત્ર રુદ્રસિંહ બીજાનો સંવત્ ૨૨૮ નો શિલાલેખ જૂનાગઢના મ્યુઝીયમમાં પડેલો છે. તે તદ્દન પૂર્ણ અને ચોખ્ખો છે. તિથિ અંક તથા અક્ષરમાં આપેલી છે.

अक्षरान्तर

१ सिद्धं राजः क्षत्रपस्य जीवदामपुत्रस्य
२ रु [ द्र ] सिंहस्य वर्षशतद्वये अष्टा-
३ विंशोत्तरे २२८ वैशाखशुद्धसप्तम्यां

ભાષાન્તર

રાજા ક્ષત્રપ જીવદામના દીકરા રુદ્રસિંહના ૨૨૮ મા વર્ષમાં વૈશાખ સુ. સાતમે.

* ભા. મ્યુ. રીપોર્ટ ૧૯૧૯—૨૦ પા. ૭ ડી. બી. દીસ્કલકર

નં૦ ૧૧

# સૌરાષ્ટ્રમાં દ્વારકાના રાજા રૂદ્રસેનના સમયનો શિલાલેખ

રુદ્રસેનનો સંવત્ ૨૩૨

સૌરાષ્ટ્રમાં આવેલા ગાયકવાડના પ્રદેશ ઓખામંડલનાં મુલવાસર નામનાં ગામડાંમાં એક તળાવના કાંઠા ઉપરથી આ લેખવાળો પત્થર મળી આવ્યો છે. ત્યાંથી દ્વારકામાં તેને પુસ્તકાલય પાસે ઉભો કરવામાં આવ્યો હતો. તેમાં ચાર લીટીઓ છે અને તેનું માપ ૫'-૩"×૧'-૧૦" છે.

શાહ વંશના કેટલાક રાજાઓનાં નામો ઉપરાંત વાજકના પુત્રે બંધાવેલાં કેટલાંક જળાશયો વિષે પણ તેમાં ઉલ્લેખ કરેલો છે.

શાહના સમયની લિપિમાં સંસ્કૃત ભાષામાં લેખ લખેલો છે.

अक्षरान्तर

१ राज्ञो महाक्षत्रस [ स्य ] सा [ स्वा ] मिरुद्रसेनस्य

२ वर्षे २३२ वैशाखबहुलपंचम्यां

३ इमं ... ... ... वानिजकस्य पुत्रेण

४ प्रति जिवितं दत्तं थ [ स्व ] मित्रे [ त्राय ] हि जि [ नि ] जस [ स्य ]

ભાષાન્તર

રાજા મહાક્ષત્રપ સ્વામિ રુદ્રસેનના ૨૩૨ વર્ષે વૈશાખ વદિ ૫ ને દિને વાનિજકના પુત્રે પોતાના મિત્રની જીંદગી પોતાના પ્રાણનો ભોગ આપીને રક્ષી.

---

નં૦ ૧૨

# મેવાસાનો ક્ષત્રપ શિલાલેખ

સં. ૩ + + ઠા સુ. ૫

* સ્વ. દીવાન બહાદુર રણછોડભાઈ ઉદયરામ પાસેથી આ લેખનાં રબિંગો મળ્યાં છે. આ અક્ષરાન્તર તે ઉપરથી કરેલું છે. પણ મૂળ લેખ જોયા બાદ વધુ અજવાળું પડે એવો સંભવ છે.

લેખ મરણસ્થંભ ઉપર કોતરેલો હોવો જોઇએ અને રબિંગ ઉપરથી તેનું માપ નીચે મુજબ અટકળી શકાય છે. ઉંચાઈ ૨'-૧" પહોળાઈ ઉપરના ભાગમાં ૧'-૨" અને નીચેના ભાગમાં ૧'-૫" છેલ્લી બે પંક્તિના અક્ષર બહુ જ ઘસાઈ ગયા છે.

अक्षरान्तर

१ सिद्धं राज्ञो महाक्षत्रपस्य स्वामि चष्टण

२ पुत्रपुपुत्रस्य राज्ञो महाक्षत्रपस्य भट्टिदाम

३ पुत्रप्रपौत्रस्यः राज्ञो महाक्षत्रपस्य वर्षशत

४ त्रुत्तरके वर्ष ... ... पुत्रस्य आभिरस्य

५ हरिहावेकस ( १ ) गोत्रस्य वसुराकस्यः शुत्तज्ञ दुहितुस्य

६ कर्तीकस्य शु ९ राज्येश्वरस्य भर्तुयष्टि पुष्टापि

७ ... ... ... ... ... भवनं च ... ... ...

८ ... ... ... ... ... ... ... ... ... ...

---

* વો. મ્યુ. રીપોર્ટ સને ૧૯૨૩—૨૪ પા. ૧૨ ડી. બી. દીસ્કલકર

श्रीः

# गुजरातना ऐतिहासिक लेख

# ત્રૈકૂટક વંશના લેખો

# ત્રૈકૂટક વંશના લેખો

નં૦ ૧૩

## ત્રૈકૂટકવંશના દહ્રસેનનાં પારડીનાં પતરાં

સંવત ૨૦૭ વૈશાખ સુ. ૧૩

* મુંબઈ ઈલાકામાં ગુજરાતના સુરત પરગણામાં પારડી ગામમાં તળાવનું ખોદકામ ચાલતું હતું ત્યારે આ પતરાંઓ ઈ. સ. ૧૮૮૪ માં મળી આવ્યાં હતાં. રૉયલ એશીઆટિક સોસાઈટીની મુંબઈ શાખાના જરનલ વૉલ્યુમ ૧૬ ના પાને ૩૪૬ મે. ડૉ. ભગવાનલાલ ઈન્દ્રજીએ ઈ. સ. ૧૮૮૫ માં આ પતરાં પ્રસિદ્ધ કરેલાં છે. પણ લીથોગ્રાફ આપેલ નથી.

પતરાં બે છે અને તેનું દરેકનું માપ ૯¼" × ૩" છે. તે તદ્દન સપાટ છે. અને તેની કોરો વધારે જાડી અગર કાંઠાવાળી પણ નથી. પ્રતિકૃતિ ઉપરથી જણાય છે કે લગભગ આખો લેખ અખંડ અને સુરક્ષિત છે.

સાધારણ કડી કે મુદ્રા નથી. પરંતુ બન્ને કડીઓના કાણામાંથી પતરાંઓ લાંબાં અને ½" જાડા તારથી બાંધેલાં છે. આ તાર કરતાં કાણાં બહુ મોટાં નથી, અને પતરાંઓ મળી આવ્યાં કે તરત જ સાચવી લેવામાં આવ્યાં હોય એવું લાગે છે. આ ઉપરથી એવું માલુમ પડે છે કે પતરાંઓ અસલથી જ તારથી બાંધવામાં આવ્યાં હશે.

બે પતરાંઓનું વજન ૩૧ તોલા છે. અને તારનું વજન ૧½ તોલા છે. કુલ વજન ૩૨½ તોલા = ૧૨ ૩/૭ ઔંસ છે.

ત્રૈકૂટક વંશના મહારાજ દહ્રસેને બ્રાહ્મણને આપેલ જમીનનું વર્ણન લેખમાં છે. આ રાજાની આજ્ઞા આમ્રક નામના સ્થળેથી બહાર પાડવામાં આવી હતી. દાન આપેલ ગામનું નામ કનીયસ્તડાકા હતું અને તે અન્તર્મણ્ડલી પરગણામાં આવ્યું હતું. બક્ષીસ મેળવનાર બ્રાહ્મણ કાપુરમાં રહેતો હતો. રાજાએ કરેલ બક્ષીસના સમાચાર આપનાર દૂતનું નામ બુદ્ધગુપ્ત હતું. અને તે બક્ષીસ ૨૦૭ મા વર્ષના વૈશાખ શુદ ૧૩ ને દિવસે કરવામાં આવી હતી.

પારડીનાં પતરાંઓ પ્રસિદ્ધ કર્યા પહેલાં પંડિત ભગવાનલાલ ઈન્દ્રજીએ કન્હેરીના એક તામ્રપત્રમાંથી ત્રૈકૂટકોનું વર્ણન શોધી કાઢયું હતું. પરંતુ તે મૂળ પતરૂં ખોવાઈ ગયું લાગે છે. કન્હેરીનાં પતરાં ઉપર ૨૪૫ મું વર્ષ લખેલું છે. તે જ પ્રદેશના કેટલાક સમકાલીન ઐતિહાસિક લેખોમાંથી મળી આવેલ સૂચનોના આધારે પંડિત એવું અનુમાન કરે છે કે આ પતરાંઓનો સંવત ઈ. સ. ૨૪૫ લગભગથી શરૂ થતો હોવો જોઈએ. જનરલ કનીંગહામે આ સંવત ઈ. સ. ૨૪૯ થી શરૂ થતો કલચુરી અથવા ચેદીનો માનેલો છે. અને આ મતનું સમર્થન પંડિતે પોતે તથા ડૉ. ફ્લીટે કરેલ છે.

પારડીનાં પતરાંઓની લિપિ તથા જ્યાંથી મળી આવ્યાં તે જગ્યા અને તેમાં ત્રૈકૂટકોનું વર્ણન કરેલું છે એ બે બાબતો ઉપરથી એ પતરાંઓ, ડૉ. કીલ્હોર્ને છેવટ પુરવાર કર્યું છે તે પ્રમાણે ઈ. સ. ૨૪૯ થી શરૂ થતા કલચુરી અથવા ચેદી સંવતનાં જ હોવાં જોઈએ એવું માનવાને સબળ કારણ મળે છે. અઠવાડીઆનો દિવસ અથવા નક્ષત્ર આપેલું નહિ હોવાથી સમય

---

* એ. ઈ. વો. ૧૦ પા. ૫૧–૫૩ ઈ. હુલ્શ

નક્કી કરવાને બીજી કંઈ હકીકત નથી. પરંતુ ડૉ. કીલ્હોર્ન જણાવે છે કે જો ચાલુ વર્ષ ગણવામાં આવે તો તે ઇ. સ. ૪૫૬ ના એપ્રીલની ૪ થી તારીખની બરોબર થાય. અને પૂરૂં થયેલું વર્ષ ઈ. સ. ૪૫૭ ના એપ્રીલની ૨૩ મી તારીખ બરોબર થાય:

ત્રૈકૂટકના કુટુંબનું વર્ણન આપતું (કલચુરી) સંવત ૨૪૫ નું કન્હેરીનું પતરૂં આ વંશના જે રાજાના સમયનું છે તેના નામની માહિતી આપી શકતું નથી. ત્રૈકૂટકનો રાજા દહ્રસેન (કલચુરી) સંવત્ ૨૦૭=ઇ. સ. ૪૫૬ અથવા ઈ. સ. ૪૫૭ માં રાજ્ય કરતો હતો એવું પારડીનાં પતરાંઓ ઉપરથી માલુમ પડે છે. દહ્રસેનના પિતા ઇંદ્રદત્ત તથા પુત્ર વ્યાઘ્રસેન નામના તે જ વંશના બીજા બે માણસો વિષે પણ સિક્કાઓ ઉપરથી જાણવામાં આવ્યું છે. સ્વર્ગસ્થ મી. જેકસન પાસે સુરતમાંથી મળેલું એક (કલચુરીની) ૨૩૧ ની સાલનું તામ્રપત્ર હતું. તેમાં ત્રૈકૂટક વંશના વ્યાઘ્રસેને આપેલા દાનનું વર્ણન હતું.

દહ્રસેન અને વ્યાઘ્રસેન પોતાને સિક્કાઓ ઉપર પરમ વૈષ્ણવ તરીકે ઓળખાવે છે, એ ધ્યાનમાં રાખવા જેવું છે. જ્યારે પારડીનાં પતરાંઓમાં દહ્રસેનને તેવા જ અર્થવાળું ભગવદ્પાદકર્મકર એટલે ભગવત્‌નાં ચરણનો સેવક એવું બિરૂદ આપવામાં આવેલ છે.

આ લેખમાં બતાવેલ સ્થળો વિષે ડૉ. ફ્લીટ એમ માને છે કે 'અન્તરમન્ડલીવિષય' એ ગુજરાતમાં આવેલ ઉત્તરે મિણ્ઢોળા અને દક્ષિણે પૂર્ણા નદીઓની વચ્ચેનો પ્રદેશ હોવો જોઇએ. વડોદરા રાજ્યના વ્યારા પરગણાની નૈરૂત્ય કોણની દક્ષિણ તરફ ત્રણ મૈલ ઉપર આવેલ મિણ્ઢોળા નદીના કાંઠા ઉપર જરા મોટું ગામડું આવેલું છે તેજ કાપુર તરીખે ઓળખાવે છે. આ સ્થળને ઇન્ડીયન એટલાસ કવાર્ટર શીટ નં. ૨૩ એસ. ઈ. (૧૮૮૮) માં અક્ષાંશ ૨૧°૪ રેખાંશ ૭૩°૨૫ ઉપર કપુર તરીખે બતાવવામાં આવ્યું છે. 'કનીયસ્તડાકા સારિકા' એટલે ન્હાના તડાકા સારિકાને મિણ્ઢોળા અને પૂર્ણા વચ્ચે લગભગ અર્ધે રસ્તે તથા કપુરથી પશ્ચિમે ૧૫ મૈલ ઉપર નકશામાં બતાવેલ તર્સરિ અથવા તર્શરિ તરીખે ઓળખાવે છે. દહ્રસેને દાન આપ્યું ત્યારે જ્યાં રહ્યો હતો તે આમ્રકા કદાચ કપુરથી નૈરૂત્ય કોણમાં બે મૈલ ઉપર નકશામાં બતાવેલ અમ્બછ અથવા આમ્બાછ હોય એમ તે માને છે. પરંતુ લેખમાં બતાવેલાં બીજાં સ્થળોની નજીક આમ્રકા હોવું જોઇએ એ જરૂરનું માનતા નથી. નાશિકના ઉશવદાતના એક લેખમાં બતાવેલા કાપુરાહાર નામના વિભાગનું નામ કાપુર ઉપરથી પડ્યું છે. અને તે જ લેખમાં બતાવેલ ચિખલપદ્ર પણ કપુરથી ઈશાન ખૂણે અઢી મૈલ ઉપર મિણ્ઢોળાના દક્ષિણ કાંઠા ઉપર નકશામાં બતાવેલ ચિખલ્દ છે.

## अक्षरान्तर

### पतरूं पहेलुं

१ स्वस्ति [ ॥ ] विजयस्कन्धावारादाम्रकावासकात्त्रैक्कु [ कू ]-
टकानां मातापितृपादानुद्ध्यातो भग–

२ वत्पादकर्म्मकरोश्वमेधाहर्त्ता श्रीमहाराजदह्वसेनः सर्व्वानेवास्म-
त्सन्तकानन्त–

३ र्म्मण्डलीविषयवासिनस्समाज्ञापयति यथा कापुरवास्तव्यब्राह्मणनण्न
[ ण्ण ] स्वामिन*

४ अत्रैव विषयान्तर्ग्गतकनीयस्तडाकासारिकाग्रामो मा [ त् ] आपि
[ त ] रोरात्मनश्चपुण्य–

### पतरूं बीजुं

५ यशोभिवृद्धये [ य ] आचन्द्र [ आ ] र्क्कार्णव [ क्षि ] तिस्थि-
तिकालिका [ क ] श्चोररो [ रा ] जापत्थ्यकारिवर्ज्जं

६ सर्व्वदित्यविष्टिपरिहारेण पुत्रपौत्रान्वयभोज्यस्समतिसृष्टो यतोस्य
भुञ्जतः कृषतो [ तः ]

७ प्रवि [ दि ] शतश्च न क [ ए ] नचि [ त् ] प्रतिषेधः
कार्य्य इत्युक्तञ्च भगवता व्यासेन [ । ] षष्टि वर्षसहस्रानि [ णि ]

८ स्वर्ग्गे वसति भूमिदः [ । ] आच्छेत्ता चानुमन्ता च तान्येव नरके
वसेदिति [ ॥ ] बुद्धगुप्तदूतकमाज्ञा

९ सं. २०० ७ वैशाखशुद्धत्रयोदश्या [ – ] १०. ३ [ ॥ ]

### ભાષાન્તર

( પંક્તિ ૧ ) સ્વસ્તિ ! આમ્રકાના વિજયી નિવાસસ્થાનથી ત્રૈકૂટકોના ( વંશનો ) માતાપિતાના પગનું ધ્યાન કરનાર ભગવત્( વિષ્ણુ )ના ચરણનો સેવક અને અશ્વમેધ કરનાર શ્રી મહારાજ દહ્નસેન અન્તર્મણ્ડલી વિષયમાં વસતી સર્વ આપણી પ્રજાને ( નિચેનું ) શાસન કરે છે :—

( પંક્તિ ૩ ) કાપુરમાં વસતા બ્રાહ્મણ નણ્ણસ્વામીને કનીયસ્તડાકાસારિકા ગામ એ જે વિષયમાં આવેલું. ( અમારા ) માતાપિતાના અને અમારા પુણ્યયશની વૃદ્ધિ અર્થે, ચંદ્ર, સૂરજ, સાગર, પૃથ્વીના અસ્તિત્વ કાળ સુધી લૂંટારા, અને નૃપને વિઘ્ન કરનાર વર્જ કરી, સર્વ કર અને વેઠથી મુક્ત, પુત્ર, પૌત્ર અને વંશજોના ઉપભોગ માટે અમે આપ્યું છે.

( પંક્તિ ૬ ) આથી જ્યાં સુધી તે ભૂમિનો તે ઉપભોગ કરે, ખેતી કરે, અન્યને સોંપે ત્યાંસુધી કોઇએ પ્રતિબન્ધ કરવો નહી.

( પંક્તિ ૭ ) અને ભગવત વ્યાસે કહ્યું છે :—

[ અહીં ચાલુ શ્લોકોમાંનો એક શ્લોક આવે છે ]

( પંક્તિ ૮ ) ( આ ) શાસન ( જાહેર થયું હતું )— દૂતક બુદ્ધગુપ્ત- સંવત ૨૦૭ વૈશાખ શુદિ તેરશ--૧૩ને દિને

---

* વાંચો स्वामिनेत्रैव

નં० ૧૪

# ત્રૈકૂટક વંશના વ્યાઘ્રસેનનાં સુરતનાં પતરાંઓ*

સંવત ૨૪૧

મી. એ. એમ. ટી. જેક્સને જણાવ્યા પ્રમાણે આ તામ્રપત્રો સુરતથી મળેલાં છે. પત્રાં બે છે અને તે દરેકનું માપ લગભગ ૯⅞ ઇંચ પોહોળું અને ૭⅞ ઇંચ ઉંચાઈનું છે. લખાણ ફક્ત અંદરની બાજુઓપર જ છે. બીજાં પતરાંઓ કરતાં આ વધુ પાતળાં અને ઉપડતી કોર વગરનાં છે, પણ તેમાંનું લખાણ એકન્દરે સુરક્ષિત સ્થિતિમાં છે. પારડીનાં પતરાંઓની માફક આમાં પણ પહેલા પતરાની લખેલી બાજુ નીચે અને તેવી જ રીતે બીજાની ઉપર એ પ્રમાણે તાર માટેનાં કાણાંઓ છે. આ કાણાંઓમાંથી એક લાંબો ત્રાંબાનો તાર જમણી બાજુએથી પસાર કરી વાળી દેવામાં આવ્યો છે. ડાબી બાજુએ પણ કદાચ આવો તાર હશે, પણ મળી શક્યો નથી. પતરાંઓ તથા તારનું એકન્દર વજન ૫૦ તોલા છે.

ત્રૈકૂટક વંશના મહારાજા વ્યાઘ્રસેને 'વિજયી અનિરૂદ્ધપુર' માં રહી એક બ્રાહ્મણને આપેલી જમીનની બક્ષીસનું વર્ણન લેખમાં છે. આ શહેર ત્રૈકૂટક રાજાઓની રાજધાનીનું શહેર જણાય છે. તે શેહેરને (કલચુરી) સંવત ૪૦૬નાં બગુમ્રાનાં પતરાંઓમાં દાન લેનારના નિવાસ સ્થાન તરીખે 'વિજયી અનિરૂદ્ધપુરિ' એ પ્રમાણે લખવામાં આવ્યું છે.

વ્યાઘ્રસેન અપરાન્ત પ્રદેશમાં રાજ્ય કરવાનો દાવો ધરાવે છે. કાલિદાસના રઘુવંશમાંના એ શ્લોકમાં આવતો ત્રિકૂટપર્વત, જેના ઉપરથી ત્રૈકૂટકોના વંશનું નામ પડયું હોવું જોઈએ, તે અપરાન્તના રાજાના પ્રદેશમાં આવેલો હોવાનું જણાવ્યું છે, તેને ઉપરની હકીકતથી સાબીતી મળે છે.

રઘુવંશ ઉપર મલ્લિનાથે લખેલ વૈજયન્તી પ્રમાણે અપરાન્તનું મુખ્ય સ્થળ શૂર્પારકર, હાલનું સોપારા જણાય છે. અને તે જ ત્રૈકૂટકોનું રાજધાનીનું શહેર અનિરૂદ્ધપુર હું ગણું છું. વ્યાઘ્રસેને આપેલું ગામડું ઈશ્વરકી પરગણાનું પુરોહિતપલ્લિકા હતું. પરન્તુ આ ઓળખી શકાતું નથી. ગામડાના નામ ઉપરથી કદાચ અનુમાન કરી શકાય કે તે ભોગવનાર નાગશર્મા રાજકુટુંબનો પુરોહિત હતો.

સંવત ૨૪૧ના કાર્તિક શુદ ૧૫ ને દિને તે આપ્યું હતું. દહ્રસેનનાં પારડીનાં પતરાંઓ ઉપર (કલચુરી) સંવત ૨૦૭ આપેલો છે. અને સિક્કાઓ ઉપરથી જણાય છે કે વ્યાઘ્રસેન દહ્રસેનનો પુત્ર હતો. એટલે નવા લેખનું વર્ષ પણ ઈ. સ. ૨૪૯ થી શરૂ થતા કલચુરી સંવતનું હોવું જોઇએ. અને તેમાં આપેલા મહિનાને લીધે લેખનું વર્ષ ઈ. સ. ૪૯૦, અગર ૪૯૧ નું હોવાનું નક્કી થાય છે.

અનિરૂદ્ધપુરમાં રહેતા અપરાન્તના ત્રૈકૂટક રાજાઓ વિષે સિક્કાઓ તથા લેખો ઉપરથી જેટલું જાણવામાં આવ્યું છે તે નીચેની વંશાવળીમાં આવી જાય છે :—

મહારાજ ઇન્દ્રદત્ત
|
મહારાજ દહ્રસેન
(ઈ. સ. ૪૫૬ અથવા ૪૫૭)
|
મહારાજ વ્યાઘ્રસેન
(ઈ. સ. ૪૯૦ અથવા ૪૯૧)

* એ. ઈ. વો. ૧૧ પા. ૨૧૯ પ્રો. ઈ. હુલ્ટ્ઝ

## अक्षरान्तर

### पहेलुं पतरूं अंदरनी बाजु

१ स्वस्ति विजयानिरुद्धपुरात्त्रैकूटकान [ । ] मातापितृपादानुद्धयातो भगवत्पादकर्म्म करङ्करगतक्रमागत–

२ स्फीतापरान्तादिदेशपतिरपरिमितनृपतिनतचरणकमलस्स्वभुजपरिपालनप्रता–

३ पाधिगतप्रचुरद्रविणविश्राणनावाप्तसर्व्वदिग्व्यापिशुक्लयशाश्शारदरजनिकररुचिरवपु-

४ रनद्यकालीनपुरुषविशेषसदृशोदारचरितस्सुचरितनिदर्शनार्त्थमिव निर्म्मित ः प्रति-

५ हतसामन्तारातिरन्यनरपतिप्रतिविशिष्टस्स्ववङ्शालङ्कारभूत ः प्रभूतप्रवीरसाधना-

६ धिष्ठितदुर्ग्गनगरसागरस्सागरगम्भीरगिरिगुरुस्थिरप्रकृति ः प्रकृतिजनमनोहर ः प्राज्ञ-

७ संश्रितगुरुस्स्वजनसाधुसाधारणधनोभिजनसदृशयन्त्रणोपगृहीतस्पृहणीयश्रीश्श्रीमहा -

८ राजव्याघ्रसेनः सर्व्वानवेक्षरक्याहारान्तर्ग्गतपुरोहितपल्लिकाप्रतिवासिनो[१]

९ स्समाज्ञापयति [।]* विदितमस्तु वो यथास्माभिर्म्मातापित्रोरात्मनश्च स्वपुण्याभिवृद्धये

### पतरूं बीजुं : अंदरनी बाजु

१० भारद्वाजसगोत्रब्राह्मणनागशर्म्मणे[२] इयं पल्लिका चोरराजापत्थ्यकारिवर्ज्जं[३] अचाटभट

११ प्रावेश्या सर्व्वदित्यविष्टिपरिहीणोग्राहारस्थित्यान्वयभोज्या आचन्द्रार्क्कार्ण्णव-

१२ क्षितिस्थितिसमकालीनोतिसृष्टा [ । ]* तदस्मद्वङ्श्यराजभिरन्यैश्च विभवानभावानु- बद्धानायुर्व्वि–

१३ योगानुगतङ्गुणांश्च दीर्ग्घकालानुगुणान्विगणय्य दानञ्च गुणवतामवदातमपदान-

१४ मिति प्रमाणीकृत्य शशिकरशुचिरुचिरञ्चिराय यशश्चिचीषुभिरियं पल्लिकादायो- नुमन्तव्य ःपा-

१५ लयितव्यश्च [ । ]* यस्मादुक्तम्भगवता वेदव्यासेन व्यासेन [ । ]* पूर्व्वदत्तान्द्विजा- तिभ्योयत्नाद्रक्ष युधि-

१६ ष्ठिर [ । ]* महीम्महिमतां श्रेष्ठ दानाच्छ्रेयोनुपालनं [ ॥ १ ॥ ]* षष्टिवर्षसहस्राणि स्वर्ग्गे मोदति

१७ भूमिद [ : । ]* आच्छेत्ता चानुमन्ता च तान्येव नरके वसेदिति [ ॥ २ ॥ ]* प्रतिपृच्छ्य लिखितं मया महासान्धिविग्र-

१८ हिककर्ण्णेण हालाहलवूलकं सं. २०० ४० १ कार्त्तिक शु. १०. ५ [ ॥ ]*

---

१ वांचो। वंशा २ वांचो। सर्व्वानेवे ३ वांचो। वासिन ४ वांचो। शर्म्मेण ५ वांचो। वर्ज्जम् ६ वांचो। परिहीणाग्रहारं अने भोज्याचन्द्रा ७ वांचो। कालीनाति ८ वांचो। द्वंश्य ९ वांचो। मिरयं

ભાષાન્તર

( પંક્તિ ૧ ) સ્વસ્તિ ! વિજયી અનિરૂદ્ધપુરમાંથી ત્રૈકૂટકોના વંશનો, માતાપિતાનાં ચરણનું ધ્યાન ધરનાર, ભગવતના ( વિષ્ણુના ) ચરણનો સેવક, અપરાન્ત અને ( પોતે ) મેળવેલા અથવા વારસામાં પ્રાપ્ત કરેલા અન્ય સમૃદ્ધ દેશોનો પતિ, જેનાં ચરણકમળને અસંખ્ય નૃપો નમન કરે છે, જેણે નિજ રાજ્યનું શાસન કરીને અને વિજય મેળવીને સ્વભુજથી પ્રાપ્ત કરેલા મહાન સંચયનું દાન આપીને સર્વે દિશામાં પ્રસરતો ઉજ્જ્વળ યશ પ્રાપ્ત કર્યો છે, જેનું અંગ શરદ-ઇન્દુ સમાન પ્રકાશે છે, જેનો આચાર પ્રાચીન ઉત્તમ જનોના આચાર જેવો ઉમદા છે, જે સદાચારના ઉદાહરણ રૂપે સર્જાએલો હોય તેવો છે, જેણે નજીકના શત્રુઓને હંફાવ્યા છે, જે અન્ય નૃપો કરતાં અધિક સમ્પન્ન છે, જે નિજ કુળનું ભૂષણ બન્યો છે, જેણે અનેક મહાન વીરોની સેનાથી, દુર્ગ, નગરો અને સાગર મેળવ્યા છે, જેની પ્રકૃતિ સાગર સમાન ગંભીર છે, અને હિમાલય સમાન સ્થિર છે, જે પ્રકૃતિ વડે જનોનાં હૃદય અનુરંજે છે, જેની લક્ષ્મીનો વિદ્વાન, આશ્રિત, વડીલ, બન્ધુજન, અને સંતોથી વ્યય થાય છે, ( અને ) જેણે નિજ વંશને છાજતા પ્રકાર વડે નિગ્રહ આચરી, અભિલાષિત વેશ પ્રાપ્ત કર્યો છે, તે મહારાજ શ્રી વ્યાઘ્રસેન ઈશ્વરથી આહારમાં આવેલા પુરોહિતપલ્લિકાના સર્વ નિવાસિઓને શાસન કરે છે :--

( પં. ૯ ) તમને જાહેર થાઓ કે અમારાં માતપિતા અને અમારા પુણ્યની વૃદ્ધિ અર્થે અમે ભારદ્વાજ ગોત્રના બ્રાહ્મણ નાગશર્મનને, આ પલ્લિકા, લુટારાઓ કે મહાન દ્રોહના ગુન્હા-વાળા જનોના ( પકડવાના પ્રસંગ ) સિવાય ચાટ ( અને ) ભટના પ્રવેશથી મુક્ત, સર્વ કર અને વેઠથી મુક્ત, દાન લેનાર પુરૂષના વંશજોના ચન્દ્ર, સુરજ, સાગર અને પૃથ્વીના અસ્તિત્વકાળ સુધી અગ્રહારના નિયમાનુસાર ઉપભોગ અર્થે આપી છે.

( પં. ૧૨ ) પ્રભુતા ( ઐશ્વર્ય ) અનિત્ય છે, જીવન વિયોગથી અનુસરાયેલું છે, અને ફક્ત ગુણો જ દીર્ઘ કાળ ટકે છે, એ વિચારીને તેમ જ સજ્જનોને દાન એ ઉમદા કાર્ય છે, એ સત્ય કબુલ કરીને, ઇન્દુકિરણ સમાન ઉજ્જ્વળ યશના દીર્ઘ કાળ સુધી સંચયની અભિલાષવાળા, અમારા વંશના કે અન્ય નૃપોએ આ પલ્લિકાના દાનને અનુમતિ આપવી અને રક્ષવું જોઈએ.

( પં. ૧૫ ) કારણ કે ભગવાન વેદવ્યાસે કહ્યું છે કે :—

( અહીં ચાલુ શ્લોકમાંના બે શ્લોક આવે છે. )

( પં. ૧૭ ) આ ( દાનની અગત્યની હકીકત ) તપાસી, ( આ દાન ) જેમાં હાલાહલ દૂતક હતો તે મારાથી, મહાસાંધિવિગ્રહિક કર્કથી સં. ૨૪૧ કાર્તિક શુ. ૧૫ને દિને લખાયું હતું.

# ગુપ્તવંશના લેખો

## નં૦ ૧૫

## સ્કન્દગુપ્તનો જૂનાગઢનો શિલાલેખ*

ગુપ્ત સંવત ૧૩૬,૩૭ અને ૧૩૮

આ લેખની શોધ પ્રથમ મી. જેમ્સ પ્રિન્સેપે ઈ. સ. ૧૮૩૮ માં જ. બેં. એ. સો. વો. ૭ પા. ૩૪૭ ઉપર પ્રસિદ્ધ કરી હતી. ઈ. સ. ૧૮૪૪ માં જ. બો. બ્રં રો. એ. સો. વો. ૧ પા. ૧૪૮ ઉપર તેની શિલાછાપ પ્રસિદ્ધ કરવામાં આવી હતી. તે જનરલ સર જ્યોર્જ લીગ્રેન્ડ જેકબ, મી. એન. એલ. વેસ્ટરગાર્ડ તથા એક બ્રાહ્મણ મદદનીશ એઓએ તૈયાર કરી બે વર્ષ પહેલાં સોસાયટીપાસે મૂકેલી નકલ ઉપરથી બનાવવામાં આવી હતી. ડો. ભાઉ દાજીએ ઈ. સ. ૧૮૬૨ માં તે જ જર્નલનાં વો. ૭ પા. ૧૨૧ ઉપર પોતાનો પાઠ તથા ભાષાન્તર પ્રસિદ્ધ કર્યાં હતાં. તે સાથે ઈ. સ. ૧૮૬૧ માં ડો. ભગવાનલાલ ઇન્દ્રજીએ કપડાંપર ઉપજાવેલ છાપ ઉપરથી બનાવેલી શિલાછાપ પણ પ્રસિદ્ધ કરી હતી. ઈ. સ. ૧૮૭૬ માં ડો. ભાઉ દાજીનો પાઠ તથા પ્રોફેસર ઇગલીંગે તપાસેલ ભાષાન્તર ફરીથી આ. સ. વે. ઈ. વો. ૨ પા. ૧૩૪ ઉપર પ્રસિદ્ધ થયાં હતાં અને તેની સાથે ડો. ભગવાનલાલ ઇન્દ્રજીની નકલ ઉપરથી બનાવેલી જરા નાની શિલાછાપ આપવામાં આવી હતી.

મુંબઈ ઇલાકામાં કાઠિઆવાડનાં દેશી સંસ્થાન જૂનાગઢ સંસ્થાનનું મુખ્ય શહેર જૂનાગઢ છે. આ શહેર અથવા તેના અસલ નામધારી શહેરનું વર્ણન આ લેખમાં છે. પણ તેનું અસલ નામ આપેલું નથી. પરન્તુ રુદ્રદામનના લેખની પહેલી પંક્તિમાં તેનું નામ ગિરિનગર એટલે ડુંગરનું અથવા ડુંગરપરનું શહેર આપેલું છે. પાછળથી લેખમાં કહેલ ઊર્જયત પર્વતને જ તે ગિરનાર નામ આપવામાં આવ્યું અને આ ઉપરથી એમ માનવાને કારણ મળે છે કે અસલનું શહેર હાલની જગ્યાને બદલે પર્વતની તદ્દન પાસે અગર કદાચ તેની ખીણમાં જ હોવું જોઇએ. આ લેખ એક મહાન પત્થરની શિલાના વાયવ્ય કોણ ઉપર છે અને તેમાં અશોકનાં ચૌદ શાસનો તથા મહાક્ષત્રપ રુદ્રદામનનો મોટો લેખ પણ ખાસ રક્ષણ માટે હમણાં ઉભી કરેલ છાપરી નીચે છે. આ સ્થળ ગિરનાર પર્વતને ફરતી ખીણ પાસે જવાના નાળાના મુખ આગળ શહેરથી પૂર્વમાં લગભગ એક માઇલ ઉપર આવેલું છે.

લખાણ ૧૦ ફૂટ પોહોળી અને ૭ ફૂટ ૩ ઇંચ જગ્યામાં અને સુરક્ષિત સ્થિતિમાં છે. લેખમાં ભાંગી ગએલ પત્થરને લીધે ૨૨ મી પંક્તિમાં જ ફકત કેટલોક ભાગ રહી ગયો છે. આડાંઅવળાં અને છીછરાં કોતરકામ, ખડબચડો ખડક, કુદરતી નિશાનીઓનું અક્ષરો સાથે મળી જવું, અને ખડકના ખડબચડાપણાને લીધે કોતરનારે છોડી દીધેલી કેટલીક જગ્યા, વિગેરે કારણોને લીધે તે સહેલાઇથી વાંચી શકાય તેવો લેખ નથી. અક્ષરોનું કદ $\frac{9}{16}$ ઇંચ અને $1\frac{1}{4}$ ઇંચ વચ્ચે છે.

---

* કો. ઈ. ઈ. વો. ૩ પા. ૫૬ ફ્લીટ

લેખનો પહેલો ભાગ પ્રાચીન ગુપ્ત રાજા સ્કન્દગુપ્તનું વર્ણન આપે છે. ભગવાન વિષ્ણુની સ્તુતિ તથા રાજ્યકર્ત્તાઓના વખાણના પાંચ શ્લોક પછી સ્કન્દગુપ્તે પોતાના સુરાષ્ટ્રના દેશો અથવા કાઠિઆવાડના પ્રદેશોપર રાજ્ય કરવાને એક પર્ણદત્તને નીમ્યો તેનું વર્ણન છે. પર્ણદત્તે લેખ છે તે શહેરમાં રાજ્ય કરવાને પોતાના પુત્ર ચક્રપાલિતને નીમ્યો. તે પછી લેખનો મુખ્ય આશય લખ્યો છે તે આ પ્રમાણે છે:— ગુપ્તોના સમયના વર્ષ ૧૩૬( ઈ. સ. ૪૫૫–૫૬ )માં પ્રૌષ્ટપદ ( ઓગષ્ટ–સપ્ટેંબર ) માસના છઠ્ઠા દિવસે રાતમાં સુદર્શન નામનું તળાવ ( જે ગિરનારની તળાટીની આસપાસ ખીણમાં નાળાને આડે પ્રાચીન સમયમાં બાંધેલ બંધવડે, લેખ છે તે જગ્યાએ બનાવવામાં આવ્યું હતું તે ) અતિવૃષ્ટિને કારણે તૂટી ગયું. અહિં તથા આગળના બે લખાણના ભાગોમાં આંકડાને બદલે શબ્દો વડેજ પૂર્ણ રીતે તારીખ આપેલી છે. તૂટી ગયેલો ભાગ ફરી બાંધકામથી બે માસ કામ ચાલ્યા પછી સંવત્ ૧૩૭( ઈ. સ. ૪૫૬–૫૭ )માં ચક્રપાલિતના હુકમથી સમરાવાયો હતો.

બીજા ભાગમાં, ૨૪ મી પંક્તિથી અંત સુધી સ્કન્દગુપ્ત અને પર્ણદત્તના નામો ફરીથી આપેલાં લાગે છે. અને તે પછી શરૂવાતની સ્તુતિ ઉપરથી જણાઈ આવતા વૈષ્ણવ વલણ અનુસાર નીચેની હકીકત આપેલી છે:— ગુપ્તોનાં સંવત ૧૩૮ માં ( ઈ. સ. ૪૫૭–૫૮ ) ચક્રપાલિતે ભગવાન વિષ્ણુમન્દિર બન્ધાવ્યું; જેનું નામ 'ચક્રભૃત' એટલે ચક્ર ધરનાર હતું. તે પછી બે શ્લોક બાદ લેખ પૂર્ણ થાય છે. તે શ્લોકોનો અર્થ સમજવા પૂરતો ભાગ રહ્યો નથી.

## अक्षरान्तर

## प्रथम विभाग

१ सिद्धम् [ ॥ ] श्रियमभिमतभोग्यां नैककालापनीतां त्रिदशपतिसुखार्थं यो बले-
राजहार । कमलनिलयनायाः शाश्वतं धाम लक्ष्म्याः

२ स जयति विजितार्तिर्विष्णुरत्यन्तजिष्णुः तदनु जयति शश्वत् श्रीपरिक्षिप्तवक्षाः
स्वभुजजनितवीर्यो राजराजाधिराजः । नरपति-

३ भुजगानां मानदर्पोत्फणानां प्रतिकृतिगरुडाज्ञा [ म् ] निर्विषी [ म् ] चावकर्त्ता ॥
नृपतिगुणनिकेतः **स्कन्दगुप्तः** पृथुश्रीः चतुरुदधिज ( ? ) ल ( ? ) आन्तां स्फीत-
पर्यन्तदेशाम् ।

४ अवनिमवनतारियः चकारात्मसंस्थां पितरि सुरसखित्वं प्राप्तवत्यात्मशक्त्या ॥
अपि च जितम् [ े ] व तेन प्रथयंति यशांसि यस्य रिपवोपि आमूलभग्नदर्पा
निव .... ... ... म्लेच्छदेशेषु

५ क्रमेण बुद्ध्या निपुणं प्रधार्य ध्यात्वा च कृत्स्नान्गुणदोषहेतून् । व्यपेत्य सर्वा-
न्मनुजेंद्रपुत्रांल्लक्ष्मीः स्वयं यं वरयांचकार ॥ तस्मिंन्नृपे शासति नैव कश्चिद्धर्मादपेतो
मनुजः प्रजासु ।

६ आर्त्तो दरिद्रो व्यसनी कदर्यो दण्ड्यः [ यो ] न वा यो भृशपीडितः स्यात् ॥
एवं स जित्वा पृथिवीं समग्रां भग्नाग्रदर्पा [ न् ] द्विशतश्च कृत्वा । सर्व्वेषु देशेषु
विधाय गोप्तृ [ न्स् ] न् संचिन्तया [ मा ] स बहुप्रकारम् ॥ स्यात्कोनुरूपो

७ मतिमान्विनि [ नी ] तो मेधास्मृतिभ्यामनपेतभावः । सत्यार्जवौदार्यनयोपपन्नो
माधुर्यदाक्षिण्ययशोन्वितश्च ॥ भक्तोनुरक्तो नृ व [ ि ] श [ े ] षयुक्तः
सर्व्वोपधाभिश्च विशुद्धबुद्धिः । आनृण्यभावोपगतान्तरात्मा सर्व्वस्य लोकस्य
हिते प्रवृत्तः ॥

८ न्यायार्जनेर्थस्य च कः समर्थः स्यादर्जितस्याप्यथ रक्षणे च । गोपायितस्यापि [ च ]
वृद्धिहेतौ वृद्धस्य पात्रप्रतिपादनाय ॥ सर्वेषु भृत्येष्वपि संहतेषु यो मे प्रशिष्या-
न्निखिलान् **सुराष्ट्रान्** । आं ज्ञातमेकः खलु **पर्णदत्तो** भारस्य तस्योद्वहने समर्थः ॥

९ एवं विनिश्चित्य नृपाधिपेन नैकानहोरात्रगणान्स्वमत्या । यः संनियुक्तोर्थनया
कथंचित् सम्यक् **सुराष्ट्रा**वनिपालनाय ॥ नियुज्य देवा वरुणं प्रतीच्यां स्वस्था यथा
नोन्मनसो बभूवु [ : ] [ । ] पूर्व्वेतरस्यां दिशि **पर्णदत्तं** नियुज्य राजा
धृतिमांस्तथाभूत् । [ ॥ ]

---

१ આમાં અને પછીના બે શ્લોકમાં માલિની છન્દ છે. ૨ છંદ આર્યા. ૩ વાંચો निर्वचना ૪ ઇન્દ્ર-
વજ્રા અને ઉપેન્દ્રવજ્રાનો ઉપજાતિ. ૫ આ શ્લોક અને પછીના ૭ શ્લોકમાં છંદ ઇન્દ્રવજ્રા ૬ વાંચો आत्मा
૭ ઇન્દ્રવજ્રાનો ઉપજાતિ. પછીના બે શ્લોકો પણ તેમજ.

१० तस्यात्मजो ह्यात्मजभावयुक्तो द्विधेव चात्मात्मवशेन नीतः । सर्व्वात्मनात्मेव च रक्षणीयो नित्यात्मवानात्मजकान्तरूपः । [ ॥ ] रूपानुरूपैर्ललितैर्विचित्रैः नित्यप्रमोदान्वितसर्वभावः । प्रबुद्धपद्माकरपद्मवक्त्रो नृणां शरण्यः शरणागतानाम् । [ ॥ ]

११ अभवद्भुवि चक्रपालितोसाविति नाम्ना प्रथितः प्रियो जनस्य । स्वगुणैरनुपस्कृतैरुदात्त [ ै ] : पितरं यश्च विशेषयांचकार । [ ॥ ] क्षमा प्रभुत्वं विनयो नयश्च शौर्यं विना शौर्यमह[ ा ]र्चनं च । वा ( ? ) क्य ( ? ) म् दमो दानमदीनता च दाक्षिण्यमानृण्यमश् [ ऊ ] न्यता च । [ ॥ ] सौंदर्यमार्येतरनिग्रहश्च अविस्मयो धैर्यमुदीर्णता च ।

१२ इत्येवमेतेतिशयेन यस्मिन्नविप्रवासेन गुणा वशन्ति ॥ नविद्यतेसौ सकलेपि लोके यत्रोपमा तस्य गुणैः क्रियेत । स एव कात्स्न्र्येन गुणान्वितानां बभूव नृ [ नृ ]णामुपमानभूतः इत्येवमेतानधिकानतोन्यान्गुणान्पर [ ई ] क्ष्य स्वयमेव पित्रा यः संनियुक्तो नगरस्य रक्षां विशिष्य पूर्वान्प्रचकार सम्यक् । [ ॥ ]

१३ आश्रित्य वि [ वी ] र्यं सु ( ? ) भु ( ? ) ज ( ? ) द्वयस्य स्वस्यैव नान्यस्य नरस्य दर्पं । नोद्वेजयामास च कंचिदेवमस्मिन् पुरे चैव शशास दुष्टाः[ न् ] ( ॥ ) विस्रंभमल्पे न शशाम योस्मिन् काले न लोकेषु स नागरेषु । यो लालयामास च पौरवर्गान् [ .... ... ] पुत्रान् सुपरीक्ष्यदोषान् । [ ॥ ] संरंजयां च प्रकृतिर्बभूव पूर्वस्मिताभाषणमानदानैः ।

१४ निर्यन्त्रणान्योन्यगृहप्रवेशै [ : ] संवर्द्धितप्रीतिगृहोपचारैः । [ ॥ ] अब्रह्मण्यभावेन परेण युक्तः शक्तः शुचिर्दानपरो यथावत् । प्राप्यान्स काले विषयान् सिषेवे धर्मार्थयोश्चा [ प्य ] विरोधनेन । [ ॥ ] यो [.... .... .... ] पर्णदत्तात्स न्यायवानत्र किमस्ति चित्रं । मुक्ताकलापाम्बुजपद्मशीताच्चन्द्रात् किमुष्णं भविता कदाचित् । [ ॥ ]

१५ अथो क्रमेणाम्बुदकाल आगत् [ ए ] न् [ इ ] दाघकालं प्रविदार्य तोयदैः । ववर्ष तोयं बहु संततं चिरं सुदर्शनं येन बिभेद चात्वरात् । [ ॥ ] संवंत्सराणामधिके शते तु त्रिंशद्भिरन्यैरपि षड्भिरेव । रात्रौ दिने प्रौष्ठपदस्य षष्ठे गुप्तप्रकाले गणनां विधाय । [ ॥ ]

१६ इमाश्च या रैवतकाद्विनिर्गता [ : ] पलाशिनीयं सिकताविलासिनी । समुद्रकान्ताः चिरबन्धनोषिताः पुनः पतिं शास्त्रयथोचितं ययुः । [ ॥ ] अवेक्ष्यवर्षागमजं महोद्भ्रमं महोदधेरुर्जयता प्रियेप्सुना । अनेकतीरान्तजपुष्पशोभितो

१७ नदीमयो हस्त इव प्रसारितः । [ ॥ ] विशाद्य [ मानाः खलु सर्वतो ज ] नाः कथं कथं कार्यमिति प्रवादिनः । मिथो हि पूर्वापररात्रमुत्थिता विचिन्तयां चापि

१ वैतालीय–औपच्छंदसिक २ उपेन्द्रवज्रा अने इन्द्रवज्रानो उपजाति; पछीना त्रण श्लोकोमां पण ते ज ३ इन्द्रवज्रा; पछीना चार श्लोकोमां पण ते ज प्रमाणे ४ वंशस्थ ५ इन्द्रवज्रा ६ आ वांचन माटे जुओ कॉ. ई. ई. वॉ. ३ पा. ५७ फुटनोट ४. ७ छंद वंशस्थ अने पछीना त्रण श्लोकोमां.

बभूवुरुत्सुकाः । [ ॥ ] अपीहलोके सकले सुदर्शनं पुमां[ न् ] हि दुर्दर्शनतां गतं क्षणात् ।

१८ भवेन्नु शाम्भो निधितुल्यदर्शनं सुदर्शनं [ .... .... .... ... ] । ( ॥ )
[ .... .... .... .... ]' वर्णे स भूत्वा पितुः परां भक्तिमपि प्रदर्श्य । धर्मं पुरोधाय शुभानुबन्धं राज्ञो हितार्थं नगरस्य चैव । ( ॥ ) संवत्सराणामधिके शते तु

१९ त्रिंशद्भिरन्यैरपि सप्तभिश्च । प्र [··· ··· ··· ··· ···] शास्त्र चेत्ता वि ( ? ) श्वो ( ? ) प्यनु ज्ञातमहाप्रभावः । ( ॥ ) आज्यप्रणामैः विबुधानथेष्ट्वा धनैर्द्विजातीनपि तर्पयित्वा । पौरांस्तथाभ्यर्च्य यथार्हमानैः भृत्यांश्च पूज्यान्सुहृदश्च दानैः ।

२० ग्रैष्मस्य मासस्य तु पूर्वप [ क्षे ] [··· ··· ··· ···प्र ] थमेह्निसम्यक् । मासद्वयेनादरवान्स भूत्वा धनस्य कृत्वा व्ययमप्रमेयम् । ( ॥ ) आयामतो हस्त शतं समग्रं विस्तारतः षष्टिरथापि चाष्टौ ।

२१ उत्सेधतोन्यत् पुरुषाणि स ( ? ) म ( ? ) [··· ··· ··· ···ह ] स्तशतद्वयस्य । ( ॥ ) बबन्धयत्नान्महता नृदेवान् [ अभ्यर्च्य ( ? ) ] सम्यग्घटितोपलेन । अजातिदुष्टम् प्रथितं तटाकं सुदर्शनं शाश्वतकल्पकालम् । ( ॥ )

२२ अपि च सुदृढसेतुप्रान्त ( ? ) विन्यस्तशोभरथचरणसमाह्वक्रौंचहंसासभूतम् ।
विमल सलिल [ ··· ··· ··· ··· ] भुवि त [ ··· ··· ··· ··· ] द [··· अ ] र्कः शशी च । ( ॥ )

२३ नगरमपि च भूयाद्वृद्धिमत्पौरजुष्टम् द्विजबहुशतगीतब्रह्मनिर्नष्टपापं । शतमपि च समानामीति दुर्भिक्ष [ ··· ··· ··· ··· ··· ··· ··· ··· ··· ··· ··· ] ( ॥ ]
[ इति सुद ] र्शनतटाकसंस्कारग्रन्थरचना [ स ] माप्ता ॥

## बीजो विभाग

२४ दृप्तारिदर्पप्रणुदः पृथुश्रियः स्ववंशकेतोः सकलावनीपतेः । राजाधिराज्याद्भुतपुण्य-[ कर्मणः ] [ ··· ··· ··· ··· ··· ··· ···] ( ॥ ) [ ··· ··· ··· ··· ··· ··· [४]··· ··· ··· ··· ··· ··· ··· ···] ( । ) द्वीपस्य गोप्ता महतां च नेता दण्ड द्वि ( ? ) [ ··· ] नां

२५ ··· ··· ··· ··· ···द्विशतं दमाय । ( ॥ ) तस्यात्मजेनात्मगुणान्वितेन गोविन्दपादार्पितजीवितेन । [ ··· ··· ··· ··· ··· ··· + ··· ··· ··· ··· ··· ] ( ॥ )
[ ··· [५]··· ··· ··· ··· ] ग्यं विष्णोश्च पादकमले समवाप्य तत्र । अर्थव्ययेन

१ इन्द्रवज्रा अने उपेन्द्रवज्रानो उपजाति; पछीना पांच श्लोकमां पण एज छंद. २ छंद मालिनी पछीना श्लोकमां पण. ३ छंद वंशस्थ–पहेलां अने त्रीजा पादमां प्रथमाक्षरो लघु होवाथी छंदोभंग थाय छे. ४ इन्द्रवज्रा अने पछीना श्लोकमां. ५ छंद वसंततिलका अने पछीना श्लोकमां पण.

२६ महता महता च कालेनात्मप्रभावनत पौरजनेन तेन । ( ॥ ) चक्रं बिभर्ति
रिपु [ … … … … … … … … … … … ] ( । ) [ … … …
… … … ] नस्य स्वतंत्रविधिकारणमानुषस्य । ( ॥ )
२७ कारितमवक्रमतिना चक्रभृतः **चक्रपालितेन** गृहं । वर्षशतेष्टात्रिंशे गुप्तानां काल
… … … … ( ॥ ) [ … … … … … … … … … … … आ ]
र्शमुत्थितमिवोर्जयतोचलस्य
२८ कुर्वत्प्रभुत्वमिव भाति पुरस्य मूर्ध्नि ॥ अन्यच्च मूर्ध्वनि सु [ … … … … …
… … … … … … … … … … … … ]
२९ रुद्धविहंगमार्गं विभ्राजते [ … … … … … … ] ( ॥ )

ભાષાન્તર

સિદ્ધ થયું છે! જેનો નિવાસ કમળ છે તે લક્ષ્મી ( દેવી ) નું શાશ્વત ધામ વિષ્ણુ ( ભગવાન ), આપદનો વિજેતા, પૂર્ણ વિજયી, જેણે દેવોના પતિ ( ઈન્દ્ર ) ના સુખાર્થે બલિ ( અસુર ) પાસેથી લક્ષ્મી અને શ્રી જે ઉપભોગ યોગ્ય લેખાઈ છે અને જે તેની પાસેથી ઘણો દીર્ઘકાળ દૂર રાખવામાં આવી હતી તે હરી લીધી !

( પં. ૨ ) તે પછી, જેના વક્ષઃસ્થળને લક્ષ્મીથી આલિંગન થયું છે, જેણે નિજબાહુબળથી શૌર્ય ખીલવ્યું છે, અને જેણે માન અને દર્પથી ફણા ઉંચી કરતા ભુજંગ સમાન રિપુનૃપોના પ્રતિકાર રૂપે ગરૂડ સમાન ( નિજ સ્થાનીય ) નાયકોનું બળ લઈ તેનો ઉપયોગ કર્યો, જેણે જ્યારે તેના પિતાએ નિજ બળથી દેવોના મિત્રનું સ્થાન પ્રાપ્ત કર્યું ( મૃત્યુ પામ્યો ) ત્યારે નિજ શત્રુઓને નમાવ્યા અને ચાર સાગરનાં જળથી આવૃત થએલું અને તેના અન્ત ઉપર ઉન્નત દેશોથી પૂર્ણ ( અખિલ ) જગત વશ કર્યું, જેનો યશ પણ મ્લેચ્છોના દેશોમાં તેના શત્રુઓ પણ … … … … … તેમનો દર્પ જડમૂળ ભગ્ન થવાથી " ખરેખર તેનાથી વિજયપ્રાપ્ત થયો છે " તે શબ્દોથી જાહેર કરે છે અને જેને લક્ષ્મીએ ક્રમથી અને બુદ્ધિ વડે ચતુરાઈથી ધ્યાનમાં લઈ અને ગુણો અને દોષોના હેતુ વિષે વિચાર કરી અને અન્ય રાજપુત્રોનો તેણીના લક્ષ્ય સમાન ન આવવાથી તિરસ્કાર કરી સ્વયંવર તરીકે પસંદ કર્યો હતો તે મહા યશસ્વી, રાજગુણોનું સ્થાન રાજ રાજાધિરાજ સ્કન્દગુપ્ત નિત્ય વિજયી છે.

( પં. ૫ ) જ્યારે તે નૃપ રાજ્ય કરે છે ત્યારે ખરેખર તેની પ્રજામાં કોઈ જન ધર્મમાંથી પતિત થતો નથી, અને કોઈ દુઃખી, દરિદ્ર, વ્યસની, લોભી, કે શિક્ષાપાત્ર હોઈ ત્રાસ દેવાયો નથી.

( પં. ૬ ) આમ અખિલ પૃથ્વીનો પરાજય કરી, ( અને ) નિજ શત્રુઓનો દર્પ હણી, અને સર્વ દેશોમાં રક્ષકો મૂકી તેણે બહુ પ્રકારથી અનુમાન કર્યો. " મારા સર્વ ભૃત્યોમાં અનુકૂળ, બુદ્ધિસમ્પન્ન, વિનયી, જ્ઞાન અને સ્મરણશક્તિવાળી પ્રકૃતિ, સત્ય, સરળતા, ઉદારતા, અને શીલાચાર, અને માધુર્ય, દાક્ષિણ્ય, અને યશસમ્પન્ન ભક્ત, અનુરક્ત, પુરૂષાર્થ યુક્ત અને પ્રમાણિકતાની સર્વ પરીક્ષાઓથી વિશુદ્ધ જણાએલા મનવાળો : અને ઋણ અને ઉપકારમાંથી મુક્ત થવાની વૃત્તિથી પૂર્ણ અન્તરાત્માવાળો, લોકહિતાર્થ પ્રવૃત્ત--ન્યાયવડે લક્ષ્મી પ્રાપ્ત કરવા શક્તિમાન, અને પ્રાપ્ત કરી તે રક્ષવા શક્તિમાન, અને વળી રક્ષણ ક તેની વૃદ્ધિ કરવા

૧ આર્યા ૨ વસંતતિલકા પછીના શ્લોકમાં પણ.

समर्थ અને તે વૃદ્ધિ પામે ત્યારે યોગ્ય જનોને પ્રદાન(આપવા)માં શક્તિમાન કયો સુજન સુરાષ્ટ્ર દેશનું રાજ્ય કરશે? મારી પાસે છે: પર્ણદત્ત નામે એક જન આ ભાર ધારણ કરવા શક્તિમાન છે.

( પં. ૯ ) ( અને તે આ પર્ણદત્ત ) સુરાષ્ટ્રોની ભૂમિ યોગ્ય રીતે રક્ષવા મનમાં ઘણા રાત-દિવસથી અહોરાત્રિ આમ ચિન્તવન કર્યું હતું તે નૃપાધિપથી દબાણથી અને કષ્ટથી નીમાયો હતો : ( અને ) વરૂણને પશ્ચિમમાં મૂકી જેમ દેવો સુખી થયા અને મન સ્વસ્થ થયું તેમ પશ્ચિમના દેશમાં પર્ણદત્તને નીમ્યો ત્યારે આ નૃપ હૃદયમાં સુખી થયો.

( પં. ૧૦ ) તેનો પુત્ર જે પિતૃભાવસમ્પન્ન અને તેના બીજા દેહ સમાન હતો, જે નિગ્રહથી કેળવાએલો હતો, જે સર્વાત્માથી પોતાનાજ દેહ જેમ રક્ષવા યોગ્ય હતો, જે સદા આત્મશ્રદ્ધાવાળો હતો, જે નૈસર્ગિક કાન્તિમાન રૂપસમ્પન્ન હતો, જે તેના રૂપ પ્રમાણે લલિત કૃત્યોથી નિત્ય આનન્દ સમ્પન્ન સર્વ ભાવવાળો હતો, જે પૂર્ણ વિકસેલાં કમળની શોભા સમાન વદન કમળ વાળો હતો, જે શરણાગતનો આશ્રય હતો, જે પૃથ્વીપર ચક્રપાલિત નામથી વિખ્યાત થયો હતો, જે પ્રજાનો પ્રિય હતો, તે નિજ ઉમદા અને સંસ્કૃતિવાળા ગુણો વડે પિતાને યશ આપે છે.

( પં. ૧૧ ) જેનામાં ધૈર્ય, પ્રભુત્વ, વિનય, નય, અને પરાક્રમની અતિ ઉંચી તુલના રહિત શૌર્ય, છટા ( ? ) સ્વનિગ્રહ, ઉદારતા, વિશાળ મન, દાક્ષિણ્ય, ઋણ અને ઉપકારમાંથી મુક્તિ અને મગજની શૂન્યતામાંથી મુક્તિ, સૌન્દર્ય, ખરાબ ચીજો તરફ તિરસ્કાર, વિસ્મયતાથી મુક્ત, સ્થિરતા અને ઉદારતા, આ સર્વ ગુણો નિત્ય સતત નિવાસ કરે છે. અખિલ જગમાં પણ તેના ગુણોની તુલના થાય તેવા ગુણવાળો કોઈ અન્ય જન નથી; ખરેખર તે પૂર્ણપણે ગુણી જનોની ઉપમારૂપ બન્યો છે.

( પં. ૧૨ ) અને જાતે જ તેનામાં ઉપર જણાવેલા ગુણોનું તેમ જ તે કરતાં ઉચ્ચ ગુણોના અસ્તિત્વની પરીક્ષા કરી તેના પિતાએ તેને નીમ્યો હતો. અને તેણે આ નગરનું રક્ષણ એવી રીતે કર્યું કે તે નિજ પૂર્વજો કરતાં અધિક બન્યો. અન્યના મદ ઉપર નહિ પણ ઉત્તમ ભુજના પ્રતાપ ઉપર શ્રદ્ધા રાખીને તેણે કોઇને આ નગરમાં કંઈ ચિન્તા કરી નહિ અને દુષ્ટ જનોને દણ્ડ કર્યા. આ કલિયુગમાં પણ નગરવાસી સહિત જનોમાં વિશ્વાસ ટકાવી રાખવામાં નિષ્ફળ થયો નહિ અને સમ્ભાળ પૂર્વક દોષની તપાસ કરી ... ... ... ... બાળકો ... ... સહિત સર્વ નગરવાસીઓને નવાઈ પમાડી. અને તેણે સ્મિતભર્યા વાર્તાલાપથી, માન, દાન, અન્યો-અન્યના ગૃહમાં છૂટથી પ્રવેશ કરી અને પ્રેમની કુળ રીતિઓનું સંભાળથી પાલન કરી પ્રજાને સુખી કરી, પરમ ધર્મ સંપન્ન, સ્નેહાળ, શુદ્ધ, અને યોગ્ય રીતે દાનપરાયણ તેવા તેણે ધર્મ અને અર્થના કંઈ પણ વિરોધ વિના યોગ્ય સમયે પ્રાપ્ત થાય તેવા વિષય ( આનન્દ ) ભોગવ્યા. પર્ણદત્તમાંથી જન્મેલો તે આવા ઉચિત આચારવાળો છે તેમાં શી નવાઈ છે? મૌક્તિકમાળા કે કુમુદસમાન શીતલ ઇન્દુમાંથી ઉષ્ણતા કદી પ્રગટે ખરી ?

( પં. ૧૫ ) પછી ક્રમે ગરમીની ઋતુ ( ઉનાળા ) ને વાદળાંથી ભેદી નાંખનાર વર્ષા ઋતુ આવી જ્યારે દીર્ઘ કાળ સુધી સતત અતિ જળવૃષ્ટિ થઈ, જેથી સુદર્શન સરવર ગુપ્ત ગણના અનુસાર સં. ૧૩૬ પ્રૌષ્ઠપદ ( માસ )ની ૬ દિને રાત્રે એકાએક ફાટયું. અને આ અન્ય નદીઓ જે રૈવતક પર્વતમાંથી નીકળે છે, અને આ પલાશિની પણ જે તેના રેતાળ વિસ્તારથી રમ્ય છે તે સર્વ સમુદ્રની કાન્તાઓ દીર્ઘ કાળ બન્ધનમાં રહી હતી તે શાસ્ત્રાનુસાર પુનઃ તેમના પતિ ( સાગર ) પાસે ગઈ. અને અતિ વૃષ્ટિથી થએલું મહાન આશ્ચર્ય નિરખી મહાન સાગરની પ્રિયાઓને વાળી લેવા ઉર્જયત ગિરિએ તેના તીરે ઉગતાં અનેક પુષ્પથી અલંકારિત પલાશિની નદી રૂપે કર લંબાવ્યો.

( પં. ૧૭ ) [ પછી સર્વ દિશામાં ] શું કરવું તે વિવેચન કરતાં લોક નિરાશ થયા અને આખી રાત્રિ વ્યર્થ જાગી મહા ચિન્તામાં તેઓએ વિચાર કર્યો—" અહીં એક ક્ષણમાં જળ ન સમાવાથી સુદર્શન સરવરે તે મનુષ્ય હોય તેમ સર્વ લોક તરફ દુર્દર્શનતા ધારી છે. જળથી પૂર્ણ સાગરના દેખાવવાળું હોઈ તે સુદર્શન પુનઃ થઈ શકે ... ... ... ... ...?

( પં. ૧૮ ) ... ... ... ... તે બની ... ... ... અને નિજ પિતા તરફ પરમ ભક્તિ દર્શાવતો, અને નૃપના અને નગરના પણ હિતાર્થે ધર્મ જેનાં આવાં શુભ ફળ છે તે પૂર્ણ લક્ષમાં રાખી, સંવત ૧૩૭ માં જાણીતા મહા પ્રભાવ વાળાં ... ... ... ... શાસ્ત્રને ધ્યાન આપી ... ... ... ... .... પછી દેવોને ઘૃતની આહુતિ આપી અને પ્રણામ કરીને અને દ્વિજોને ધનથી તુષ્ટ કરી અને ઉચિત માનથી પૌરજનોને અને લાયક ભૃત્યોને માન આપી અને નિજ મિત્રોને ઉપહાર આપી-ગ્રીષ્મ માસના પૂર્વ પક્ષમાં પ્રથમ દિને બે માસ સુધી ઉપરના માનભર્યો આચાર કર્યો, ધનનો અમાપ વ્યય કર્યો; અને એકંદર ૧૦૦ હસ્ત વિસ્તારમાં, અને ૬૮ પહોળાઈમાં અને સાત પુરૂષની ઉંચાઈ જેટલી ... ... ... ... ૨૦૦ હસ્ત દિવાલ કરી. ( આમ ) નૃપોને માન આપી, અતિ શ્રમથી મહાન કડીઆકામથી જાતિથી દુષ્ટ નહિ એવી ખ્યાતિવાળું—, મજબૂત બાંધેલી દિવાલના તીર પર સૌન્દર્ય બતાવતા ... ... ... ... થી અને તેના જળમાં બેસતા ક્રૌંચ અને હંસથી ક્ષુબ્ધ ... ... ... નિર્મળ જળવાળું, પૃથ્વી પર ... ... ... ... ... સૂર્ય અને ચન્દ્ર ... ... ... ... ... શાશ્વત કાળ સુધી ટકે તેમ સુદર્શન સરવર સારી રીતે બાંધ્યું.

( પં. ૨૩ ) અને નગર ઉન્નત થાઓ, પૌરજનોથી ભરપુર; સહસ્ર દ્વિજોની સ્તુતિ વડે પાપથી શુદ્ધ અને અતિવૃષ્ટિ અને દુકાળથી શતવર્ષ સુધી ... ... ... ... મુક્ત થાઓ. ( આમ ) સુદર્શન( સરવર )ના સંસ્કાર વર્ણનની રચના પૂર્ણ ( સમાપ્ત ) થાય છે.

## બીજો ભાગ

( પં. ૨૪ ) ... ... ... ... તેનું ( સ્કન્દગુપ્ત ) જેણે ઉન્મત્ત શત્રુઓનો મદ હણ્યો, જે મહાન્ યશસમ્પન્ન છે, જે નિજ વંશનો ધ્વજ છે, જે સકળ અવનિનો પતિ છે, જેનાં પુણ્યકર્મ તેના રાજાધિરાજના પદ કરતાં પણ અધિક અદ્ભુત છે ... ... ... ... ... ... ...

( પં. ૨૪ ) ... ... ... ( પર્ણદત્ત ) દ્વીપનો રક્ષક અને મહાન જનોનો નેતા, ... ... ... ... ... ( નિજ ) શત્રુઓને શરણ કરવાની સેનાઓનો–

( પં. ૨૫ ) તેના પુત્રથી, જે તેના પોતાના ગુણસમ્પન્ન છે અને જેણે ગોવિન્દ ( દેવ ) ના ચરણને જીવિત અર્પ્યું છે ... ... ... તેનાથી જે સ્વપ્રભાવથી પૌરજનોને નમન કરાવે છે, ત્યાં પ્રાપ્ત કરી ... ... ... ... અને વિષ્ણુ ( ભગવાન ) ના ચરણકમળ, ધન અને સમયના અતિ વ્યયથી, ચક્રધારનાર તે વિખ્યાત ( વિષ્ણુ ભગવાનનું ) ત્યાં મન્દિર બન્ધાવ્યું હતું,... ... ... ... ... શત્રુઓ, અને જે સ્વેચ્છાથી ( અવતાર લઈને ) મનુષ્ય થયો. ( આમ ) સરળ મનના ચક્રપાલિતથી ચક્રભૃત ( દેવ ) નું મન્દિર ગુપ્ત સમયના સંવત ૧૩૮ માં બન્ધાયું હતું.

( પં. ૨૭ ) ... ... ... ... ઊર્જયત ગિરિમાંથી ઉન્નત થતું હોય તેમ નગરના શિર ઉપર તેની પ્રભુતા દર્શાવતું તે પ્રકાશે છે.

( પં. ૨૮ ) અને અન્ય ... ... ... ... શિર ઉપર ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... પક્ષીઓનો માર્ગ રોકતું, પ્રકાશે છે ... ... ... ... ... ... ... ... ... ...

નં૦ ૧૬

# વલભીવંશના લેખો

## ભમોદરા મ્હોટામાંથી મળેલું દ્રોણસિંહનું

## તામ્રપત્ર

વ૦ સંવત ૧૮૩ શ્રાવણ સુદિ ૧૫

નીચેનો લેખ મૂળ મી. એ. એમ. ટી. જેક્સને જ. ઑફ. બૉ. બ્રા. રૉ. એ. સો. વૉ. ૨૦, પાને ૫૪ મે નકલ વિના પ્રકટ કર્યો હતો.

મી. જેક્સન જણાવે છે કે આ લેખવાળું પતરૂં તેમ જ એક બીજું દાનપત્ર "૧૮૯૫ માં ભાવનગર પાસે ભમોદ્રા મ્હોટા ગામના એક ખેતરમાં દટાએલાં જડયાં હતાં," અને ભાવનગર સ્ટેટના એન્જીનીઅર મી. એલ. પ્રોક્ટર સિમ્સે મેળવ્યાં હતાં. આકારમાં તે સહેજ વાંકુંચુંકું છે. ત્હેની વધારેમાં વધારે ઉંચાઇ ૬૬/૮ ઈંચ અને વધારેમાં વધારે પહોળાઈ ૧ ફુટ; ૨ ઈંચ છે. તે તદ્દન સારી સ્થિતિમાં છે. લિપિ તે જ સ્થાન અને સમયનાં બીજાં દાનપત્રોની લિપિને મળતી છે, પણ વધારે ખુણાવાળી છે. ત્હેની ભાષા સંસ્કૃત છે. લીટી ૯ અને ૧૦ માંના ચાલુ ૩ શ્લોક સિવાય બાકીનો ભાગ ગદ્યમાં છે. વ્યાકરણ ઘણું અશુદ્ધ છે, પણ તે દોષ મુત્સદ્દો કરનારનો હોવો જોઇએ.

દાનપત્રનો આશય વલભીના મહારાજ દ્રોણસિંહે હસ્તવપ્રાહરણીમાં ત્રિસંગમક નામનું ગામ પાણ્ડુરાજા (?) દેવીના પંથ અર્થે આપ્યું તે નોંધવાનો છે. તે દેવીના કર્માન્તિક અથવા દેવીની મિલકતના વ્યવસ્થાપક ભિરૂવકની તેમાં સહી છે. અને પક્ષિદત્તના પુત્ર કુમારિલપટિકે (?) તેની સાફ નકલ કરી હતી. દ્રોણસિંહ વલભીના મૈત્રક વંશ સ્થાપનાર ભટ્ટાર્કનો બીજો પુત્ર હતો. આ વિષયમાં મેસર્સ જેક્સનની તેમ જ સ્મિથ( અર્લી હિસ્ટરી ઑફ ઈન્ડીયા બીજી આવૃત્તિ પાનું ૩૧૪ )ની ચર્ચા વાંચવી બસ થશે.

તિથિ પંક્તિ ૧૧ માં સંવત ૧૮૩ શ્રાવણ શુદિ ૧૫ આપી છે જે ઈ. સ. ૫૦૨ ની ૬ ઠી જુલાઈ શનિવાર સાથે મળે છે.

વલભી, હસ્તવપ્રાહરણી, ને ત્રિસંગમક એટલાં જ સ્થળનાં નામ આપ્યાં છે. વલભી તે કાઠિઆવાડમાં હાલનું વળા છે. હસ્તવપ્ર, ભાવનગર સ્ટેટમાં ઘોઘાની દક્ષિણે ૬ માઈલ ઉપર હાલનું હાથબ છે; આને માટે હું ડૉ. કેનોની ટીકાઓ એ. ઈ. વૉ. ૧૧ પાનું ૧૦૬ વાંચવાનું સૂચવું છઉં. ત્રિસંગમકને હાથબ પાસે તર્સમિઆ તરીકે મી. જેક્સને ઓળખાવ્યું છે.

---

૧ એ. ઈ. વૉ. ૬૧ પા. ૧૭ એચ. ડી. બારનેટ

## अक्षरान्तर

१ स्वस्ति वलभीतः परमभट्टारक पादानुध्यातो महाराजद्रोणसिंहम्कुशली स्वविषय [ कान् * ] सर्व्वानेवास्मत्सन्तकायुक्तकविनियुक्तकमह-

२ त्तरद्राङ्गिकध्रुवस्थानाधिकरणं ( णिक ) चाटभटादी [ ं* ] श्च समाज्ञापयत्यस्तु वो विदितं यथा महाविजयायु [ र् * ] र्द्धर्म्मकलयशो विषय वि( वृ )द्ध-

३ ये नो वर्ष सहस्राय सर्व्वकल्याणाभिप्राय संपत्तये च हस्तवप्राहरण्यां श्री भग-वत्याः पाण्डुराज्या ( जा )याः मातापित्रोः पुण्याप्यायननि-

४ मित्तमात्मनश्च पुण्याभिव ( वृ )द्धये आचन्द्रार्कार्ण्णव क्षितिस्थिति सरित्पर्व्वतस-मकालीनं बलिचरुवैश्वदेवाद्यानां क्रियाणां समुत्सर्प्पणार्त्थं [ ं ]-

५ त्रिसंगमकग्रामो गन्धधूपदीपतैल्य ( ल ) माल्योपयोज्यं देवकुल्यस्य च पतित विशीर्ण्ण प्रतिसंस्करणार्त्थं सत्रोपयोज्ये ( ज्य ) स्सहिरण्या-

६ देयस्सहान्यै श्चादानैरचाटभटप्रावेश्यं ब्रह्मदेयस्थित्त्या उदकातिसर्ग्गेण निसृष्टः यतो स्योपचितन्यायते भुंजंतः कृश ( ष ) तः प्रदिशत-

७ : कर्षापयतो वा न केनचिस ( त् ) स्वल्पाबाधा विचारणा वा कार्य्या यश्चा [ च् ] छिद्यमानमनुमोदोयुरसौ महापातकैस्सोपपातकैश्च

८ संयुक्तोस्मद्वंशागामिराजमिरन्यैश्च सामान्यं भूमिदायमवेत्य [ आ ] स्मददायो-नुमन्तव्यो पि चात्र व्यासकृताः श्लोका भवन्ति-

९ षष्टिं वर्ष सहस्राणि स्वर्ग्गे मोदति भूमिदः [ । * ] आच्छेत्ता चानुमन्ता च तान्येव नरके वशे ( से ) त् [ ॥ १ * ] स्वदत्तां परदत्ता [ ं * ] वा यो हरेत वसुन्धरां [ । * ]

१० गवां शतसहस्रस्य हन्तु [ : ] प्राप्नोति किल्बिषं [ ॥ २ ] बहुभिर्व्वसुधा भुक्ता राजाभिशगरादिभि ( । ) यस्य यस्य यदा भूमि ( स् ) तस्य तस्य तद् [ आ ] फलं [ ॥ ३ * ]

११ भिरुवकै देवी कर्म्मान्तिकः सं १०० ८० ३ श्रावण शुद्ध १० ५ स्वयमाज्ञा लिखितं षष्ठिदत्तपुत्रेण कुम् [ आ ] रिलपतिकेर्न-

---

१ राभिंग ઉપરથી ર ર રહી ગયો હતો જે પંક્તિની નીચે ઉમેર્યો છે. ૩ વાંચો स्योचित न्यायेन ૪ વાંચા भुंजतः ૫ વાંચો–अनुमोदतासौ ૬ વાંચો–राजभिस्सगरादिभिः ૭ ૬ અને વ ની વચ્ચે છેકેલો ग જેવું લાગે છે અને મી. જેકસને भिरुवक વાંચી તેને ભરૂચ ( भृगुकच्छ ? ) સાથે સંબંધ માનેલ. ૮ મી. જેકસન क्षत्रिनके વાંચે છે અને તે વખતે ખરૂં હોય પણ ક્ષ માં નો આડો લીટો નથી. છેલ્લો અક્ષર न કે ण હોઇ શકે.

# ધ્રુવસેન ૧ નાં પાલિતાણાનાં તામ્રપત્રો

વલભી સંવત ૨૦૬. ભાદ્ર. સુ. ૫

આ બે પતરાંઓ છે અને દરેકની એક જ બાજુ ઉપર લેખ છે. રાવ બહાદુર વિ. વેંકય્યના કહેવા પ્રમાણે "કોતરનારનાં ઓજારોનું કામ બન્ને પતરાંઓની બીજી બાજુ ઉપર દેખાઈ આવે છે." પતરાંઓ ૯ ૭/૮" લાંબાં અને ૬ ૩/૪"–૭" ઉંચાં છે. દરેક અક્ષરનું માપ ૧/૪" છે. પતરાંઓ સુરક્ષિત સ્થિતિમાં જણાય છે. પહેલા પતરામાં ૧૪ તથા બીજામાં ૧૬ સારી રીતે કોતરેલી પંક્તિઓ છે.

શંકરવાટકના રહીશ શાણ્ડિલ્ય ગોત્રના કુમારશર્મન્ તથા જરભજિન્ ને હસ્તવપ્રાહરણી દેશનાં મહ્કણા, તાપસીય અને તિનિશક નામનાં ગામડાંઓમાં કેટલાક જમીનના કકડાઓનાં, મહાસામન્ત મહારાજા ધ્રુવસેને વલભીમાંથી આપેલાં દાનનું વર્ણન આ પતરાંઓમાં છે. વલભીના કેટલાક બીજા લેખો ઉપરથી હસ્તવપ્રાહરણી પ્રખ્યાત છે. તે ભાવનગર સ્ટેટમાં ઘોઘાથી ૬ મૈલ ઉપર આવેલું હાલનું હાથબ છે. નીચલા વર્ણના લોકો આનો ઉચ્ચાર હાથપ[1] કરે છે અને તે કદાચ ખરૂં હોય. તેની વ્યુત્પત્તિ હસ્તકપ્ર ઉપરથી થઈ શકે છે પણ હસ્તકવપ્ર અથવા હસ્તવપ્ર પરથી તો થતી જ નથી. આ રૂપો અસલના હત્થપ્પનાં સંસ્કૃત રૂપો જેવાં જણાય છે. પણ સાચાં લાગતાં નથી. પેરિપ્લસનું અસ્ટકપ્ર મૂળ હસ્તકપ્ર હોવું જોઈએ. તે પ્રદેશનાં ત્રણ ગામડાંઓનાં નામો બીજે સ્થળે જણાયાં નથી.

વલભી, એટલે ઉતરે ૨૧°૫૨' પૂર્વે ૭૧°૫૭' ઉપર આવેલ હાલના વળામાંથી દાન આપવામાં આવ્યું હતું. દાન લેનારનું રહેવાનું સ્થળ શંકરવાટક હું મેળવી શકતો નથી. સંવત ૨૦૭ ના ધ્રુવસેને આપેલાં બે દાન[2] નો પ્રતીહાર મમ્મક તેજ દૂતક છે. ધ્રુવસેનનાં બાકી રહેલાં શાસનો લખનાર કિક્કક તે જ આ દાનપત્રનો લેખક છે. આ દાન ઈ. સ. ૫૨૫—૨૬ ને મળતા (વલભી) સંવત ૨૦૬ ના ભાદ્રપદ શુદ ૫ ને દિને અપાયું હતું. આ ધ્રુવસેનનું જાણી શકાયેલું વહેલામાં વહેલું દાન છે.

---

* એ. ઈ. વો. ૧૧ પા. ૧૦૫ પ્રો. સ્ટેનકોનો    ૧ જુઓ ઈ. એ. વો. ૭ પા. ૬૪    ૨ ઈ. એ. વો. ૫ પા. ૨૦૬ અને એ. ઈ. વો. ૭ પા. ૩૧૩

## અક્ષરાન્તર

### પતરૂં પહેલું

१ ॐ स्वस्ति [ ॥ * ] वलभीतः प्रसभप्रणतामित्राणा [ ं ] मैत्रकाणामतुल- बलसपत्न-

२ मण्डलाभोगसंसक्तसंप्रहारशतलब्धप्रतापः प्रतापोपनतदानमानार्जवो ( वो ) पा-

३ र्जितानुरागोनुरक्तमौलभृतमित्रश्रेणी बलावाप्तराजश्रीः पर [ म ] माहेश्वरः

४ सेनापति श्रीभटकः तस्य सुतस्तत्पादरजोरुणावनतपवित्रीकृतशिराश्शिरोव-

५ नतशत्रुचूडामणिप्रभाविच्छुरितपादनखपङ्क्तिदीधितिः दीनानाथजनोपर्जी-

६ न् ( व् ) यमानविभवः परमाहेश्वरस्सेनापतिधरसेनः तस्यानुजस्तत्पादाभिप्र-

७ णामप्रशा ( श ) स्तविमलमौली ( लि ) मणिर्म्मन्वादिप्रणीतविधिविधान- धर्म्मा धर्म्मराज

८ इव विहितविनयन्य ( व्य ) वस्थापद्धा ( द्ध ) तिरखिलभुवनमण्डलाभोग- स्वामिना परम-

९ स्वामिना स्वयमुपहितराज्याभिषेकमहाविश्राणनावपूतराजश्रीः परममा-

१० हेश्वरो महाराज द्रोणसि [ ं * ] हः सि [ ं * ] ह इव तस्यानुजस्स्वभु- जबलेन परगज-

११ घटानीकानामेकविजयी शरणैषिणा [ ं ] शरणमि [ म ] वबोद्धा शास्त्रार्थत [ त्व * ] ज्ञानां [ ं ] कल्प

१२ तरुरिव सुभृत ( हृत् ) प्रणयिनां यथाभिलषितफलोपभोगदः परमभागवतः-

१३ परमभट्टया ( द्वा ) रक पादानुध्यातो महासामन्त महाराज ध्रुवसेनः कुशली

१४ सर्व्वानेव स्वानायुक्तकविनियुक्तकद्रा [ ं ] गिकमहत्तरा ( र ) चाटभट ध्रुवाधिकरणिक-

### પતરૂં બીજું

१५ दाण्डपाशिकादीनन्या [ ं ] श्च [ य ] थासंबध्यमानाकानभ्य [ र्चि ] स्यस्तु व ( वो ) विदितं यथा

१६ हस्तवप्राहरण्यां मदृकणाग्रामे कुटुम्बिईश्वरप्रत्ययपादावर्त्तशतं चत्वारिंशदधिकं

१७ सोडशपादावर्त्तपरिसरा व ( वा ) पी च तथा तापसीयग्रामे दिण्डकप्रत्यय पादावा ( व ) र्त्तशतं

१८ चत्वारिंशदधिकं तथा तिनिपकग्रामे पूर्व्वोत्तरसीम्नि पादावर्त्तशतं सह वाप्या शङ्करवाटकवा-

१९ स्तव्य ब्राह्मणकुमारशर्म्म [ ज ] रमजशर्म्मा [ ं ] शाण्डिल्यसगोत्राभ्यां छन्दो- गसब्रह्मचारिभ्यं ( भ्यां ) मया मा-

१ व्यञ्जन छे. २ वांचो राज्यश्रीः ३ वांचो षेक ४ वांचो मानकाननुदर्शयत्य ५ वांचो चत्वारिंशद् ६ वांचो षोडश ७ કદાચ तथातिनिपक

२० तापित्रोः पुण्याप्यायनायात्मनश्चैहिकामुष्मिकयथाभिलषितफलावाप्तिनिमित्तमा-
चन्द्रार्क् ( अ )-

२१ आर्ण्णवक्षितिसरित्पर्व्वतस्थितिसमकालीनं पुत्रपौत्रान्वयभोत्यं बलिचरुवैश्वदे-
वाद्यानां क्रि-

२२ याणां सैमुत्सर्प्पणार्त्थमुदकातिसर्ग्गेण ब्रह्मदायो निसृष्टः यतोनयोरुचितया ब्रह्मदाय-

२३ स्थित्या भुंजतोः कृषतोः प्रदिशतोर्व्वा न कैश्चि[ त्* ] स्वल्पाप्यापाधो कार्य्यास्म-
द्वंश्य जैरागामिभद्र-

२४ नृपतिभिश्चानित्यान्यैश्वर्य्याण्यस्थिर [ - * ] मानुष्य [ - * ] साम ( मा )न्यं
च भूमिदानफलमवगच्छद्भिः

२५ अंयमस्मद्दायोनुमन्तव्यः [ ॥ ] यस्चाच्छिन्द्यादाच्छिद्यमानं वानुमोदात्सँ
पञ्चभिर्म्महदातकैः

२६ सोपपातकैस्स [ - ] युक्तस्स्यादपि चात्र व्यासगीतौ श्लोकौ भवन्ति [ ॥ * ]
षष्टिवर्षसहस्राणि स्वर्ग्गे

२७ मोदति भूमिदः [ । * ] आच्छेत्ता चानुमना [ न्ता ] च तान्येव नरके वैसेः
[ ॥ * ] बहुभिर्व्वसुधा भुक्ता राजभि [ : * ]

२८ सगरादिभिः [ । * ] यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं ( ॥ )
स्वहस्तो मम महा-

२९ सामन्तमहाराजध्रुवसेनस्य ( : ) [ ॥ * ] दूतकः प्रतिहारमम्मकः [ ॥ * ]
लिखितं किक्केन [ ॥ * ]

३० सं २०० ६ भाद्रपद शु ५

१ वांचो भोग्य २ वांचो सर्गेण ३ वांचो आबाधा ४ वांचो वंश ५ वांचो अयम ६ वांचो मन्यच्च
७ वांचो मोदतस ८ वांचो म्महापातकैः ९ वांचो श्लोकौभवतः १० वांचो वसेत

ભાષાન્તર

( પંક્તિ ૧ ) ॐ. સ્વસ્તિ ! વલભીમાંથી, મૈત્રક વંશમાં શત્રુઓને બળથી નમાવનાર, અતુલ બળવાન શત્રુના પ્રદેશમાં સેંકડો યુદ્ધ કરીને વિજય મેળવનાર, પોતાના પ્રતાપથી નમાવેલાના અનુરાગને દાન, માન અને સરળતાથી પ્રાપ્ત કરનાર, પોતાના વંશપરંપરાના અને ભાડુતી સેવકો અને મિત્રોના બળથી રાજલક્ષ્મી પ્રાપ્ત કરનાર, મહેશ્વરનો મહાન ભક્ત સેનાપતિ શ્રીમાન્ ભટક્ક જન્મ્યો હતો.

( પંક્તિ ૪ ) ત્હેનો પુત્ર, જ્હેનું શિર પ્રણામ કરવાથી ત્હેના પદરજથી રક્ત થઈ પવિત્ર થએલું, જેની પદનખ પંક્તિ ત્હેને નમન કરતા શત્રુઓના મુગટનાં રત્નોના તેજથી આભૂષિત થતી; જેની લક્ષ્મીથી દીન અને અનાથનું પાલન થતું તે, મહેશ્વરનો મહાન ભક્ત સેનાપતિ ધરસેન હતો.

( પંક્તિ ૬ ) ત્હેનો ન્હાનો ભાઈ, જેનો વિમલ મુગટમણિ ત્હેના ( ભાઈના ) ચરણને નમતાં પ્રશસ્ત થએલો; જે મનુ આદિએ કરેલા નિયમો, વિધિવિધાનોનું આચરણ કરતો, જેણે ધર્મરાજ માફક સદાચારનો માર્ગ નક્કી કરેલો; જેનો રાજ્યાભિષેક અખિલ ભૂમંડળના પરમ-સ્વામીના હસ્તે થએલો અને જેની રાજ્યશ્રી મહાદાનથી વિશુદ્ધ થએલી તે, મહેશ્વરનો મહાન ભક્ત, મહારાજ દ્રોણસિંહ હતો.

( પંક્તિ ૧૦ ) ત્હેનો અનુજ સિંહ માફક સ્વબાહુબળથી જ શત્રુની ગજસેનાના વ્યૂહોનો પરાજય કરનારો શરણાગતનો આશ્રયદાતા, શાસ્ત્રાર્થ તત્ત્વજ્ઞાની, કલ્પવરૂ માફક મિત્રો અને પ્રણયિ જનોને વાંચ્છિત ફલનો ઉપભોગ દેનાર, ભગવતનો પરમ ભક્ત; પરમ ભટ્ટારકનો પાદાનુધ્યાત, મહાસામંત મહારાજ ધ્રુવસેન કુશળક્ષેમ હોઈ, સર્વ આયુક્તક, વિનિયુક્તક, દ્રાંગિક, મહત્તર, સૈનિક, ધ્રુવાધિકરણિક, દાણ્ડપાશિક આદિ સર્વેને ત્હેમને ત્હેમના સંબંધ અનુસાર જણાવે છે કે–

( પંક્તિ ૧૫ ) ત્હમને જાહેર થાઓ કે, મદ્દકણ્ણ ગામમાં હસ્તવપ્ર આહરણિમાં કુટુંબિ ઈશ્વરની માલિકીનાં ૧૪૦ પાદાવર્ત અને એક વાપી ૧૬ પાદાવર્ત વિસ્તારવાળી સાથે; તેમ જ તાપસીય ગામમાં ડિણ્ડકના કબજાવાળાં ૧૪૦ પાદાવર્ત; તે ઉપરાંત તિનિશક ગામની ઈશાન સીમાપર વાપીસહિત ૧૦૦ પાદાવર્ત શંકર વાટકના બે નિવાસી શાણ્ડિલ્ય ગોત્રના છંદોગ બ્રહ્મ-ચારીઓ બ્રાહ્મણ કુમારશર્મન અને જરભજ્યિને, મ્હારા અને મ્હારા માતપિતાની પુણ્યવૃદ્ધિ માટે તથા આ લોક તેમ જ પરલોકમાં મનવાંછિત ફલપ્રાપ્તિ માટે ચંદ્ર, સૂર્ય, સાગર, પૃથ્વી, નદીઓ, અને પર્વતોના અસ્તિત્વ કાળ સુધી, ત્હેમના પુત્ર, પૌત્ર–પરંપરાના ઉપભોગ માટે, બલિ, ચરૂ, વૈશ્વદેવ વિગેરેની વિધિઓ કરવા મ્હેં પાણીનો અર્ઘ્ય કરી બ્રહ્મદાય તરીકે આપ્યાં છે. આથી કરીને આ બે જણને, બ્રહ્મદાય નિયમાનુસાર ઉપભોગ કરી ખેતી કરતા હોય ત્યારે અથવા તે બીજાને સોંપે ત્યારે કોઈએ પણ લેશમાત્ર પ્રતિબંધ કરવો નહિ. આ અમારા દાનને, અમારા વંશજો અને ભાવિ ધર્મરાજાઓએ રાજસત્તા નાશવંત છે, જીવન અનિશ્ચિત છે અને દાનનું પુણ્ય સામાન્ય છે તે મનમાં રાખી, અનુમતિ આપવી જોઈએ. અને જે તે જપ્ત કરશે અથવા જપ્તિમાં અનુમતિ આપશે તે પંચમહાપાપ અને બીજાં ન્હાનાં પાપનો દોષી થશે.

( પંક્તિ ૨૬ ) આને માટે વ્યાસના રચેલા બે શ્લોક પણ છે. ભૂમિદાન દેનાર સ્વર્ગમાં ૬૦,૦૦૦ વર્ષ વૈભવ ભોગવે છે અને જે તેની જપ્તિ કરે છે અને જપ્ત કરવામાં અનુમતિ આપે છે તે તેટલાં જ વર્ષો નરકમાં વાસ કરે છે.

સગરના સમયથી માંડી, આ પૃથ્વી ઘણા નૃપોએ ભોગવી છે; જે સમયે જે પૃથ્વીપતિ હશે ત્હેને તે સમયે ફલ પ્રાપ્ત થશે.

( પંક્તિ ૨૮ ) મ્હારા, મહાસામન્ત મહારાજ ધ્રુવસેનના, સ્વહસ્ત છે. દૂતક પ્રતીહાર મમ્મકઃ લખનાર કિક્કક. સંવત ૨૦૬, ભાદ્રપદ, શુદિ ૫.

નં० ૧૮

# ધ્રુવસેન ૧ ના દાનનું બીજું પતરૂં[1]

## ૨૦૬ આશ્વિન શુદ ૩

ધ્રુવસેનના સં. ૨૦૬ ના દાનનો અંતનો ભાગ સમાવતું એક નવું વલભી પતરૂં મ્હારી પાસે આવ્યું છે, જેના સંબંધમાં ભાવનગરનાં પતરાં વિષેની ટીકાના અનુસંધાનમાં થોડા શબ્દો ઉમેરવા ઇચ્છું છઉં. આ નવું પતરૂં મ્હારા હાથમાં વડોદરાના મહારાજા ગાએકવાડની સરકારમાં, ધર્માધ્યક્ષ મી. જે. સી. ચેત્તરજીથી સ્પષ્ટીકરણ માટે મૂકાયું હતું. ત્હેમના કહ્યા પ્રમાણે તે કાઠીઆવાડમાંથી અધિકારી મારફત સ્પષ્ટીકરણ માટે ત્હેમને મોકલ્યું હતું. ત્હેના પૂર્વ ઇતિહાસ માટે તેમની પાસેથી હું તેટલું જ જાણી શક્યો. પત્ર ૧૧$\frac{3}{4}$ ઇંચ લાંબું અને ૬$\frac{3}{4}$ ઇંચ પહોળું છે. ત્હેની કિનારીઓ પૂર્ણ સચવાએલા લખાણના રક્ષણ માટે ઉંચી કરેલી છે. અને લિપિ પતરૂં જણાવે છે તે સમયની છે. ટુંકામાં દાન વલભી નૃપોનાં અત્યાર સુધી જાણવામાં આવેલાં દાનપત્રોને દરેક રીતે મળતું છે. આ લેખ મહારાજ ધ્રુવસેન ૧. નો છે; અને [ દાનના ખોવાઈ ગએલા ભાગમાં આવતું હોવાથી ગુમ થતા નામના ] ગામનું દાન, અમૂક યજ્ઞોના અનુષ્ઠાન માટે, ભજગણ ગોત્રના, છન્દોગ-સબ્રહ્મચારી, સિંહપુર નિવાસી, બ્રાહ્મણ રોહ્નમિત્રને દેવાએલું છે. દાનની તિથિ સં. ૨૦૬ આશ્વિન શુદિ. ૩ છે. વલભી સંવત પ્રમાણે આ સંવત વર્ષ ઈ. સ. ( ૨૦૬+૩૧૯ ) ૫૨૫ આપે છે. હમેશ પ્રમાણે દૂતક મમ્મક હતો અને લખનાર કિક્કક હતો.

આ દાનમાં ધ્યાન આપવા જેવું ફક્ત દાન દેવાએલા પુરૂષના નિવાસસ્થાન તરીકે તમાં જણાવેલું સિંહપુર નામનું ગામ છે. ત્હેને કાઠીઆવાડ દ્વીપકલ્પના પૂર્વમાં વલા—પ્રાચીન વલભી—ની પાસે ભાવનગર-વઢવાણ રેલ્વેના જંકશન સીહોર સાથે ઓળખાવવું તે આકર્ષક છે.

૧ એ. ઈ. વો ૧૭ પા. ૧૦૯. વી. એસ. સુખથંકર.

## अक्षरान्तरं[1]

१ र्ण्णवक्षितिसरित्पर्व्वतस्थितिसमकालीनं पुत्रपौत्रान्वयभोज्यं बलि-

२ चरु वैश्वदेवाद्यानां क्रियाणां समुत्सर्प्पणात्र्थं **सिंहपुर** वास्तव्यब्राह्मण **रोग्घ-मित्राय**

३ व्रजगणसगोत्राय ( च ) छन्दोगसब्रह्मचारिणे ब्रह्मदायं निसृष्टं [ । × ] यतो-स्योचितया ब्रह्म-

४ देयस्थित्या भुंजतः कृषतः प्रदिशतः कर्षापयतश्च न कैश्चित्स्वल्पाप्याबाधा विचारणा वा

५ कार्य्यास्मद्वंशजैरागुमिनृपतिभिश्चानित्यन्यैश्वैर्य्याण्यस्थिरं मानुष्यं चावेक्ष्य सामान्यं च

६ भूमिदानफलमवगच्छद्भिरयमस्मदायोनुमन्तव्यो यश्चाच्छिन्द्यादाच्छिद्यमानं वानुमोदेत्

७ स पंचभिर्म्महापातकैस्सोपपातकैस्संयुक्तस्स्यादपि चात्र व्यासगीतान्श्लोकौ

८ भवतः [ । ] षष्टिं वर्षसहस्राणि स्वर्गे मोदति भूमिदः [ । * ] आच्छेत्ता चानुमन्ता च तान्येव नरके

९ वसेत् [ ॥ १ ] स्वदत्तां परदत्ता [ -- ] व्वा यो हरेत वसुन्धरां [ । ] गवां शतसहस्रस्य हन्तु [ : ] प्राप्नोति

१० किल्विषम् [ ॥ २ ] इति स्वहस्तो मम महाराज ध्रुवसेनस्य [ ॥ ] दूतकः प्रतीहारमम्मकः [ ॥ * ]

११ लिखितं किक्केन [ ॥ ] सं २०० ६ आश्वयुज शु ३ [ ॥ ]

---

१ મૂળ પતરાં તેમજ પ્રતિકૃતિ ઉપરથી. २ વાંચો આગામ.

નં० ૧૯

# ધ્રુવસેન ૧ લાનાં તામ્રપત્રો*

સંવત ૨૦૭ કાર્તિક સુ. ૭

લેખની નકલ મ્હને મેજર જે. ડબલ્યુ. વૉટસન--એકટીંગ પોલીટીકલ એજન્ટ, રેવાકાંઠા-તરફથી મળી હતી.

આ દાન ૧૩ ઇંચ લાંબાં અને ૮ ઇંચ પહોળાં બે પતરાં ઉપર લખેલું છે. હમેશની માફક જે કડીઓથી તે એકઠાં બાંધેલાં હોય છે તે કડીઓ તથા મુદ્રા ખોવાયાં છે. તે સિવાય તેમની સ્થિતિ પૂર્ણ રક્ષિત છે. તે ભાવનગર સ્ટેટમાંથી જડયાં હતાં. અક્ષરો ઈ. ઍ. વૉ. ૪. પાના ૧૦૬ માં ધ્રુવસેન. ૧. ના દાનના અક્ષરોને બહુ મળતા છે.

દાન વલભીમાંથી દેવાયું છે. વંશાવળી સંબંધમાં અથવા વંશાવળી આપતા ભાગ સંબંધમાં ગયા વર્ષે પહેલાં પ્રકટ કરેલા દાનમાં આવતાં પાંચ બિરૂદો અહીં ધ્રુવસેનને આપેલાં નથી, પણ તે પરમભટ્ટારક પરમેશ્વરનો પાદાનુધ્યાત છે, એમ આપેલું છે. દાન લેનાર પુરૂષ દ્રોણાયન ગોત્રનો, આથર્વણ વેદનો બ્રહ્મચારી બ્રાહ્મણ સચ્ચિતિશર્મન હતો. ( પતરૂં બીજું લીટી. ૩-૪ ).

દાન લેનાર પુરૂષ ભાવનગર સ્ટેટમાં નીલકંઠના મંદિરને લીધે ઉચ્ચ ગણાતું હાલનું હાથબ છે તે હસ્તકવપ્રમાં રહેતો. એક કૂપ અને શહ,—એટલે અમુક સ્થાનની જંગલી ઉત્પન્ન, મૂળ ફળ, તૃણ ઈત્યાદિ—એમ બે વસ્તુઓ દેવાએલી જણાય છે.

આ બન્ને **हस्तकवप्राहरण्यं कुक्कटग्रामे** આવેલાં આગળ જણાવે છે; જેનો હું હસ્તકવપ્ર આહરણીમાં આવેલા કુક્કટ ગામમાં એ અર્થ કરવો પસંદ કરૂં છું. કુક્કટ, ઘોઘા તાલુકામાં હાથબ થી થોડા માઈલપર આવેલું હાલનું કૂકડ છે.

છેવટે, દાનની તિથિ જે વદન સ્પષ્ટ છે તે સંવત ૨૦૭ કાર્તિક શુ. ૭ છે.

* ઈ. એ. વો. ૫ પા. ૨૦૪. ૭ બુલર

## अक्षरान्तर

### पतरूं पहेलुं

१ स्वस्ति वलभीतः प्रसभप्रणतामित्राणां मैत्रकाणामतुलबल-
२ सपत्नमण्डलाभोगसंसक्तसंप्रहारशतलब्धप्रतापः प्रतापोपनतदा
३ नमानार्ज्जवोपार्ज्जितानुरागानुरक्तमौलभृतमित्रश्रेणीबलावाप्तराज्यश्रीः प-
४ रममाहेश्वरः श्रीसेनापतिभटर्क्कः तस्य सुतस्तत्पादरजोरुणनतप-
५ वित्रीकृतशिराः शिरोवनतशत्रुचुडामणिप्रभाविच्छुरितपादनखपङ्क्तिदीधि-
६ तिः दीनानाथजनोपजीव्यमानविभवः परममाहेश्वरस्सेनापतिधर-
७ सेनस्तस्यानुजस्तत्पादाभिप्रशस्तविमलमौलिर्म्मणिर्म्मन्वादिप्रणीतविधिवि-
८ धानधर्म्मा धर्मराज इव विहितविनयव्यवस्थापद्धतिरखिलभुवनमण्डलाभोग
९ स्वामिना परमस्वामिना स्वयमुपहितराज्याभिषेकमहाविश्राणनावपूतरा-
१० जश्रीः परममाहेश्वरो महाराज द्रोणसिंहः सिंह इव तस्यानुजस्स्वभुजबलध-
११ टानीकानामनेकविजयीशरणैषिणां शरणमवबोद्धा शास्त्रार्थतत्त्वानां कल्पतरुरि-
१२ व सुहृत्प्रणयिनां यथाभिलषितफलोपभोगदः परमभागवतः परमभट्टा-
१३ रकपादानुध्यातो महाराज ध्रुवसेन कुशली पतइंजा सर्व्वानेव स्वानायुक्तक-

### पतरूं बीजुं

१ विनियुक्तकद्रमिकमहत्तरचाटभटध्रुवस्थानाधिकरनदण्डपाशिकादीनन्यांश्च य-
२ थासंबध्यमानकाननुदर्शयत्यस्तु वस्संविदितं यथा मया हस्तकवप्राहरण्यं कुक्कटग्रा-
३ म योनिलप्रत्ययसीतापादावर्त्तशतं कुपश्च हस्तकवप्रवास्तव्यब्राह्मणे सत्त्वितिशर्मणे
४ द्रोणायनसगोत्रायाथर्व्वणसब्रह्मचारिणे मातापित्रोः पुण्याप्यायातमनैश्चैहिकामुष्मि-
५ कयथाभिलषितफलावाप्तिनिमित्तमाचन्द्रार्क्कार्णवक्षितिसरित्पर्व्वतसमकालीनं पुत्र-
६ पौत्रान्वयभोज्यं ब्रह्मदेयमनुज्ञातं यतोस्योचितया ब्रह्मदेयस्थित्या भुंजतः प्र-
७ दिशतः कर्षापयतः कृषतो वा न कैश्चित्स्वल्पाप्याबाधा कार्य्यास्मद्वंशजैरागामिनृप-
८ तिभिश्चानित्यान्यैश्वर्याण्यस्थिरं मानुष्यं चावेक्ष्य सामान्यं च भूमिदानफलमवगच्छद्भि
९ इयमस्मदनुमतिरनुमन्तव्या यश्चाच्छिन्द्यादाच्छिद्यमानं वानुमोदेत्स पचभिर्म्महापा-
१० तकैस्सोपपातकैस्संयुक्तस्यादिपि चात्र व्यासगीतःश्लोकौ भवति षष्टिं वर्षसहस्रा-
११ णि स्वर्गे मोदति भूमिदः आच्छेता चानुमन्ता च तान्येव नरके वसेदिति
१२ स्वहस्तो मम महाराजध्रुवसेनस्य दूतकः प्रतीहारमम्मकः लिखितं किक्ककेन
सं २०७ कार्तिक सु ७

१ प्हेसो मा २८ करो २ वांचो मटार्क्कः ३ वांचो त्रिभव ४ वांचो मौलि ५ वांचो राज्यश्री ६ वांचो तत्त्वानां ७ वांचो त्प्रणयि ८ वांचो यथा ९ वांचो दः १० वांचो द्रंगिक ११ वांचो धिकरण १२ वांचो नन्यांश्च १३ वांचो वस्संविदितं १४ वांचो ब्राह्मण १५ वांचो द्रोणायन १६ वांचो चारिणे १७ वांचो पुण्याप्यायनाया १८ वांचो वंश १९ वांचो रियम २० वांचो मन्तव्या २१ वांचो पंचभि २२ वांचो महापा २३ वांचो दित्यपि २४ वांचो श्लोकौ २५ वांचो वर्ष

નં૦ ૨૦

# ધ્રુવસેન ૧ લાનાં તામ્રપત્રો[1]

( ગુપ્ત ) સંવત ૨૦૭ વૈ. વ. ૫

આ બે પતરાંઓ છે. તે દરેક અંદાજે ૧૧¾" પહોળાં, અને ૬¾" ઉંચાં છે. દરેકની એક બાજુ એ જ લેખ છે. લખાણના રક્ષણ માટે કાંઠા રહેજ વાળેલા છે. ૧ થી ૪ લીટીના કેટલાક ભાગ શિવાય લખાણ સુરક્ષિત સ્થિતિમાં છે. પતરાંઓ ઠીક ઠીક જાડાં છે, તોપણ અક્ષરો ઊંડા કોતરેલા હોવાથી પાછળની બાજુએ જણાઈ આવે છે. કોતરકામ સારી રીતે કરવામાં આવ્યું છે. દરેક પતરા ઉપર બે કાણાં પાડેલાં છે. તેમાંથી પસાર કરેલા તાર વડે બન્ને પતરાં એક બાજુએ જોડેલાં છે. આવાં પતરાંઓ સાથે સાધારણ રીતે હોવી જોઈએ તેવી મુદ્રા આમાં નથી. બન્નેનું કુલ વજન ૧૦૨ તોલા છે. દરેક ઉપર ૧૨ લીટીઓ લખેલી છે. બીજા પતરાની પંક્તિ ૧૧ માં તિથિ આપેલી છે. એ. ઈ. વો. ૧૧ પા. ૧૦૪ થે આ જ રાજાનાં બીજાં દાનપત્ર ડૉ. સ્ટેન કોનો એ પ્રસિદ્ધ કર્યાં છે, તેમાં અને આમાં લિપિ, ભાષા વિગેરેનો કાંઈ ખાસ તફાવત નથી.

મૈત્રક વંશના મહારાજા ધ્રુવસેન[ ૧ ]નો લેખ છે. અને તેમાં લખેલું દાન વલભી શહેરમાં કરેલું છે. હસ્તવપ્રાહરણીમાં જયેષ્ઠાનક ( અક્ષસરક પ્રાવેશ્ય કહેવાતા ) ગામડાંના રહીશ, છન્દોગ મતના શિષ્ય, શુનક ગોત્રના માધવ નામના બ્રાહ્મણને આપેલી પોતાના ગામની જમીનની દક્ષિણા ધ્રુવસેને ચાલુ રાખી તેની નોંધ કરવાનો લેખનો હેતુ છે. હસ્તવપ્ર હાલનું હાથબ ( ભાવનગર સ્ટેટમાં ઘોઘાથી દક્ષિણે ૬ મૈલ ) અને હાલમાં વળા તરીકે ઓળખાતું ( ૨૧°૫૨' ઉત્તરે તથા ૭૧°૫૭' પૂર્વ તરફ આવેલું ) વલભી આ બે સિવાય બીજા સ્થળો જાણી શકાયાં નથી. લેખની તિથિ સંવત્ ૨૦૭ ( સાધારણ રીત મુજબ આંકડામાં આપેલ છે. ) ના વૈશાખ વદ ૫ આપેલી છે. આ સંવત ગુપ્ત-વલભી સંવત્ હોવાથી ઈ. સ. ( ૨૦૭+૩૨૦ ) =૫૨૭ બરોબર થાય છે.

---

૧ એ. ઈ. વો. ૧૭ પા. ૧૦૫. ડા. વી. એસ. સુખથંકર.

## अक्षरान्तर

पतरूं 'अ' १

१० परमभट्टारकपादानुद्ध्या( ध्या )तो महाराजध्रुवसेनः कुशली सर्व्वानेव स्वानायुक्तकनियुक्तकचाट

११ भटद्राङ्गिकमहत्तरध्रुवस्थानाधिकरणिकदाण्डपाशिकादीनन्यांश्च यथासंबद्ध्यमानकैननु-

१२ दर्शयत्यस्तु वस्संविदितं यथा मया हस्तवप्रहरण्यामक्षसरकप्रावेश्ये-

पतरूं 'अ' २

१३ ज्येष्ठानकग्रामे उत्तरसीम्नि पादावर्त्तशतं षष्ट्यधिकं तस्मिन्नवे ग्रामवै व्यशुनक-

१४ सगोत्राणां छन्दोगसब्रह्मचारीणां ब्रह्मणमाधवपूर्वभुज्यभुज्यमानकं (:) मातापित्रोः

१५ पुण्याप्यायनायात्मनां श्चैहिकामुष्मिकयथाभिलषितफलावाप्तिनिमित्तां माचन्द्रार्कार्ण्ण वक्षितिसरित्-

१६ पर्व्वतस्थितिसमकालीनं पुत्रपौत्रान्वयमोग्यं सशैबरं सहि [र*] ण्यादेयं सभूत वातप्रत्यायविशुद्धां

१७ उदकातिसर्ग्गेण ब्रह्मदेयं निसृष्टं [।] यतः एषां ब्रह्मदेयस्थित्या भुञ्जेताकृषतां प्रदिशताश्चै

१८ स्वल्पाप्याबधौ विचारणा वा न कार्य्यास्मद्वंशजैर् गामिभद्रनृपतिभिश्चं नित्यान्यैश्वर्य्या ण्यस्थिरं मानुष्यं

१९ सामान्यं च भूमिदानफलमवगच्छद्भिरयमस्मद्दायोनुमन्तव्य [:] ( ३ ) यश्चचिछन्द्या दच्छिद्यमानं वानुमोदे-

२० त्स पंचभिः महापातकैस्सोपपातकैस्संयुक्तस्स्यं दपि चात्र व्यासगीताः श्लोका भवन्ति बहुभिर्व्वसुधा

२१ भुक्ता राजभिस्सगरादिभि [:।*] यस्य यस्य यदा भूमिः तस्य तस्य तदा फलं [॥ *] स्वदत्तां परदत्तां वा यो हरेत

२२ वसुन्धरां [। *] गवां शतसहस्रस्य हन्तु [: *] प्राप्नोति किल्बिषां [२१] [॥] पूर्व्वदत्तां द्विजातिभ्यो यत्नाद्रक्ष युधिष्ठिर( : ) [। *]

२३ महि महिमतां श्रेष्ठ दानाच्छ्रेयोनुपालनम् [॥] दूतकः प्रतीहारमम्मकः [॥ *] सं २०७ वैशखे ब पू [॥ *]

२४ स्वहस्तो मम महाराजध्रु[ व ]सेनस्य [॥] लिखितं किक्केनति[२] [॥ *]

---

२ આંહિ સુધી અક્ષરાંતરો ધ્રુવસેન પહેલા( સંવત २०६ ) ... પાલીતાણા તામ્રપત્રના અક્ષરાંતરોને ઘણા ખરા મળતા આવે છે ( જુઓ એ. ઇ. વો. ११ પા. १०६ ) ३ वांचो न्यांश्च ४ वांचो काणनु ६ वांचो श्रेव ७ वांचो ग्रामवास्तव्य ८ वांचो नारिणा ब्राह्मण ९ वांचो पूर्व्वभुक्तभुज्यमान १० वांचो न ११ वांचो त १२ वांचो ज्यूं १३ वांचो ऽं १४ वांचो ष्ट १५ वांचो भुजनां १६ वांचो तांश्च १७ वांचो बाधा १८ वांचो रा १९ वांचो ध्रा २० वांचो न्यं २१ वांचो यश्चाच्छिन्द्यादाच्छि २२ वांचो स्स्या २३ वांचो षं २४ वांचो र्ही २५ वांचो वैशाख २६ वांचो केति.

### ભાષાન્તર

[પંક્તિ૧–૧૧ ચાલુ પ્રસ્તાવના સમાવે છે. તરજુમા માટે, ઉદાહરણ તરીકે પ્રો. કોનોથી પ્રકટ થએલા પાલિતાણા પત્ર. નં. ૧ ની શરૂઆતની પંક્તિઓના તરજુમા સાથે સરખાવો: એ. ઈ. વૉ. ૧૧. પાનું ૧૦૮ ]

( પંક્તિ ૧૨–૧૬ ) તમને જાહેર થાઓ કે મ્હારાં માતાપિતાના પુણ્યની અભિવૃદ્ધિ અર્થે અને આ લોકમાં તેમ જ પરલોકમાં ઈચ્છિત ફળની પ્રાપ્તિ અર્થે, હસ્તવપ્રાહરણીમાં અક્ષસરક-પ્રાવેશ્યના જ્યેષ્ઠાનક ગામની ઉત્તર સીમા ઉપર ૧૬૦ પાદાવર્ત, જેનો ઉપભોગ, પૂર્વે અને હાલ પણ તે ગામનો વાસી શુનક ગોત્રનો, છન્દોગસ બ્રહ્મચારી બ્રાહ્મણ માધવ કરે છે, તે ( પાદા-વર્ત ) ચંદ્ર, સુરજ, સાગર, પૃથ્વી, નદીઓ, અને પર્વતોના અસ્તિત્વકાળ સુધી પુત્ર, પૌત્ર અને પરંપરાના ઉપભોગ માટે, ઔબર ( ? ) સહિત, હિરણ્ય અને આદેય સહિત, ભૂત, વાત સહિત અને ( ? ) પ્રત્યાય સહિત બ્રહ્મદેય તરીકે પાણીના અર્ઘથી મ્હેં મંજૂર રાખેલ છે.

( પંક્તિ ૧૭-૧૯ ) આથી બ્રહ્મદેયના નિયમાનુસાર જ્યારે તે ઉપભોગ કરે, ખેતી કરે અથવા અન્યને સોંપે ત્યારે કોઈએ તેને કંઈ પ્રશ્ન અથવા પ્રતિબંધ કરવો નહિ.

અને અમારા વંશના અને ભાવિ ભદ્ર નૃપોએ ઐશ્વર્ય અનિત્ય છે, જીવિત અનિશ્ચિત છે અને ભૂમિદાનનું ફળ સામાન્ય છે એમ માનીને આ અમારા દાનને અનુમતિ આપવી જોઈએ અને જે તે જપ્ત કરશે અથવા જપ્તિમાં અનુમતિ આપશે તે પંચમહાપાપનો અલ્પ પાપો સહિત દોષી થશે

( પંક્તિ ૨૦-૨૨ ) આને માટે વ્યાસના બે શ્લોક છે

[ અહીં ચાલુ શ્લોકમાંના બે શ્લોક આવે છે ]

( પંક્તિ ૨૩ ) દૂતક પ્રતીહાર મમ્મક છે. સંવત ૨૦૭. વૈશાખ વદિ. ૫.

( પંક્તિ ૨૪ ) આ મારા મહારાજ ધ્રુવસેન. ૧. ના સ્વહસ્ત છે. ઠિક્કકથી લખાયું.

## નં૦ ૨૧

# ધ્રુવસેન ૧ લાનાં ગણેશગઢનાં પતરાંઓ*

[ ગુપ્ત ] સંવત્ ૨૦૭ વૈશાખ વદ ૧૫ ( અમાવાસ્યા )

આ તામ્રપત્રો વડોદરા રાજ્યના દામનગર તાલુકાના ગણેશગઢના એક ખેતરમાંથી મળી આવ્યાં હતાં. ૧૮૯૪ ના માર્ચમાં તે વખતના વડોદરાના આસિસ્ટંટ એજંટ ટુ ધી ગવર્નર જનરલ મેજર ડબ્લ્યુ. બી. ફેરીસે ડૉ. ફ્લીટને તે તામ્રપત્રો મોકલ્યાં હતાં. અને તેમણે પ્રસિદ્ધ કરવા માટે મારી તરફ મોકલ્યાં. હાલ તે પતરાંઓ વડોદરા પાછાં મોકલી આપ્યાં છે.

પતરાંઓની સંખ્યા બે છે અને તેનું માપ આશરે ૧૧"×૭ ૫/૮" થાય છે. લેખના રક્ષણ માટે તેના અન્દરના કાંઠાઓ વાળી દીધા છે. કોતરકામ એટલું બધું ઊંડું છે કે ઘણા અક્ષરો પતરાંઓના પાછળના ભાગમાં ચોખ્ખા દેખાય છે. પહેલા પતરાને છેડે અને બીજા પતરાની ઉપરના ભાગમાંનાં બબ્બે કાણાંઓમાંથી લગભગ ૩/૮ ઇંચ જાડા ત્રાંબાંના તારના બે કકડા પસાર કરેલા છે. જમણી તરફનો તાર કડી કરી વાળેલો છે, પણ સાંધેલ નથી. બીજો તાર પણ તે જ પ્રમાણે વાળેલો છે, અને મને પતરાંઓ મળ્યાં ત્યાં સુધી કાપ્યો નહોતો. તારના બે છેડા એક ૨ ૩/૮ ઇંચ× ૧ ૫/૮ ઇંચની સુરક્ષિત લંબગોળ મુદ્રાની નીચે ગ્રન્થીમાં બાંધી દીધેલા છે. મુદ્રાનો પૃષ્ઠભાગ ગોળ ઉપડતો છે. ઉપરનો ભાગ ૧ ૩/૪ ઇંચ × ૧ ૫/૮ ઇંચના માપનો સપાટ લમ્બ ગોલાકૃતિવાળો બે આડી પંક્તિઓથી બે ખાનામાં વહેંચી નાંખેલો છે. આમાંથી ઉપરના ખાનામાં બહાર થોડાક ઉપસી આવેલા ભાગમાં જમણી તરફ મુખવાળા બેઠેલા નંદીની આકૃતિ છે. નીચેના ખાનામાં ઉપસાવેલા અક્ષરોમાં હંમેશ મુજબનો "શ્રી ભટક્કઃ" લેખ છે. બે પતરાંઓનું વજન ૩ પાંડ ૭ ૩/૪ ઓંસ છે. અને બે કડીઓ તથા મુદ્રાનું વજન ૭ ૧/૪ ઓંસ છે, કુલ વજન ૩ પાંડ ૧૫ ઓંસનું થાય છે.

હસ્તકવપ્રાહરણીના પેટા વિભાગ અક્ષરસરક પ્રાપના હરિયાનક નામના ગામડાની આઠ ખંડ જમીન તથા બે ટાંકીઓ એક બ્રાહ્મણને દાનમાં આપ્યાં તે શાસન ધ્રુવસેન ૧ લાએ પોતાના મુખ્ય શહેર વલભીમાંથી કાઢ્યું તેનું વર્ણન લેખમાં છે.

હરિયાનક તથા જે પેટા વિભાગમાં તે આવેલું છે તે બન્નેની ઓળખ આપવી શક્ય નથી. હસ્તવપ્રાહરણી, હસ્તકવપ્રાહરણી અથવા હસ્તવપ્રાહારનો પ્રદેશ વલભીનાં અન્ય ત્રણ પતરાંઓમાં પણ બતાવેલો છે. ભાવનગર સ્ટેટના ઘોઘાની દક્ષિણે ૬ માઈલપર આવેલું હાલનું હાથબ, તથા ટોલેમી અને પૅરિપ્લુસનું 'અસ્તકપ્ર' એ જ હસ્તવપ્ર અગર હસ્તકવપ્ર છે, એવું માનવામાં આવે છે.

દ્વારપાળ મમ્મક દૂતક હતો. અને લેખક કિક્કક હતો. ધ્રુવસેન ૧ લાનાં પ્રસિદ્ધ થએલાં અન્ય ત્રણ શાસનોનો લેખક પણ તે જ હતો. અને તેમાંના એક શાસનનો દૂતક મમ્મક હતો. નીચે આપેલ લેખ ( ગુપ્ત ) સંવત ૨૦૭, એટલે, ઇ. સ. ૫૨૬-૨૭, ના વૈશાખ વદ ૧૫ ને દિવસે લખાયો છે. પ્રોફેસર બુલ્હરે પ્રસિદ્ધ કરેલ ધ્રુવસેન ૧ લાનો એક બીજો લેખ પણ તે જ સંવતનો છે. આ સમય અત્યાર સુધી લેખો ઉપરથી જાણવામાં આવેલો, વલભી વંશનો વહેલામાં વહેલો છે.

* એ. ઇ. વો. ૩ પા. ૩૧૮. ઇ. હુલ્શ.

આ લેખના વંશાવળીના ભાગ ઉપરથી જણાશે કે જે ભાગમાં મૈત્રકોનું વર્ણન આવે છે તેનું નવું ભાષાંતર વધારેલું છે. પહેલી પંક્તિમાં કંઈ પણ ભૂલ સિવાય ચોખ્ખી રીતે મૂળ પાઠ मैत्रकाणाम्-अतुलबले-सपत्न એમ વાંચી શકાય છે. વલભીના બાકીના પહેલાંના લેખોની પ્રસિદ્ધ થએલી પ્રતિકૃતિઓમાં પણ આ જ પાઠ છે. આ લેખોના પ્રસિદ્ધકર્તાઓએ 'સંપન્ન' વાંચેલું છે કારણ, કે વલભીના પછીના લેખોમાં આવતું સંપન્ન તેમના ધ્યાનમાં હતું. પ્રથમના બધા લેખોમાં 'સપત્ન' જ આવે છે, અને તેથી તેના વિરૂદ્ધ સબળ કારણના અભાવે આપણે માનવું જોઇએ કે વલભીની વંશાવળીનાં મૂળ લખાણમાં આજ પાઠ હતો, અને પછીના લેખોનો 'સંપન્ન' પાઠ લખનારની ભૂલનું જ પરિણામ હતું. આ બાબત ઉપર ચર્ચા કરવાનું કારણ એ છે કે જો 'સપત્ન' પાઠ કબૂલ કરીએ તો 'મૈત્રકાણામ' શબ્દનો, પછીના સમાસ સાથે અર્થ બેસાડી શકાતો નથી, અને તેને 'અભવત્' ક્રિયાપદ જે આપ્યું નથી, પણ વાક્યની પૂર્તિ માટે આપણે આપવું પડે, તે સાથે જોડવો પડે. मैत्रकाणाम् ( એટલે, मैत्रकेषु ) भटार्कोऽभवत् એમ પ્રમાણે આ ભાગનો અર્થ કરીએ, અથવા मैत्रकाणाम् પછી वंशे ઉમેરીએ તોપણ એટલું તો જણાઈ આવે છે કે વલભી રાજાઓનો પૂર્વજ ભટાર્ક પોતે મૈત્રક વંશનો હતો.

## अक्षरान्तर

### पतरूं पहेलुं

१ ओं[1] स्वस्ति [ ॥ * ] वलभीतः प्रसभप्रणत [ । * ] मित्राणां[2] मैत्रकाणामतुलबल-सपत्नमण्डलाभोगसंसक्त–

२ संप्रहारशतलब्धप्रतापः प्रतापोपनतदानमानार्ज्जवोपार्जितानुरक्तमौलभूतमित्रश्रेणी[4]–

३ बलावाप्तराज्यश्रिः[5] परममाहेश्वरः श्रीसेनापतिभटक्कस्तस्य[6] सुतस्तत्पादरजोरुणावनत–

४ पवित्रीकृतशिराः शिरोवनतशत्रुचूडामणिप्रभाविच्छुरितपादनखपंक्तिर्दीधितिः[7] दीना-नाथजनो–

५ पजीव्यमानविभवः परममाहेश्वरस्सेनापतिधरसेनस्तस्यानुजस्तत्पादाभिप्रशस्तविमलमौलि-

६ मणिर्म्मन्वादिप्रणीतविधिविधानधर्म्मा धर्म्मराज इव विहितविनयव्यवस्थापद्धतिरखि-लभुवनमण्डला–

७ भोगस्वामिना परमस्वामिना स्वयमुपहितराज्याभिषेकमहाविश्राणनावपूतराजश्रीःपरम

८ माहेश्वरो म ( । ) हाराजद्रोणसिंहः सिंह[8] इव तस्यानुजस्स्वभुजबलेन परगजघ-टानीकानामेक–

९ विजयी शरणैषिणां शरणमवबोद्धा शास्त्रार्थतत्वानांकल्पतरुरिव सुहृत्प्रणयिनां यथाभिलषित–

१० फलोपभोगद परमभागवतः परमभट्टारकपादानुद्ध्यातो महासामन्तमहाराजध्रुव-सेन [ : * ]

११ कुशली सर्व्वानेवायुक्तकविनियुक्तकद्रांगिकमहत्तरध्रुवस्थानाधिकरणिकदाण्डपाशिक-चाटभटादी–

१२ [9]समाज्ञापयत्यस्तु वस्संविदितं यथा हस्तवप्राहरण्यां[10] अक्षसरकप्रापीयहरियानकग्रामे

१३ [11]अपरोत्तरसीम्नि क्षेत्रखण्डचतुष्टयं पूर्व्वोत्तरसीम्नि क्षेत्रखण्डचतुष्टयं[12] एवं क्षेत्रख-ण्डान्यष्टौ–

१४ यत्र पादावर्त्तशतत्रयं पा ३०० अस्मिन्नेवं[13] ग्रामे [14]अपरोत्तरसीम्नि जमलवापि[15] चर व [ । * ] रिंशत–

१५ पादावर्त्तपरिसरा द्वितीया वापि[16] त्रिंशत्पादावर्त्तपरिसेरी एवमेकत्र सर्व्वे [ शुं ]

---

१ मूળતામ્રપત્ર ઉપરથી– २ ચિહ્નરૂપે છે ३ વાંચો મિત્રાણાં. ४ पार्जितानुरागोनुरक्त. ५ વાંચો श्रीः ६ વાંચો भटार्कस्तस्य. ७ વાંચો पंक्तिर्दीधितिर्दीनां ८ વાંચો सिंह. ९ વાંચો स्समा १० વાંચો हरण्यामक्ष ११ વાંચો ऽपरोत्तर १२ વાંચો ष्टयमिव १३ વાંચો अस्मिन्नेव १४ વાંચો ऽपरोत्तरं १५ વાંચો यमलवापी १६ વાંચો वापी विंश-तिपावा १७ વાંચો सरैव १८ વાંચો सर्वम

पतरूं बीजुं

१६ पादावर्त्तशतत्रयं [ ष ]ष्ट्यधिकं¹ अत्रैव वास्तव्यब्राह्मणधम्मिलाय दर्भस-
१७ गोत्राय वाजिसनयसब्रह्म[ चारि * ]णे मातापित्रोः पुण्याप्यायना [ या * ]
त्मनश्चै [ हि * ] कामुष्मिक ( । ) यथाभिलषित-
१८ फलावासनिमित्तमाचन्द्राकार्ण्णवक्षितिस्थिति सरित्पर्व्वतसमकालिनं¹ पुत्रपौत्रान्वयभोग्यं
१९ दानकरविष्टोलककरविशुद्धं भूमिच्छिद्रन्य [ । ] येनं उदकातिसर्गेण ब्रह्मदायो
तिसृष्टः [ । × ] यतः
२० ब्रह्मदेयस्थित्या भुंजतः कृषतः कर्षयतः प्रदिशतश्च न केनँचित्स्वल्पाप्याबाधा विचारणा वा
२१ कार्य्यस्मद्वंशजैरागामि [ भ ] द्रनृपति [ भि × ] श्च सामान्यभूमिदानफलमगवच्छ-
द्भिरयंमस्मिद्दायोर्नु –
२२ मन्तव्य[ः । × ] यश्चाच्छिन्द्य [ । × ] दाच्छिद्यमानं वानुमोदेत्स पंचभिर्म्महापा-
तकैः सोपपातकेस्संयुक्तस्स्यात् [ । + ]
२३ अपि चात्र व्यासगीताः श्लोका भवन्ति ॥ षष्ठिं'' वर्षसहस्राणि स्वर्गे'' मोदति भू-
मिदः [ । × ] आच्छेता चानु-
२४ मन्त [ । × ] च ताण्येवं नरके वसेत् [ ॥ × ] स्वदत्त [ । × ] परदत्तां वा
यो हरेत वसुन्धरां [ । × ] गवां शतसह [ स्र × ] स्य हन्तुः प्र [ । * ] प्नोति
२५ किल्बिषम् [ ॥ × ] यानीह द्रारिद्रनयान्नरन्द्रैः'' धनानि धर्म्मायतनीकृतानि
[ । * ] निर्म्मोरयवान्तप्रतिमानि तानि
२६ को नाम साधुः पुनराददाति [ ॥* ] पुर्व्वदत्तां द्विजातिभ्यो यत्नाद्रपे' बुधिष्ठिरे'
[ । ] मही महिवतां श्रेष्ठ
२७ दानाच्छ्रेयोनुपालनमिति [ । ] स्वहस्तो मम महासामन्तमहाराजध्रुवसेनस्य [ ॥ * ]
२८ दूतकः प्रतीहारमम्मकः [ ॥ * ] लिखितं किक्ककेनति'' [ ॥ * ]
२९ सं २०० ७
३० वैशाख ब १० ९ [ ॥ * ]

१ वांचो कर्मत्रैव २ वांचो वाजसनेय ३ वांचो फलावाप्तिनिमित्तमाचन्द्रार्काणेव ४ वांचो कालीनं ५ वांचो न्यायेनोदका ६ वांचो यतो ७ वांचो केनचि ८ वांचो रयमस्मदायोनुमन्तव्यः ९ वांचो पञ्चभि १० वांचो पातकैः ११ वांचो षष्टिं १२ वांचो स्वर्गे १३ वांचो आच्छेता १४ वांचो तान्येव १५ वांचो दारिद्र्यभयान्नरेन्द्रैर्धनानि १६ वांचो पूर्व १७ वांचो द्वक्ष १८ वांचो युधिष्ठिर १९ वांचो महिमतां २० वांचो केनेति

'ભાષાન્તર'

( પંક્તિ ૧ ) ૐ સ્વસ્તિ ! વલભીમાંથી.

( પોતાના ) શત્રુઓને બળથી નમાવનાર મૈત્રકોના કુળમાં, અતુલ બળસંપન્ન મહાન શત્રુમંડળ સાથે કરેલાં અસંખ્ય યુદ્ધોમાં પ્રતાપ પ્રાપ્ત કરનાર, પોતાના પ્રતાપથી નમન કરનારનો, નિષ્પક્ષપાતથી દાન અને માનાર્પણથી અનુરાગ મેળવનાર, અને અનુરક્ત મૌલ–સૈનિકો અને મિત્રોની શ્રેણીના બળથી રાજ્યશ્રી પ્રાપ્ત કરનાર, પરમ માહેશ્વર, સેનાપતિ શ્રીભટ્ટારક જન્મ્યો હતો.

( પંક્તિ ૩ ) તેનો પુત્ર, જેનું નમન કરતું શિર તેના પિતાના ચરણની રજથી રક્ત બનીને પવિત્ર થયું હતું, જેના પાદ નખનું તેજ શત્રુઓનાં નમન કરતાં શિર પરના ચૂડા-મણિની પ્રભા સાથે ભળતું, ( અને ) જેની લક્ષ્મીનો દીન અને અનાથ જનોથી ઉપભોગ થતો તે પરમ–માહેશ્વર સેનાપતિ ધરસેન હતો.

( પંક્તિ ૫ ) તેનો અનુજ, જેના વિમળ મુગટમણિ( પોતાના જ્યેષ્ઠબન્ધુ )ના ચરણને પ્રણામ કર્યાથી ( અધિક ) પવિત્ર થયો હતો, જે મનુ આદિથી નિર્માણ થએલાં વિધિવિધાન-માં પરાયણ હતો, જે સદાચારના નિયમનો માર્ગ ધર્મરાજ ( યુધિષ્ઠિર ) માફક બતાવતો, જેનો રાજ્યાભિષેક, અખિલ ભુવનના મહાન મંડળના સ્વામિ, પરમસ્વામિથી જાતે જ થયો હતો, અને જેણે ( પોતે) દાનથી રાજ્યશ્રી પવિત્ર કરી તે પરમ માહેશ્વર, મહારાજ દ્રોણસિંહ હતો.

( પંક્તિ ૮ ) તેનો અનુજ, જેણે પોતાના બાહુબળથી શત્રુની ગજ( સમાન )સેનાનો સિંહની માફક પરાજય કર્યો હતો, જે શરણાગતનો આશ્રય હતો; જે શાસ્ત્રનું તત્ત્વ જાણતો, ( અને ) જે કલ્પતરૂની માફક મિત્રો અને પ્રણયિજનોને અભિલાષ અનુસાર વૈભવ ફળનો ઉપભોગ આપતો, તે પરમભટ્ટારકનો પાદાનુધ્યાત ભગવતનો પરમભક્ત, મહાસામન્ત, અને મહારાજ ધ્રુવસેન, કુશળ હાલતમાં સર્વ આયુક્તક, નિયુક્તક, દ્રાંગિક, મહત્તર, ધ્રુવ, સ્થાના-ધિકરણિક, દાણ્ડપાશિક, ચાટ, ભટ આદિને ( નીચેનું ) શાસન કરે છે :—

( પંક્તિ ૧૨ ) તમને જાહેર થાઓ કે મ્હારાં માતાપિતાના પુણ્ય અર્થે અને આ લોકમાં અને પરલોકમાં ઈચ્છિત ફળ પ્રાપ્તિ અર્થે હસ્તવપ્રાહરણીમાં અક્ષસરકપ્રાપના હરિયાનક ગામમાં વાયવ્ય સીમાપર ચાર ખંડનું ક્ષેત્ર અને ઈશાન સીમાપર, ચાર ખંડ : આ પ્રમાણે ૮ ખંડ ભૂમિ જેમાં ત્રણસો પાદાવર્ત્ત પા. ૩૦૦ ( સમાએલાં છે )– અને તે જ ગામની વા-યવ્ય સીમા પર યમલવાપી, વિસ્તારમાં ૪૦ પાદાવર્ત્ત, અને એક બીજી વાપી વિસ્તારમાં ૨૦ પાદાવર્ત્ત– આમ એ જ ગામમાં એકંદર ત્રણસો સાઠ પાદાવર્ત્ત, તે ગામમાં વસતા, દર્ભગોત્રના વાજસનેય સબ્રહ્મચારી, ધમ્મિલ બ્રાહ્મણને, ચન્દ્ર, સુરજ, સાગર પૃથ્વી, નદીઓ અને પર્વતોના અસ્તિત્વકાળ સુધી, પુત્ર, પૌત્ર અને વંશજોના ઉપભોગ માટે, દાનના (રૂપમાં) કર અને વેઠના (રૂપમાં) કર મુક્ત, ભૂમિચ્છિદ્રના ન્યાય અનુસાર, પાણીના અર્ધ્યથી બ્રહ્મદાય તરીકે મેં આપ્યું છે.

( પં. ૧૯ ) " આથી બ્રહ્મદેય નિયમો અનુસાર તે ખેતી કરે, ખેતી કરાવે અથવા અન્યને સોંપે ત્યારે કોઇએ તેને લેશ પણ પ્રતિબંધ કરવો નહિ.

( પં. ૨૧ ) " અને અમારા વંશના કે અન્ય ભાવિ ભદ્રનૃપોએ ભૂમિદાનનું ફળ સર્વે નૃપોને સામાન્ય છે એમ માની, આ અમારા દાનને અનુમતિ આપવી.

પં. ૨૨ ) " અને જે આ દાન જપ્ત કરે અથવા તે જપ્ત કરવામાં અનુમતિ આપે તે પંચમહાપાતક અને અન્ય અલ્પ પાપોનો દોષી થશે.

( પં. ૨૩ ) આને માટે વ્યાસના રચેલા ( નિચેના ) શ્લોક છે—

[ ચાલુ શ્લોકમાંના ચાર શ્લોક. ]

( પં. ૨૭ ) આ મ્હારા મહાસામન્ત અને મહારાજ ધ્રુવસેનના સ્વહસ્ત છે. દૂતક પ્રતીહાર મમ્માક છે. આ ( દાનપત્ર ) કિક્કકથી લખાયું હતું. સંવત ૨૦૭. વૈશાખ વદિ ૧૫.

# ધ્રુવસેન ૧ નાં ભાવનગરનાં પતરાંઓ[1]

[ વલભી ] સંવત ૨૧૦ શ્રાવણ સુદ ૧૩

ભાવનગર દરબારે ૧૯૧૪ માં મુંબઈના પ્રિન્સ ઑફ્ વેલ્સ મ્યુઝીયમને ભેટ આપેલાં મૂળ તામ્રપત્રો જે હાલ ત્યાં રાખેલાં છે, તેના ઉપરથી આ લેખ હું પ્રસિદ્ધ કરૂં છું. મ્યુઝીયમને મળ્યા પહેલાંનો પતરાંનો ઇતિહાસ મળી શકતો નથી.

એક જ બાજુ પર લખેલાં અને દરેક ૧૧" પોહોળું અને ૬¾" ઉંચું એવાં બે પતરાંઓ છે. લખાણના રક્ષણ માટે કાંઠાઓ જરા વાળેલા છે, અને આખો લેખ સુરક્ષિત સ્થિતિમાં છે. પતરાંઓ સારી રીતે જાડાં છે તો પણ કેટલેક ઠેકાણે અક્ષરો ઊંડા હોવાથી પૃષ્ઠ ભાગમાં દેખાય છે. દરેકના ઉપર બે કાણાંઓ પાડેલાં છે. દરેક સામસામા કાણામાંથી પસાર કરેલી એક ત્રાંબાની ગોળ કડીથી પતરાંઓ એક છેડે જોડેલાં છે. બીજા છેડાના સામસામા કાણાંઓમાંથી એક ત્રાંબાનો વાળેલો સળીઓ પસાર કરેલો છે. આના છેડાઓ વલભીની લંબગોલાકૃતિની સામાન્ય મુદ્રા વડે બાંધી દીધેલા છે. આ મુદ્રા ૧⅞" લાંબી અને ૧¾" પોહોળી છે. અને તેના ઉપર વંશના સ્થાપકનું નામ છે. મુદ્રાની સપાટી કટાએલ હોવાથી લેખ ચોક્કસ પણે વાંચી શકાતો નથી. લેખ ઉપર મૈત્રકોનું ચિહ્ન નન્દી, જમણી તરફ મોઢું કરી ઉપડતી રીતે કોતરેલો છે. પતરાંઓ અને મુદ્રાનું કુલ વજન ૧૨૬ તોલા છે. પહેલા પતરા ઉપર ૧૩ અને બીજા ઉપર ૧૫ પંક્તિઓ છે અને આમાંની છેલ્લી બે પંક્તિઓ લેખની તિથિ ટુંકામાં દર્શાવે છે.

પતરાંઓના ઉપરના વર્ણનથી તેમ જ આ લેખ સાથે આપેલી પ્રતિકૃતિ ઉપરથી વાંચનારને જણાશે કે આજ સુધીમાં પ્રસિદ્ધ થએલ તે જ વંશનાં અસંખ્ય પતરાંઓમાં અને વલભીનાં આ પતરાંઓમાં મુખ્ય બાબતોમાં ફેર નથી. આ સાથેના પ્રતિલેખ ઉપરથી પણ જણાશે કે તે આ માસિકના પહેલાના અંકમાં ડા. સ્ટેન કોનોએ પ્રસિદ્ધ કરેલાં ધ્રુવસેનનાં પાલિતાણાનાં તે જ વર્ષનાં પતરાંઓને લગભગ મળતો જ છે અને જુદાપણું ફક્ત દાન પૂરતું જ છે.

વલભી રાજાઓના વંશજ મહાસામન્ત મહારાજ ધ્રુવસેન(૧)નો આ લેખ છે. તેમાં લખેલું શાસન વલભી, એટલે સાધારણ રીતે મનાતું હાલનું કાઠિઆવાડના વળા શહેરમાંથી કાઢ્યું હતું. હસ્તવપ્ર–આહરણીમાં છિદ્દકપદ્રક નામના ગામની કેટલીક જમીન યજ્ઞાદિ કાર્ય માટે વલાપદ્રના રહીશ એક બ્રાહ્મણને ધ્રુવસેને દાનમાં આપી હતી તેનું વર્ણન કરવાનો હેતુ આ લેખનો છે. હસ્તવપ્ર એટલે હાલનું હાથબ, સિવાય ગામના બીજાં નામો ઓળખી શકાતાં નથી. લેખની તિથિ સંવત ૨૧૦( વલભી સંવત સાથે સરખાવતાં ઈ. સ. ૫૨૯ )ના શ્રાવણ શુદ ૧૩ છે. સમય આંકડાઓમાં આપ્યો છે.

---

૧ એ ઈ. વૉ. ૧૫ પા. ૨૫૫ નં ૧૨ વી એસ. સુખથંકર

## अक्षरान्तर

### पहेलुं पतरूं

११ ....... महासामन्तमहाराजध्रुवसेन[1] कुशली सर्व्वानेव स्वानायुक्तकविनि–

१२ युक्ताचाटभटद्राङ्गिकमहत्तरध्रुवादि[2] करणिकदाण्डपाशिकादीनन्यांश्च यथासंबद्ध्य–

१३ मानकान्बोधयत्यस्तुं[3] वो विदितं यथा हस्तवप्राहारण्यां छेदकपद्रक–

### बीजुं पतरूं

१४ ग्रामे पूर्व्वसीम्नि चद्द्रवकस्कम्भ[प्य]कप्रत्ययपादावर्त्ता[4]पंचाशामालाकारोत्तरसिम्नि[5]

१५ षोडशपादावर्त्तपरिसरोदुम्बरकूपश्च सभूतवातसहिरण्यादेयं वलापद्रवास्तव्य–

१६ ब्राह्मण णण्णाय मोनेसगोत्राय छन्दोगसब्रह्मचारिणे मया मातापित्रोः पुण्याप्यायनाय

१७ आत्मनश्चैहिकामुष्मिकयथाभिलषितफलावाप्तिनिमित्तमाचन्द्रार्क्कार्णवक्षितिस्थिति सरित्प र्व्वतास्थितिस–

१८ मकालीनः पुत्रपौत्रान्वांयभोग्यं बलिचरुवैश्वदेवाद्यानां क्रियाणां समु त्सर्प्प- णार्त्थमुदकातिसर्ग्गेण

१९ ब्रह्मदायो निसृष्टः [ । ] यतोस्योचितया ब्रह्मदायस्थित्या भुजतः कृषतः कर्षयतः प्रदिशतो वा

२० न कैश्चित्स्वल्पाप्याबाधा विचारणा वा कार्य्यास्मद्वंशजैरागामिभद्रनृपतिभिश्चानि- त्यान्यैश्वर्य्याण्य–

२१ स्थिरं मनुष्यं सामान्यं च भूमिदानफलमवगच्छद्भिरयमस्मद्दायोनुमन्तव्य [ : । ] यश्चाच्छिन्द्या–

२२ दाच्छिद्यमानं वानुमोदेत्स पंचभिर्म्महापातकैस्सोपपातकैस्संयुक्तस्स्या [ द । ] पि चैत्रं व्यासगीता [ : ] श्लोका

२३ भवन्ति [ ॥ ] बहुभिर्व्वसुधा भुक्ता राजभिस्सगरादिभिः [ । ] यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं [ ॥ ]

२४ षष्ठिं वर्षसहस्राणि स्वर्गे मोदति भूमिदः [ । ] आच्छेत्ता चानुमन्ता च तान्येव नरके वसेत् [ ॥ ]

२५ स्वदत्तां परदत्तां वा यो हरेत वसुन्धरां [ । ] गवां शतसहस्रस्य हन्तुः प्राप्नोति किल्बिषम् [ ॥ ]

२६ स्वहस्तो मम महासामन्तमहाराजध्रुवसेनस्य [ ॥ ] दूतकः प्रतीहारमम्मकः [ ॥ ] लिखितं किक्केन [ ॥ ]

२७ सं २०० १० श्रावणबहुल

२८ १० ३ [ ॥ ]

---

१ आहिं सुधी अक्षरांतर ध्रुवसेन, १ लाना [ संवत २१० ] पालिताणा ताम्रपत्रनी साथे सरखुं व्य छे. [ जुओ पो. ११ पानुं १०५ ] २ वांचो युक्त ३ वांचो घि ४ वांचो त्यस्तु ५ वांचो सीम्नि ६ वांचो मानवस ७ वांचो न्व ८ वांचो णार्त्थमु ९ वांचो भुंजतः १० वांचो मानुष्यं ११ वांचो मं १२ वांचो चैत्र १३ वांचो नां

## ભાષાન્તર

[ પં. ૧-૧૨ ચાલુ પ્રસ્તાવના સમાવે છે. તરજુમા માટે, ઉદાહરણ તરીકે ડા. સ્ટૈન કોનો-થી પ્રકટ થએલા પાલિતાણા તામ્રપત્ર નં. ૧ ની શરૂઆતની પંક્તિઓના તરજુમા સાથે સરખાવો. એ. ઈ. વો. ૧૧ પાનું ૧૦૮ ]

( પંક્તિ ૧૩-૧૮ ) તમને જાહેર થાઓ કે મારાં માતાપિતાના પુણ્યની અભિવૃદ્ધિ અર્થે અને મારા આ લોક તેમ જ પરલોકમાં ઇચ્છિત ફળની પ્રાપ્તિ અર્થે, હસ્તવપ્રાહરણીમાં છેદ્દક-પદ્રક ગ્રામમાં પૂર્વ સીમા પર ૫૦ ( પચાસ ) પાદાવર્ત્ત જે ચક્કવક-સ્કમ્ભકયકની માલિકીનાં છે અને, માલાકારની ઉત્તર સીમા પર ૧૬ પાદાવર્ત્ત વિસ્તારનો ઉદુમ્બર સહિત કૂપ, ભૂત, વાત, હિરણ્ય અને આદેય સહિત, બલિ, ચરૂ, વૈશ્વદેવ આદિ વિધિ અનુષ્ઠાન માટે વલ્લાપદ્રના નિવાસી માણવગોત્રના, છન્દોગ-સબ્રહ્મચારી બ્રાહ્મણ ગુણગુને, ચન્દ્ર, સૂરજ, સાગર, પૃથ્વી, નદીઓ, અને પર્વતોના અસ્તિત્વકાળસુધી, પુત્ર, પૌત્ર, પરંપરાના ઉપભોગ માટે પાણીના અર્ધ્યથી બ્રહ્મ-દાય તરીકે મારાથી અપાયાં છે.

( પંક્તિ ૧૯-૨૦ ) આથી બ્રહ્મદાયના નિયમાનુસાર, તે ખેતી કરે, ખેતી કરાવે અથવા અન્યને સોંપે ત્યારે તેને કોઇએ લેશ પણ પ્રતિબંધ કરવો નહિ.

( પંક્તિ ૨૧-૨૫-ચાલુ ઉપદેશ અને શાપ સમાવે છે. )

( પંક્તિ ૨૬ ) આ મારા મહાસામન્ત મહારાજ ધ્રુવસેનના સ્વહસ્ત છે. દૂતક પ્રતીહાર મમ્મક છે. કિક્કકથી લખાયું.

( પંક્તિ ૨૯-૨૮ ) સંવત ૨૧૦ શ્રાવણ શુદિ ૧૩ ને દિને

# ધ્રુવસેન ૧ લાનાં પાલિતાણાના પતરાંઓ[1]

[ વલભી ] સંવત ૨૧૦ શ્રા. સુ. ૧૫=૫૨૮ ઈ. સ.

આ પતરાંઓનું વર્ણન રાય બહાદુર વિ. વેંકય્યએ આ પ્રમાણે આપ્યું છેઃ–" "કડી અથવા મુદ્રા વગરનાં બે પતરાંઓ છે અને તે દરેકમાં કડીનાં કાણાં છે. પહેલા પતરાના ડાબી બાજુના વળીઆના ખૂણાનું કડીનું કાણું સંપૂર્ણ નથી, તેની નીચેનો થોડો ભાગ ભાંગી ગયો છે. દરેક પતરાની એક બાજુ ઉપર લખેલું છે. થોડી જગ્યાએ કારીગરનાં હથીયારની નિશાનીઓ બન્ને પતરાંની પાછળના ભાગમાં પણ જણાય છે. પતરાંઓની લંબાઈ ૧૦½" થી ૧૦⅞"ની અને ઉંચાઈ ૯" થી ૯⅞" સુધીની છે. દરેક અક્ષરની ઉંચાઈ લગભગ ⅛" છે. દરેક પતરા ઉપર સુંદર રીતે કોતરેલી ૧૪ પંક્તિઓ છે, અને તે સુરક્ષિત સ્થિતિમાં છે.

હસ્તવપ્ર-આહરણીમાં આવેલી, ભલ્લર નામના ગામડાની અને આમ્રિલિકા તળાવની નૈઋત્ય-કોણની સરહદ ઉપર વિશાખ નામનો બ્રાહ્મણ ખેડતો હતો તે ૪૨૦ ખેતરની જમીન, તથા અક્ષરસરકમાંથી જઈ શકાતાં વસુકીય ગામડાંની સરહદ પર ઉત્તર દિશામાં ૫૦ પાદાવર્ત્તોનું દાન સિંહપુરના રહીશ વાજસનેય( શાખા )ના શિષ્ય, જાવાલ ગોત્રના બ્રાહ્મણ વિષ્ણુશર્મનને કરેલું તે મંજુર કરતું આ શાસન મહાસામન્ત મહારાજ ધ્રુવસેને વલભીમાંથી કાઢયું હતું. ભલ્લર અને વસુકીય નામનાં ગામડાંઓ હું ઓળખાવી શકતો નથી. વસુકીયને અક્ષરસરક–પ્રાવેશ્ય કહેલું છે. આ ગણેશગઢનાં સંવત ૨૦૭ નાં પતરાંઓમાંનાં 'અક્ષરસરક–પ્રાપીય' જેનો અર્થ પ્રોફેસર હુલ્શ " અક્ષરકપ્રાપનું " એવો કરે છે, તેને મળતું આવે છે. સંવત ૨૪૮ના ગુહસેને આપેલાં તામ્રપત્ર[2] ૫૨ નાં દાનની ૫ મી લીટીમાં લખેલ " વટસ્થલીકા પ્રાપીય " સાથે સરખાવીને આવો અર્થ કર્યો છે. મહાસુદેવના ખરીઆરનાં પતરાંઓમાં આવતા 'પ્રાવેશ્ય ' શબ્દનો અને પ્રાપીયનો એકજ અર્થ થાય છે એમ ચોક્કસ જણાય છે. પરંતુ ' અચાત–ભટ–પ્રાવેશ્ય ' એ સાધારણ વાકયમાં જે અર્થ થાય છે તે સિવાય બીજો અર્થ હોવા સંભવ નથી. તો પછી ' પ્રાપીય ' ' પ્રાપ્ય ' નું પ્રાકૃત રૂપ હોવું જોઈએ.[4] તે પ્રમાણે ' અક્ષસરક પ્રાવેશ્ય ' નો અર્થ હું " અક્ષસરકમાં થઈને જેમાં પ્રવેશ થાય છે " એટલે અક્ષસરકની સરહદ ઉપર એવો કરીશ.

અક્ષરસરકની સ્થળ–સીમા હું નકકી કરી શકતો નથી. આ શબ્દનો છેલ્લો ભાગ કદાચ સરક એટલે સરોવર, તળાવ હોય. બાકીનાં સ્થળોમાં વલભી અને હસ્તવપ્રાહરણી વિષે ઉપર કહેલું છે. આમ્રિલિકાનો અર્થ "ઘણા આંબાઓવાળુ" એવો થતો હશે. બોમ્બે બ્રે. રો. એ.સો. જર્નલ, વોલ્યુમ. ૧૦ પા. ૭૭ માં પ્રસિદ્ધ કરેલાં ધરસેન ૪ થાનાં સંવત ૩૨૬ નાં પતરાંઓમાં પણ દાન લેનારના નિવાસસ્થાન સિંહપુરનું વર્ણન છે. તે હાલનું ૨૧°૪૩' ઉત્તરે અને ૭૨૦ પૂર્વમાં આવેલું સિહોર છે.

પ્રથમના દાન પ્રમાણે, પ્રતીહાર મમ્મક દૂતક છે, અને લેખક કિક્કક છે. ઈ. સ. ૫૨૯ ને મળતા ( વલભી ) સંવત ૨૧૦ ના શ્રાવણ શુદ ૧૫ ને દિવસે દાન આપેલું છે.

---

૧ એ. ઈ. વો. ૧૧ ન. ૯ પા. ૧૦૯–૧૦ પ્રો. સ્ટેન કોનો ૨ ઈ. એ. વો. ૫ પા. ૨૦૬ ૩ એ. ઈ. વો. ૯ પા ૧૯૨ અક્ષરાન્તર પં ૪. ૪ એ. ઈ. વો ૧૧ પા. ૮૧ અને નોટ

## अक्षरान्तर

### पहेलुं पतरूं

१ ॐ[1] स्वस्ति [ ॥ * ] वलभीतः प्रसभप्रणतामित्राणां मैत्रकानामतुलबलसपत्नमण्डलाभोग

२ संसक्तसंप्रहारशतलब्धप्रतापः प्रत ( ता ) पो पनतदानम ( मा ) नार्ज्जवोपार्जि तानुर ( रा ) गोनुरक्त–

३ म ( मौ ) लभृतमित्रश्रेणीबलाव ( वा ) प्त राजश्रीः[2] परममाहेश्वरस्सेनापति श्री भटक्कः

४ तस्य सुतस्तत्पादरजोरुणावनतपवित्रीकृतशिराश्शिरोवनतशत्रुचुडामणी ( णि )

५ प्रभाविच्छुरितपादनखपंक्तिदीधितिः दि ( दी )ना नाथजनोपजीव्यम ( मा ) नविभवः

६ परममाहेश्वरस्सेनापतिधरसेनस्तस्यानुजस्तत्पादाभिप्रणामप्रशस्तविमल-

७ मौलिमणी( णिर् )र्म्मन्वादिप्रणीतविधिविध ( धा ) नधर्म्मराज इव विहित विनयव्य ( अ ) वस्था प–

८ द्धतिरखिलभुवनमण्डलाभोगस्वामिना परमस्वामिना स्वयमुपहितराज्याभिषेक-

९ महा विश्रा ( श्रा ) णनपूतराज्यश्रीः परममाहेश्वरो महाराजद्रोणसिंह सिंस( ~ * )ह इव

१० तस्यानुजस्स्वभुजबलेन परगजघटानीकाना( ~ )मेकविजयी शरणैषिणा [ * ] शरण –

११ मवबोद्धा शास्त्रार्थतत्वानां कल्पतरुरिव सुहृत्प्रणयिनां यथाभिलपितफला-

१२ भोगदः परमभ ( आ ) गवतः परमभट्या ( ट्टा ) रकपादानुद्ध्यातो महासामन्त महाराज ध्रुव

१३ सेनः कुशली स ( अ ) र्व्वा नेव स्वानायुक्तकविनियुक्तक च ( चा ) टभटद्रा-ङ्गिकमहत्तर–

१४ ध्रुवाधिकरणिकदाण्डपाशिकादीनन्यांश्च यथा संबन्ध्यामानक ( का ) ननुदर्श-

१ चिह्न रूपे २ वांचो काणा ३ वांचो राज्यश्रीः ४ वांचो आवपूत

## बीजुं पतरूं

१५ यत्यस्तु वो विदी ( दि ) तं यथा सिंहपुरवास्तव्य ब्राह्मण विष्णुशर्म्मणे

१६ ज्याबालसगोत्राय वाजिसनेयसब्रह्मचारिणे हस्तवप्राहरण्या [ ‐ * ] भल्लर-

१७ ग्रामापरदक्षिणसीम्नि ब्राह्मणविशाखप्रभुक्तककरदक्षेत्रं द्वादशपादा-

१८ वर्त्त परिसराम्रिलिका वापि ( पी ) तथाक्षसरकप्रावेश्यवमुर्कीयग्रामोत्तर-

१९ सीम्न् [ ि ] पादावर्त्ताः पंचाशद्भुक्तभुज्यमानकाः एतन्मया मात ( ता ) पित्रोः पुण्या-

२० प्यायनायात्मनश्चैहिकामुष्मिकयथाभिलषितफल ( ला ) वाप्तिनिमित्त [ ‐ * ] पूर्व्वाचार-

२१ स्थित्यानुमोदे ( दि ) तं यतोस्य भुंजतः कृषतः कर्षयतः प्रदिशतो वान कैश्चि [ त् ]

२२ परिपन्थना कार्य्यास्मद्वंशजैराग् [ ा ] मि भद्रनृपतिभिश्च साम ( मा ) न्यं भु ( भू ) मिदान फलमव-

२३ गच्छद्भिरयममस्मदनुमती[1] मन्तव्या ( ॥ * ) भवन्ति चात्र व्यासगीताः श्लो-का भवन्ति ( : )

२४ बहुभिर्व्वसुधा भुक्ता राजभिस्सगरादिभिः [ । * ] यस्य यस्य यदा भूमि-स्तस्य तस्य तदा

२५ फलं ( ॥ * ) षष्ठिं वर्षसहस्राणि स्वर्गे मोदति भूमिदः ( । * ) आच्छेत्त्स ( त्ता ) चानुमन्त ( ता ) च त ( ता ) न्ये ( व ) नरके वसे ( ॥ * )

२६ स्वदत्ता ( ‐ ) परदत्तां वा यो हरेत वसुन्धरां ( । ) गवा [ ‐ ] शतसहस्रस्य हन्तुः प्र ( प्रा ) प्नोति किल्बिषं ( ॥ )

२७ स्वहस्तो मम मह ( हा ) सामन्त मह ( हा ) राजध्रुवसेनस्य ( ॥ ) दूतकः प्रतीहारमम्मकः ( ॥ ) लिखितं किक्ककेन ( ॥ ) सं २०० १०

२८ श्रावण शु १० ५

१ वांचो ऽयमस्मदनुमतिरनुमन्तव्या

ભાષાન્તર

( ૧–૧૪ પંક્તિઓ સંવત ૨૦૬ ના દાનપત્રની શરૂઆતને લગભગ મળતી જ છે. )

( પં. ૧૫ ) તમને જાહેર થાઓ કે, સિંહપુરના વતની, જ્યાબાલ ગોત્રના, વાજસનેય શાખાના બ્રાહ્મણ વિષ્ણુશર્મનને નીચેની મિલ્કત નામેઃ—ભલ્લર ગામમાં, હસ્તવપ્ર આહરણિમાં નૈઋત્ય સીમા પર બ્રાહ્મણ વિશાખના ભોગવટાનું ૪૨૬ ક્ષેત્ર ( ખેતર ) અને ૧૨ પાદાવર્ત વિસ્તારવાળી આમ્રિલિકા વાપી; તેમજ અક્ષસરક સુધીની હદવાળા વસુકીય ગામની ઉત્તર સીમામાં ૫૦ પાદાવર્ત; જેનો તે પહેલાં ઉપભોગ કરતો તેમજ હાલ પણ ઉપભોગ કરે છે તેને માટે મેં, મારાં માતાપિતાના પુણ્યવૃદ્ધિ અર્થે તથા આ લોકમાં તેમ જ પરલોકમાં મનવાંછિત ફલપ્રાપ્તિ માટે, પૂર્વના ઉપભોગ( ભોગવટા )ના નિયમો અનુસાર અનુમોદન આપ્યું છે. આથી કરીને જ્યારે તે ત્હેનો ઉપભોગ કરતો હોય, ખેતી કરતો હોય, ખેતી કરાવતો હોય અથવા બીજાને સોંપતો હોય ત્યારે કોઈ પણ માણસે તેને પ્રતિબંધ કરવો નહિ. આ અમારા અનુમોદનને અમારા વંશજો અને ભાવિધર્મી નૃપોએ, ભૂમિદાનનું પુણ્ય સામાન્ય ગણી, અનુમતિ આપવી જોઇએ.

( પં. ૨૩ ) આને માટે વ્યાસના રચેલા શ્લોકો પણ છે. પૃથ્વીનો ઉપભોગ કર્યો છે, વગેરે ... ... ... ભૂમિદાન દેનાર વગેરે ... ... પોતે કરેલું અથવા અન્ય જને કરેલું ભૂમિદાન જે હરે છે તે શતસહસ્ર ( લક્ષ ) ગાયો મારવાનો અપરાધી બને છે.

( પં. ૨૭ ) મ્હારા—મહાસામન્ત મહારાજ ધ્રુવસેનના—હસ્તાક્ષર. દૂતક પ્રતીહાર મમ્મક. લખનાર કિક્કક. સંવત ૨૧૦, શ્રાવણ, સુદિ ૧૫.

નં० ૨૪

# ધ્રુવસેન ૧ લાનાં તામ્રપત્રો*

સંવત ૨૧૦ ભાદ્રપદ વદિ ૯

આ શાસનનું પહેલું પતરૂં પાલીતાણામાં શત્રુંજય દરવાજા પાસેના તળાવમાંથી ગાળ કાઢતી વખતે મળી આવ્યું હતું. સ્વસ્થાન ભાવનગરના દરબારે તે પતરૂં મુંબઈમાંના પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝીયમને ઈ. સ. ૧૯૧૮ માં ભેટ આપેલું છે.

બીજું પતરૂં કાઠીયાવાડના ગોહિલવાડ પ્રાંતમાંના પાલીતાણાથી નૈઋત્ય ખૂણે ૧૦ માઇલ ઉપર આવેલા ઐયાવેજ નામના નાના ગામડામાંથી મી. ટયુડર ઓવન આઇ. સી. એસ. એડમીનીસ્ટ્રેટર પાલીતાણા સ્ટેટ ને ઇ. સ. ૧૮૯૪ માં મળ્યું હતું અને તે અત્યારે રાજકોટમાંના વોટસન મ્યુઝીયમ ઓફ એન્ટીકવીટીઝમાં સુરક્ષિત છે.

બન્ને પતરાંની એક જ બાજુએ લેખ કોતરેલો છે. પતરાનું માપ ૧૦$\frac{3}{4}$ ઇંચ પહોળાઇ અને ૬$\frac{3}{4}$ ઇંચ ઉંચાઈ છે. પતરાંની કોર સ્હેજ ઉપડતી છે અને તે બન્ને સુરક્ષિત છે. અક્ષરો ઉંડા કોતરેલા છે અને પતરાંની બીજી બાજુએ દેખાય છે. કોતરકામ સારી રીતે કરવામાં આવ્યું છે. પહેલા પતરાનું વજન ૫૬ તોલા છે. પતરાંના નીચલા અને ઉપલા છેડા ઉપર બબ્બે કાણાં સાથે બાંધવા માટે તેમ જ સીલ માટે છે. બન્ને પતરાંમાં ૧૫ લીટી કોતરેલી છે.

સં. ૨૧૦ માં ધ્રુવસેન ૧ લાએ આપેલા દાનની હકીકત આમાં છે. (૧) નગરકના રહેવાસી, આત્રેય ગોત્રના, અને વાજસનેય શાખાના શાન્તિશર્મન્ નામના બ્રાહ્મણને સુરાષ્ટ્રમાંના ભદ્રેણિકા ગામના આમ્રખૂણાના પાદરમાંની દસ પાદાવર્ત્ત જમીન આપેલી હતી (૨) તેમજ તેજ બ્રાહ્મણના ભાઈ દેવશર્મન્ ને તે જ પાદરમાં ૧૦૦ પાદાવર્ત જમીન, અને બાર પાદાવર્ત ક્ષેત્રફળવાળું વાપી ભોલ્લર આપેલું હતું. વાપી ભોલ્લરનો અર્થ ખાત્રીપૂર્વક આપી શકાતો નથી પણ માટીથી ભરી દીધેલ વગર વપરાશની વાવ હોય એમ સંભવ છે. ભદ્રેણિકા અત્યારે મળી શકતું નથી જ્યારે નગરક ઘણું કરીને નાગર બ્રાહ્મણોનું મૂળ વતન વડનગર હોય એવો સંભવ છે.

દૂતક રુદ્રધર હતો. આની પહેલાનાં દાનપત્રોમાં દૂતક મમ્મક આપેલો છે. જ્યારે આ અને આની પછીનામાં રૂદ્રધર આપેલ છે. લેખક બધાં શાસનોમાં તેમજ આમાં કિક્કક છે.

* પહેલું પતરૂં એ. ઈ. વો. ૧૭ પા. ૧૦૮ ડો. વી. એસ સુકથંકર
બીજું પતરૂં એ ઈ. વો ૧૯ પા. ૧૨૫ મી. ડી. બી. દીસકલકર

## अक्षरान्तर

### पतरूं पहेलुं

१२ ...... महासामन्तमहाराजध्रुवसेन × कुशली सर्व्वानेव स्वानायुक्तक-

१३ विनियुक्तकमहत्तरद्रांगिकध्रुवस्थानाधिकरणिकादीनन्यांश्च यथासंबद्ध्यमानकान-

१४ नुदर्शयत्यस्तु वस्संविदितं यथा सुराष्ट्रायां भद्रेणिकाग्रामस्य पूर्व्वदक्षिणसिम्नि

१५ पादावर्त्तशतं नगरकवास्तव्यशान्तिशर्मणे आत्रेयगोत्रायवाजि-

### पतरूं बीजुं

१६ सनेयसब्रह्मचारिणे तथा अस्यैव भ्रात्रे देवशर्मणे अस्यामेव सीम्नि

१७ पादावर्त्तशतं वापीभोल्लरं च द्वादशपादावर्त्तपरिसरं मया मातापित्रो * पुण्याप्याय

१८ ना[ या ] त्मनश्चैहिकामुष्मिकयथाभिलषितफलावाप्तिनिमित्तमाचन्द्रार्क्कार्णव-क्षितिस्थितिसरि-

१९ त्पर्व्वतसमकालीनं पुत्रपौत्रान्वयभोग्यं बलिचरुवैश्य ( श्व ) देवाद्यानां क्रियाणा ( ां ) समुत्स-

२० र्प्पणार्त्थमुदकातिसर्ग्गेण निसृष्टं यतोनयो * पूर्व्वब्रह्मदेयस्थित्या भुंजतोः कृषतो [ : ]

२१ कर्षापयतो × प्रदिशतोर्व्वा न कैश्चिस्स्वल्पाप्याबाधा विचारणा वा कार्य्यास्मद्वंशजैश्चा-

२२ गामिनृपतिभिरपि अनित्यान्यैश्वर्य्याणि अस्थिरं मानुष्यं स [ र्व ] सामान्यं भूमिदानफा

२३ लं [ ल ]मवगच्छद्भिरयमस्मद्दायोनुमन्तव्यः यश्चाच्छिद्यादाच्छिद्यमानं वानुमोदे ( त )

२४ स पंचभिः महाप( ा )तकैः सोपपातकैः संयुक्तस्स्यादिति अपि चात्रव्यासगीत-

२५ श्लोका भवन्ति–षष्ठिं [ ष्टिं ] र्वसहस्राणि स्वर्ग्गे मोदति भूमिदः आच्छेत्ता चानुमन्ता च

२६ तान्येव नरके वसेत् [ ॥ १ ] स्वदत्तां परदत्तां वा यो हरेत वसुन्धरां स गवां शतसहस्र–

२७ स्य हन्तुः प्राप्नोति किल्पि[ ल्बि ]षम् ( ॥ २ ) बहुभिर्व्वसुधा भुक्ता राजभिः सगरादिभिः यस्य यस्य

२८ यदा भूमिस्तस्य तस्य तदा फलमिति ( म् ॥ ३ इति )= सं २०० १० भ ( ा ) द्रपद वदि ९ .... ( .। )

२९ स्वहस्तो मम महासामन्तमहाराजध्रुवसेनस्य–दूतको रुद्रधरः ( । ) लिखितं किक ( क )–

३० केन ( । )

---

१ आंही सुधीनुं अक्षरांतर ए. ई. वो ११ पा. १० पागे प्रसिद्ध थएलां ध्रुवसेन १ लानां पालिताणानां सं. २०६ ना ताम्रपत्रमांना अक्षरांतरने मळतुं आवे छे. मात्र पंक्ति १३ मां त्वामीप्रणाम ने बदले त्वादाभिप्रणाम अने दीना ने बदले मन्वादिना वांचवानुं छे. २ वांचो सीम्नि ३ आंहीथी बीजुं पतरुं संधाय छे. ए. ई. वो १९ पा. १२६. ४ काना वधारे छे. ५ वांचो वर्ष ६ म नकामो लख्यो छे.

નં૦ ૨૫

# ધ્રુવસેન ૧ લાનાં પતરાંઓ*

[ ગુપ્ત ] સંવત્ ૨૧૦ ભાદ્રપદ વદિ ૧૩

આ બે પતરાંઓ છે. દરેકનું માપ ૧૦½"×૬¼" છે–અને તે દરેક એક જ બાજુએ લખેલાં છે. મુદ્રાના ઉપલા અર્ધ ભાગમાં હંમેશ મુજબ ચપટ બેઠેલો નન્દી દેખાય છે. અને નીચલા અર્ધ ભાગમાં 'શ્રી–ભટક' એવા શબ્દો લખેલા છે. દરેક પતરાં ઉપર ૧૪ પંક્તિઓ લખેલ છે. ૨૭ મી પંક્તિમાં આપેલ તારીખ ઉપરથી ૨૦૦,૧૦ અને ૩ એવા આંકડાઓનાં ચિહ્નોના દાખલા મળે છે.

આ બધાં પતરાંઓ, પહેલેથી છેલ્લે સુધી, એપિગ્રાફિયા ઇંડીકા વૉ. ૧૧ પા. ૧૦૪ ઉપર પ્રો૦ સ્ટેન કોનોએ પ્રસિદ્ધ કરેલાં વલભીનાં પાંચ પતરાંઓમાંના પહેલા ગુપ્ત(સં. ૨૦૬)ને મળતાં આવે છે. પરંતુ અહિં, ધ્રુવસેનનાં પાલિતાણાનાં ગુપ્ત સંવત્ ૨૧૦ ના પતરાંઓ પરથી જાણવામાં આવેલો રુદ્રધર દૂતક છે.

મૈત્રક વંશના ધ્રુવસેન[ ૧ ] એ વલભી શહેર( કાઠિઆવાડમાં વળા )માંથી દાન આપેલું છે. દાન લેનાર હસ્તવપ્ર( ભાવનગર તાબે ઘોઘાથી ૬ મૈલ ઉપર આવેલ હાથબ )નો રહીશ, ભાર્ગવ ગોત્રનો ઋગ્વેદી બ્રાહ્મણ ગુહભટ્ટિ વર્ણવેલો છે.

ભદ્રેણિકા નામના ગામડાથી અગ્નિકોણમાં અને નટ્ટકપુર નામના ગામડાની સરહદ મળે છે ત્યાં ૨૦૦ પાદાવર્ત પૃથ્વીનું દાન આપેલું છે.

ઈ. સ. ૫૩૦ ને મળતાં [ ગુપ્ત–વલભી સંવત ] વર્ષ ૨૧૦ ના ભાદ્રપદના ૧૩ મા દિવસે લેખ લખેલો છે.

* જર્નલ બૉ. બ્રાં. રૉ. એ સો. ન્યુ સી. વૉ. ૧ પા. ૬૫ ડૉ. ગી. આચાર્ય.

## अक्षरान्तर

### पतरूं पहेलुं

१४ मानकनर्नुदर्शयत्यस्तु वो विदितं यथा हस्तवप्राहरण्यां

### पतरूं बीजुं

१५ भद्रेणिकाग्रामपूर्व्वदक्षिणसीम्नि नट्टकपुत्रग्रामसीमसन्धौ पादा-

१६ वर्त्तशतद्वयं सभूतवर्तं सहिरण्यादेयं हस्तवप्रवास्तव्यब्राह्मणभट्टिगुहभट्टिभ्यः

१७ भार्ग्गवसगोत्राभ्यः बह्वृजसब्रह्मचारिभ्यः मया मातापित्रोः पुण्याप्यायनं-
यात्म-

२० उदकातिसर्ग्गेण ब्रह्मदायो निसृष्टः

२७ शुष्ककोटरवासिनःकृष्णाहयोहि जायन्ते ब्रह्मदेयं हरन्ति ये सं २००
१० भाद्रपद ब १३

२८ स्वहस्तो मम महासामन्तमहाराजध्रुवसेनस्य दूतकः रुद्रधरः लिखितं
किक्ककेन

---

१ મૂળ પતરાં ઉપરથી. પહેલી ૧૩ પંક્તિ માટે જુઓ એ. ઇ. વો. ૧૧ પા. ૧૦૪ ૨ વાંચો कानतु ३ વાંચો हरण्यां ४ વાંચો वात ५ વાંચો नायात्म ६ વાંચો मद्दा

નં० २६

# ધ્રુવસેન ૧ લાનાં પાલિતાણાનાં પતરાંઓ[1]

[ વલભી- ] સંવત ૨૧૦ આશ્વિન વદ ૫

આ બે પતરાંઓનું વર્ણન રાય બહાદુર વિ. વેંકય્યે આ પ્રમાણે આપ્યું છે:—દરેકમાં કડીઓનાં બે કાણાં છે. દરેકમાં એક બાજુ ઉપર લખેલું છે. કેટલેક સ્થળે કોતરનારનાં ઓજારોની નિશાનીઓ પાછળના ભાગમાં પણ દેખાય છે. પતરાંઓ લગભગ ૧૦½" લાંબાં છે, અને ઉંચાઈ ૬⅞" અને ૭¼" વચ્ચે છે.

પતરાંઓ સુરક્ષિત સ્થિતિમાં છે. પહેલા ઉપર ૧૫ અને બીજા ઉપર ૧૨ પંક્તિઓનું સારી રીતે કોતરેલું લખાણ છે. દરેક અક્ષરની સરાસરી ઉંચાઈ ⅕" ઈંચ છે.

અક્ષોલક નામના ગામડાની ઉત્તર તરફ આવેલ એકત્રીશ પાદાવર્તોનું ખેતર, તથા ખેતી માટે એક કૂવો ( વાપી ) ત્યાંના રહીશ, વાજસનેય શાખાના શિષ્ય, ઔપસ્વરિત ગોત્રના સ્કન્દ નામના બ્રાહ્મણને દાનમાં આપ્યાં હતાં તેને અનુમોદન આપતું આ શાસન મહાસામંત મહારાજા ધ્રુવસેને વલભીમાંથી કાઢ્યું હતું. આ ગામડું મેળવી શકાતું નથી. બીજે સ્થળે જાણવામાં નહિ આવેલો રુદ્રધર નામનો દૂતક છે. અને પ્રથમના દાનની જેમ લેખક કિક્કક છે. ઈ. સ. ૫૨૯ ને મળતા ( વલભી ) સંવત્ ૨૧૦ ના આશ્વયુજ વદ ( ? ) ૫ નું આ દાન છે. પખવાડીયું બતાવતો શબ્દ ખોટો લખાયો છે. અને 'બ' નહીં પણ 'શુ' તરીકે કદાચ લખવો જોઈએ. આની પહેલાંનો શબ્દ ફરીથી ખોટી રીતે આપ્યો છે. એટલે આ ભૂલ થઈ છે.

1 એ. ઇ. વો. ૧૧ પા ૧૧૨ પ્રો. સ્ટેન કોનો.

## अक्षरान्तर

### पतरूं पहेलुं

१ ॐ स्वस्ति ( ॥ × ) वलभीतः प्रसभप्रणतामित्राणा ( ं ) मैत्रकाना ( णा ) मतुलबलसपत्नम-

२ ण्डलाभोगसंसक्तस ( ं * ) प्रहारशतलब्धप्रतापः प्रतापोपनतदानम(मा)नार्ज्ज-

३ वोपार्ज्जितानुरागोनुरक्तमौलभृत मित्रश्रेणी बलावाप्तराजश्रीः[1] परममा–

४ हेश्वरस्सेनापति श्रीभटक्कस्तस्य सुतस्तच्चरणरजोरुणावनतपवित्रीकृत-

५ शिराः शिरोवनतशत्रुचूडामणिप्रभाविच्छुरितपादनखपंक्तिदीधितिर्दीनाना-

६ थजनोपजीव्यमानविभवः परममाहेश्वरस्सेनापतिधरसेनस्तस्यानुज-

७ स्तत्पादाभिप्रणामप्रशस्तविमलमौलिमणिर्म्मन्वादिप्रणीतविधिविधान-

८ धर्म्मो धर्मराज इव विहितविनयव्यवस्थ( ा )पद्धतिरखिलभुवनमण्डलाभोग-

९ स्वामिना परमस्वामिना स्वयमुपहितराज्याभिषेकमहाविश्राणनावपूतरा-

१० ज ( श ) रीः परममाहेश्वरो महाराजद्रोणसिंह ( सिंह ) स्सि ( ं ) ह इव तस्यानुजस्स्वभुजबले-

११ न परगजघटानीका( ना * )मेकविजयी शरणे( षे )षिणां शरणमवबोद्धा शास्त्रार्त ( र्थ ) त ( त् * ) त्वा-

१२ नां कल्पतरुरिव सुहृ ( ं ) त्प्रणयिनां यथाभिलषितफलोपभोगदः परम-

१३ भगवतः परमभट्टारकपादानुद्ध्यातो महासामन्त महाराजध्रुवसेनः

१४ कुशली सर्व्वानेव स्वानायुक्तकविनियुक्तकचाटभटमहत्तरद्राङ्गिकध्रुवा-

१५ धिकरणिकदाण्डपाशिकादीनन्यांश्च यथासंबध्यमानकाननुदर्श-

### बीजुं पतरूं

१६ यत्यस्तु वो विदितं यथाकोङ्कमामउत्तरम् ( ा ) म्नि द्वावशपावा ( द ) वर्त्तपरिसरा व ( वा ) पि ( पी )

१७ क्षेत्रपादाव ( र् ) त्ताश्च तृ ( त्रि ) शत् तत्रैव वास्तव्यब्र ( ब्रा )ह्मणस्कन्दाय ओपस्वस्तिसगोत्राय वाजिसनेय-

१ चिह्नरूपे छे २ ऽह।ચ राज्यश्री.—

१८ सत्रब्रह्मचारिणे यदेतत् ( पू ) र्व्वभुक्तभुज्यमानकं तन्मया ( या )पि मातापित्रोः पुण्याप्यायन ( ना ) य

१९ आत्मनश्चैहिकादे ( मु ) ष्मिकयथाभिलषितफलावाप्तिनिमित्तं पूर्व्वाचार- स्थित्यानुज्ञातम्

२० प ( य ) तोस्य पूर्व्वभुक्तिमर्य्यादया भुंजता ( तः ) कृषत ( : )[1] कर्षयतः प्रदिशतो वा न केनवि ( चि ) त्स्वल्पाप्या-

२१ ब ( । ) धा विचारणा वा ( न ) कार्य्यास्मद्वंशजैरात ( गा ) मिभद्रनृपति- भिश्चं वित्यान्यैश्वर्य्यान्येस्थिरमोनुर्ष्य

२२ ता ( सा ) म ( मा ) न्यं च भूमिदानफलमवगाच्छद्भिरिय मस्मदनुमतिरनुग न्तव्या ( व्या ) पि चात्र व्यासगीतः[1]

२३ श्लोकाभवन्ति ( ॥ * ) बहुभिर्व्वसुधा भुक्ता राजभि ( : * ) सगरादिभिः[1] ( । * ) यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा

२४ फलं ( ॥ * ) षष्टिवर्षसहस्राणि स्वर्गे मोदति भूमिद् ( अ ) : ( । * ) आच्छे ( त * ) ता ( च ) चानुमन्त ( न्ता ) चा ( च ) नान्ये ( तान्ये ) व नरके वे ( व ) सेत् ( ॥ * )

२५ विछया ( विन्ध्या ) टवीष्वतोयासु शुम्क ( शुष्क ) कोटरवासिहन ( : ) ( वासिनः ) ( । * ) कृष्णाहा ( ह ) यो हि जायन्ते भु ( भू ) मिद् ( दा ) यं हरन्ति ये ॥

२६ स्वहस्तो मम महासामन्तमहाराजध्रुवसेनस्य ( ॥ । ) दूतको रुद्रधरः ( ॥ * ) लिखितं किकक ( किक्ककेन )

२७ सं २०० १० आ [ श्व ] ( आश्व ) युज ज ( ब ? )[1]

---

१ कोतरनारे विसर्गने बदले कोई बीजुं लख्युं छे. २ वांचो चामित्यान्यैश्वर्यान्यस्थिरं मानुष्यं

'ભાષાન્તર'

[ ૧-૧૫ પંક્તિઓ સંવત્ ૨૦૬ ના દાનલેખની આરંભને લગભગ મળતી જ છે ]

( પંક્તિ ૧૬ તમને જાહેર થાઓ કે:-અક્રોલક ગામમાં ઉત્તર સીમાપર બાર પાદાવર્તના વિસ્તારસહિત વાપી; અને ૩૦ પાદાવર્તનું ખેતર ઉક્ત ગામના વતની ઔપસ્વસ્તિ ગોત્રના, વાજસનેયનો શિષ્ય બ્રાહ્મણ સ્કન્દ, જે પહેલાં તે બન્નેનો ઉપભોગ કરતો અને હાલ પણ ઉપભોગ કરે છે તેને, મારાં માતપિતાના પુણ્યની વૃદ્ધિ માટે અને મને આ લોક તેમ જ પરલોકમાં મનવાંછિત ફલપ્રાપ્તિ થાય તે માટે, પૂર્વના ઉપભોગના નિયમો અનુસાર ઉપભોગ કરવા મેં અનુમોદન આપ્યું છે. આથી કરીને પૂર્વના ઉપભોગના નિયમો અનુસાર તે તેનો ઉપભોગ કરતો હોય, ખેતી કરતો હોય, ખેતી કરાવતો હોય અથવા બીજાને સોંપતો હોય ત્યારે કોઇએ લેશમાત્ર પણ બંધી અથવા તકરાર કરવી નહિ. આ અમારા જૂના દાનના અનુમોદનને, અમારા વંશજોએ અને ભાવિ ધર્મી રાજાઓએ રાજસત્તા નાશવંત છે અને જીવન ચંચલ છે, અને ભૂમિદાન સામાન્ય છે તેમ ગણીને, અનુમતિ આપવી જોઇએ.

( પં. ૨૨ ) આને માટે વ્યાસના કરેલા શ્લોકો પણ છે. પૃથ્વીનો ઉપભોગ કર્યા છે વિગેરે...ભૂમિદાન દેનાર વિગેરે...ભૂમિદાન હરનારા વિંધ્યનાં જળવિનાનાં વનનાં વૃક્ષોનાં શુષ્ક પોલાણમાં રહેતા કાળા સર્પ તરીકે પુનર્જન્મ લે છે.

( પંક્તિ ૨૬ ) મારા મહાસામન્ત મહારાજ ધ્રુવસેનના, હસ્તાક્ષર. દૂતક રુદ્રધર : લખનાર કિક્કક. સંવત ૨૧૦ આશ્વ [ યુજ ] કૃષ્ણ(?)પક્ષ ૫.

નં૦ ૨૭

# વલભી રાજા ધ્રુવસેન ૧ લાનું એક દાનપત્ર[૧]

## સંવત ૨૧૬ માઘ કૃષ્ણપક્ષ ૩

વળામાં કોળીઓને મળી આવેલું ધ્રુવસેન ૧ પહેલાનું એક દાનપત્ર થોડાં અઠવાડીયાં પહેલાં મારા હાથમાં મૂકવામાં આવ્યું હતું. આની પ્રતિકૃતિ તથા ભાષાન્તર નીચે આપેલાં છે. ધ્રુવસેન રાજાએ કાઢેલું એક બીજું શાસન પણ આ સાથે હતું. વલભી રાજાઓના બધા લેખો મુજબ આ પણ તારની કડીઓથી જોડી દીધેલાં બે પતરાંઓની અંદરની બાજુએ લખેલો છે. આ પતરાંઓ મને મળ્યાં ત્યારે ફક્ત એક જ કડી રહી હતી. બીજી કડી, જેના ઉપર મુદ્રા હશે, તે તૂટી ગઈ હતી. પતરાંઓનું માપ ૧૧"×૮" છે. અને તે સુરક્ષિત સ્થિતિમાં છે. પણ પહેલા પતરાની ડાબી બાજુનો ઉપરનો ખૂણો કદાચ શોધી કાઢનારની કુહાડીના અકસ્માત ઘાને લીધે ભાગી ગયેલો છે. એક ચાર ઇંચ લાંબા અને એક ઇંચ પહોળા કકડાના ચાર ભાગ થઈ ગયા છે. પણ સુભાગ્યે આ કકડા સંભાળી રાખેલા છે. પહેલાંની જેમ બીજા પતરાનો નીચેનો ભાગ પણ જરા ભાંગી ગયો છે. બીજી ઇજાઓ કરતાં આ વધારે ગંભીર છે; કારણ કે આથી મારાથી કેટલાક અક્ષરો ઓળખી શકાતા નથી.

મને પતરાંઓ મળ્યાં ત્યારે તેઓની ઉપર કોઈ કોઈ ઠેકાણે કાદવનાં પોડાં બાઝી ગયાં હતાં, અને મોટા ભાગમાં તો ચળકાટ મારતો કાટનો થર લાગી ગયો હતો. કાંઠાનો ભાગ છૂટો પડી ગયો હતો. ચૂનાના પાણીમાં ઘણો વખત રાખવાથી કચરો અને કાટ એટલાં બધાં સાફ થઈ ગયાં કે લગભગ બધા અક્ષરો ચોખ્ખા ઓળખી શકાય તેવા થઈ ગયા. વલભીનાં પ્રસિદ્ધ થયેલાં શાસનો ઉપરથી કેટલાક અસ્પષ્ટ રહેલા અક્ષરો પણ જાણી શકાય છે. પરંતુ તારીખનો છેલ્લો આંકડો મુશ્કેલી ઉભી કરે છે. વળાનાં બીજાં પતરાંઓ કરતાં આ પતરાં ઉપરના અક્ષરો વધારે પ્રાચીન દેખાય છે. આખા લેખમાં 'લ' ગિરનારના જૂના લેખો પ્રમાણે લખાયેલા છે.

પ્રાચીન હોવાને લીધે જ આ દાનપત્રની કિંમત છે. પ્રસિદ્ધ થયેલાં પતરાંઓમાંથી ભટ્ટારકના પ્રપૌત્ર ધરસેન રાજાની પહેલાંનું એક પણ નથી. પરંતુ આહિં તેના ત્રીજા પુત્રનો લેખ છે. આ પતરાંઓની સાલ શક સંવતની હોવાથી વલભી સંવત( ૩૧૮-૧૯ ઇ. સ. )ની શરૂઆત દ્રોણસિંહના રાજ્યાભિષેક સાથે સમકાલીન છે ( એટલે કે ત્યારથી થાય છે ) તે માન્યતા હું ધારું છું કે આ પતરાંની સાલથી નિર્મૂલ થાય છે. કારણ કે આ લેખ ઉપરનાં પહેલાં બે ચિહ્નો ૨૧૦, ચોક્કસ છે, એટલે જો શાક સંવત( વિવાદ ખાતર છેલ્લો આંકડો ૯ છે, એવું માનીએ તો પણ )માં લખાયેલ હોય તો ઇ. સ. ૨૯૭ થી પહેલાંનો હોય નહિ. વલભીનાં આથી પણ વધારે પતરાંઓ થોડા સમયમાં મળી આવશે એમ હું માનું છું. તેથી આ પતરાંઓ ખરેખર કયા સમયમાં લખાયાં તે ચર્ચાસ્પદ પ્રશ્ન વિષે હાલ કંઈ પણ કહીશ નહિ. પ્રોફેસર ભાંડારકરે બે પતરાંઓમાંથી કેટલાક ભાગો પ્રસિદ્ધ કર્યા છે, તે ઉપરથી જણાય છે કે વલભી રાજાઓ બ્રાહ્મણોના દેવોને માનતા હતા છતાં બૌદ્ધો તરફ સહાનુભૂતિ રાખતા હતા. એટલે ધ્રુવસેન ૧ લા એ આપેલું દાન યુરોપીય દૃષ્ટિએ વિચિત્ર જણાય તોપણ આપણને આશ્ચર્યજનક નહિ લાગે કે ધ્રુવસેનની બહેનની પુત્રી બૌદ્ધધર્મની અનુયાયી હતી અને તેણે બૌદ્ધ મઠ બાંધ્યો હતો. જ્યારે તેનો મામો વૈષ્ણવ હતો. હિન્દુસ્તાનના ઇતિહાસમાં પ્રાચીન તેમ જ અર્વાચીન સમયના રાજાઓની ઉદારવૃત્તિના ઘણા દાખલાઓ મળી આવે છે. વળી આ પતરાંઓ ઉપરથી એક બીજી જાણવા જેવી હકીકત એ મળી આવે છે કે ધ્રુવસેનના સમય સુધી વલભી રાજાઓ તદ્દન સ્વતંત્ર ન હોતા, પણ કોઈ બીજા રાજાનું સાર્વભૌમત્વ સ્વીકારતા હતા. કોઈ પણ સ્વતંત્ર રાજા સામંત, પ્રતીહાર અને દણ્ડનાયક એવા ઇલ્કાબો ધારણ કરે નહિ. દ્રોણસિંહના રાજ્યાભિષેકથી તેના કુટુંબ અને સાર્વભૌમ સત્તા સાથેનો સંબંધ તૂટયો ન હોતો પણ ફક્ત તેનું નામાભિધાન ફેરવાયું હતું, એમ લાગે છે.

---

૧ ઇ. એ. વો. ૪ પા. ૧૦૪-૧૦૭ જે. જી. બ્યુલર

## अक्षरान्तर

### पतरूं पहेलुं

१ स्वस्ति जयस्कन्धावारात् खुड्डवेदीयग्रामवासकात्प्रसभप्रणतामित्राणां मैत्रकाणामतुल-
२ बलसंपन्नमण्डलाभोगसंसक्तसंप्रहारशतलब्धप्रतापः प्रतापोपनतदानमाना-
३ र्जवोपार्जितानुरागानुरक्तमौलभृतमित्रश्रेणीबलावाप्तराज्यश्रीः श्रीसेनापतिभटार्कः-
४ तस्य सुतः तच्चरणरजोरुणनतपवित्रीकृतशिराः शिरोवनतशत्रुचूडाम(णि)
५ प्रभाविच्छुरितपादनखपङ्क्तिदीधितिः दीनानाथजनोपजीव्यमानविभवः-
६ परममाहेश्वरः श्रीसेनापतिधरसेनः तस्यानुजस्तत्पादाभिप्रणामप्रशस्त
७ तरविमलमौलिमणिः मन्वादिप्रणीतविधिविधानधर्म्मा धर्म्मराज इव विहि-
८ तविनयव्यवस्थापद्धतिरखिलभुवनमण्डलाभोगैकस्वामिना परमस्वा-
९ मिना स्वयमुपहितराज्याभिषेकमहाविश्राणनावपूतराजश्रीः परम-
१० माहेश्वरः श्रीमहाराजद्रोणसिंहः सिंह इव तस्यानुजस्स्वभुजबलपरा-
११ क्रमेण परगजघटानीकानामेकविजयि शरणैषिणां शरणमवबोद्धा-
१२ शास्त्रार्थतत्त्वानां कल्पतरुरिव सुहृत्प्रणयिनां यथाभिलषितकामफलो-
१३ पभोगदः परमभागवतः परमभट्टारकपादानुद्ध्यातो महासामन्त
१४ महाप्रतीहारमहादण्डनायकमहाकार्त्ताकृतिकमहाराजश्रीध्रुवसेनः कुशली-
१५ सर्व्वानेव स्वानायुक्तकमहत्तरद्रांगिकचाटभटादीन्समाज्ञा-
१३ पयत्यस्तु वस्संविदितं यथा मया मातापित्रोः पुण्या-

### पतरूं बीजुं

१ प्यायनायात्मनश्चैहिकामुष्मिकयथाभिलषितफलावाप्ति-
२ निमित्तमाचन्द्रार्काण्णर्वक्षितिस्थितिसमकालीनः विहारस्य पतित-
३ विशीर्ण्णप्रतिसंस्कारणार्त्थं धूपदीपतैलपुष्पोपयोगि च सर्व्वास्मद्रा
४ स्याप्रक्षेपणीयः सादित्यदानकरणः सवातभूतप्रत्यायः भूमिच्छिद्रन्यायेन
५ वलभ्यां स्वभागिनेयीपरमोपासिकादुड्डाकारितविहारप्रतिष्ठापितानां
६ भगवतां सम्यक्संबुद्धानां बुद्धानामार्य्यभिक्षुसंघस्य च पिण्डपातग्लानभेषज-
७ चीवरिकाद्युपयोगायानुपुंज्यपरान्ते पिप्पलरुङ्करीग्रामो दत्त[ः] यतः-
८ तत्राधिकृतानां यत्तत्रोत्पद्यते तदुद्ग्राहयतां न केनचित्प्रतिषेधो-
९ विचारणा वा कार्य्यास्मद्वंशजैरण्यनित्यं मानुष्यमस्थिराण्यैश्वर्याण्यपे-
१० क्ष्यायमस्मद्दायोनुमन्तव्यः यश्चाच्छिन्द्यादाच्छिद्यमानं वानुमोदेत स पंच
११ भिःमहापातकैश्च सोपपातकैश्च संयुक्तः स्यादत्र च व्यासोक्तः श्लोको भवति ॥ स्वदत्तां
१२ परदत्तां वा यो हरेत वसुन्धरां गवां शतसहस्रस्य हन्तुः प्राप्नोति किल्बिषं-
१३ (स्व) हस्तो ममममहासामन्तमहाप्रतीहारमहादण्डनायकमहाकार्त्ताकृतिक-
१४ म(हा)रा(ज) श्रीध्रुवसेनस्य...भोगिकवैकुन्थः लिखितं किक्केन ॥ सं.२१६
माघवदि ३

---

१ मौलिभृतने બદલે मौलभृत ભૂલથી કરાવ્યું છે.

ભાષાન્તર

સ્વસ્તિ ! ખુડ્ડવેદ્દીય ગામમાંના વિજયી નિવાસસ્થાનમાંથી, પોતાના શત્રુઓને બળથી નમાવનાર, મિત્રોના અતુલ પ્રતાપથી સામ્રાજ્ય પ્રાપ્ત કરનાર, સામાસામી કરેલાં અનેક યુદ્ધમાં યશ પ્રાપ્ત કરનાર, દાન, માન, (ભટ્ટારકના) યશનાં ફળ, અને પોતાની સરળતાથી પ્રાપ્ત કરેલા અનુરાગને લઇને અનુરક્ત મિત્ર નૃપમંડળના પ્રતાપથી રાજ્યશ્રી પ્રાપ્ત કરનાર શ્રીમાન સેનાપતિ ભટ્ટારક પૂર્વે થઈ ગયો.

તેનો પુત્ર, જેનું નમન કરતું શિર તેના પિતાના ચરણની રજથી રક્ત બનીને પવિત્ર થયું હતું, જેના પદના નખની પ્રભા નમન કરતા શત્રુઓનાં ચૂડામણિના તેજથી ઢંકાઈ જતી, જેની લક્ષ્મી દીન અને અનાથનું પાલન કરતી હતી, તે પરમ માહેશ્વર શ્રી સેનાપતિ ધરસેન હતો.

તેનો અનુજ, જેનો વિમલ ચૂડામણિ બન્ધુના ચરણને નમન કરવાથી અધિક તેજ-સંપન્ન થયો હતો. જે મનુ આદિ(મુનિઓ)નાં જાહેર કરેલાં વિધિ વિધાનમાં યુધિષ્ઠિર સમાન હતો, જેણે ધર્મ પાલનના નિયમ પળાવ્યા, જેની રાજ્યશ્રી મહાદાનથી પવિત્ર થઇ હતી, અને જેનો રાજ્યાભિષેક અખિલ પૃથ્વીના પરમસ્વામિથી જાતે જ થયો હતો તે સિંહ-સમાન પરમ માહેશ્વર મહારાજ શ્રી દ્રોણસિંહ હતો.

તેનો અનુજ, પોતાના ભુજબળ વડે શત્રુઓના ગજોની ઘટાનો એકાકી વિજેતા, શરણાગતને આશ્રયસ્થાન, શાસ્ત્રાર્થ અને તત્ત્વમાં નિપુણ, પ્રણયિ મિત્રોને અભિલાષ અનુસાર ઈચ્છિત ફળ આપનાર કલ્પતરૂ સમાન, પરમ ભટ્ટારકનો પાદાનુધ્યાત, પરમભાગવત, મહાસામન્ત, મહાપ્રતીહાર, મહાદણ્ડનાયક, મહાકાર્ત્તાકૃતિક, મહારાજ શ્રી ધ્રુવસેન હતો.

તે કુશળ હાલતમાં સમસ્ત રાજપુરૂષ, આયુક્તક, મહત્તર, ચાટ, ભટ આદિને અનુ-શાસન કરે છેઃ—

તમને જાહેર થાઓ કે મારાં માતાપિતાના પુણ્યની વૃદ્ધિ અર્થે, આ લોકમાં અને પરલોકમાં ઇચ્છિત ફળની પ્રાપ્તિ માટે, અનુપુંજ્યના અન્તપર આવેલું પિપ્પલરૂન્ખરી ગામ, રાજપુરૂષોના હસ્ત પ્રક્ષેપણ મુક્ત, ... ... ... ... ... ... ... સહિત, તેમાંની સર્વ આવક સહિત, ભૂમિચ્છિદ્રના ન્યાયથી, વલભીમાં મ્હારી ભગિનીની પુત્રી, બુદ્ધ ઉપાસિકા દુડ્ડાએ કરેલા વિહારમાં પ્રતિષ્ઠાપિત, પૂજાપાત્ર અને પૂર્ણ બુદ્ધિસંપન્ન બૌદ્ધો અને ત્યાં વસતા મુનિઓના સંઘને, વિહારના પડી ગએલા અને ભાંગી ગએલ ભાગોનું સમારકામ કરવા માટે અને ધૂપ, દીપ, તેલ અને (પૂજા માટે) પુષ્પ, અને આજારી જનોનાં અન્ન, ઓસડ, વસ્ત્ર આદિ મેળ-વવા માટે, ચંદ્ર, સુરજ, સાગર, પૃથ્વીના અસ્તિત્વ કાળસુધી ઉપભોગ માટે, મેં દાન આપ્યું છે આથી તે ગામના માલિકને, જ્યારે તે ત્યાં ઉત્પન્ન થતું ભેગું કરે ત્યારે, કંઈ પ્રતિ-બંધ કરવો નહિ. અમારા વંશના નૃપોએ, માનુષ્ય અનિત્ય છે, અને ઐશ્વર્ય ચંચળ છે, એમ માની, આ અમારા દાનને અનુમતિ આપવી. જે તે હરી લેશે, અથવા તે હરણ કરવામાં અનુમતિ આપશે, તે પંચ મહાપાપનો, અને અન્ય અલ્પ પાપનો દોષી થશે. અને આને માટે વ્યાસનો કહેલો એક શ્લોક છેઃ—જે પોતે અથવા અન્યથી આપેલી ભૂમિ હરી લે છે, તે લક્ષ ધેનુના વધનું પાપ લે છે. મહાસામન્ત, મહાપ્રતીહાર, મહાદણ્ડનાયક, મહાકાર્ત્તાકૃતિક, મહારાજ શ્રી ધ્રુવસેનના સ્વહસ્ત ... ... ... ... ... કિક્કકથી લખાયું.

સંવત. ૨૧૬. માઘ વદિ. ૩.

નં૦ ૨૮

# ધ્રુવસેન ૧ લાનાં તામ્રપત્રો*

[ ગુપ્ત ] સંવત્ ૨૧૭ આશ્વિન વદ ૧૩

જે બે પતરાં ઉપરથી આ અક્ષરાન્તર કરવામાં આવ્યું છે તે ડૉ. બરજેસે ડૉ. બુલરને પ્રસિદ્ધ કરવા માટે આપ્યાં હતાં અને તેણે મને આપ્યાં હતાં. અત્યારે તે બ્રિટિશ મ્યુઝીયમમાં છે. તેમાં વલભી રાજા ધ્રુવસેન ૧ લાનું ગુ. સ. ૨૧૭ આશ્વિન વ. ૧૩( ઈ. સ. ૫૩૬–૩૭ )નું દાન લખેલું છે.

પતરાંઓ બહુ સુરક્ષિત નથી. પહેલા પતરાની ઉપરની કોર અને નીચેના ભાગમાં ડાબી બાજુના ખૂણાનો ભાગ તૂટેલાં છે અને બીજા પતરાની જમણી બાજુ પણ તેવી જ સ્થિતિમાં છે તેથી શરૂવાતના ભાગમાં જે સ્થળેથી દાન અપાએલું છે તે સ્થળનું નામ નષ્ટ થયું છે. ઉપરાંત અક્ષરોના કેટલાક ભાગ કાળની અસરથી ઘસાઈ ગયા છે અને કેટલાક ઠેકાણે બીલકુલ વંચાતા નથી. તોપણ બીજાં દાનપત્રોની સરખામણીથી ઘણા ખરા અક્ષરો મેળવ્યા છે. જો કે દાનમાં અપાએલા ગામનું નામ મળી શકતું નથી.

લેખ આખો ગદ્યમાં છે. જ્યારે છેવટનો અમુક ભાગ શ્લોકમાં છે. કેટલીક લેખકની ભૂલો સિવાય વ્યાકરણ વિગેરે માટે ખાસ નોંધ કરવાલાયક કાંઈ નથી.

શરૂવાતમાં શ્રી સેનાપતિ ભટાર્કથી માંડીને ધ્રુવસેન ૧ લા સુધીની વંશાવળી, પછી દાનની વિગત અને છેવટમાં દૂતક વિગેરેનાં નામ આપેલ છે.

દાનવિભાગ—રાજબ્હેન દુડ્ડાએ બંધાવેલા વિહારમાં અને બુદ્ધદાસના બંધાવેલા વિહારમાં રહેતા ભિક્ષુ સંઘને દાન આપેલું છે.

દાનમાં આપેલું ગામ વટપ્રજ્યક ? છે અને તે જે પરગણામાં આવેલું છે તેનું નામ વંચાતું નથી. બે વિહાર પૈકીનો પહેલો બીજાં ઘણાં દાનપત્રોમાં આવે છે પણ બીજો વિહાર તદ્દન નવો છે. હ્યુએન સંગે વર્ણવેલા ૧૦૦ સંઘારામો પૈકીનો આ એક હોય એમ સંભવિત છે. ધ્રુવસેન પોતે શિવધર્મી હોવા છતાં બુદ્ધધર્મ માટે આપેલું આ દાન ખાસ ધ્યાન ખેંચનારૂં છે; કારણ તેથી તેની ધર્મ સહિષ્ણુતાનું ભાન આવે છે. તેમ જ શૈવ રાજાની બ્હેન દુડ્ડા બૌદ્ધધર્મી હતી તે પણ ઉપયોગી હકીકત છે. ગુહસેન પ્રથમ પોતાને પરમમાહેશ્વર લખે છે અને પાછળથી પરમોપાસક લખેલ છે. તેથી કદાચ પાછળથી બુદ્ધધર્મમાં આવ્યો હોય એવો સંભવ છે. ઉપરાંત ૬ ઠી અને સાતમી શતાબ્દીમાં બુદ્ધધર્મનું બળ આનાથી પુરવાર થાય છે અને આ મધ્યકાલના રાજાઓ પણ અશોક અને અકબરની માફક ધર્માંધ ન હોતા, એમ પણ સાબીત થાય છે.

* જ. રો. એ. સો. ઈ. સ. ૧૮૯૫ પા. ૩૫૯ ડૉ. ડી બ્લૉચ

## अक्षरान्तर

१ ओं [ ॥ ] स्वस्ति [ ॥ ] विजयस्कन्ध[ वारात्....वासका ]त्प्र [ सभ ] प्र[ण]
त[ ा मि ] त्र[ ा णां ] म[ ऐ ] त्रकानामतुलबलस[ म् ] पन्न म[ ण ]ड[ ला ]–

२ मोगसंसक्त संप्रहारशत[ लब्ध प्रताप ]: प्रतापोपनतदानमानार्ज्जवोपार्जितानुरा-
गानुरक्तमौलभृत–

३ मित्रश्रेणीबलावाप्तराज्यश्रीः परममाहेश्वर[1] श्रीसेनापति भटक्कः[2] तस्यसुतस्तच्च-
रणरजोरुणावनत

४ [ पव ]ि[ त्री ] कृतशिराश्शिरोवनतशत्रुचूडामणिप्रभाविच्छुरितपादनख
पंक्तिदीधितिः दीनानाथजनोप

५ [ जीव्य ] मानविभवः परममाहेश्वरः श्रीसेनापति धरसेनः तस्यानुजस्तत्पादाभि-
प्रणामप्रशस्त[4]-

६ [ वि ]मलमौलिमणिम्मन्वादिप्रणीतविधिविधानधर्मा धर्मराज इव विहितविन-
यव्यवस्थापद्ध-
तिरखिलभुवनमण्डलाभोगैकस्वामिना परमस्वामिना स्वयमुपहितराज्याभिषेकमहा-

८ ( वि ) श्राणनावपूतराजश्रीः परममाहेश्वरश्रीमहाराजद्रोणसिंहस्सिंहेव
तस्यानुजस्स्वभु-

९ जबलपराक्रमेण परगजघटानीकानामेकविजयी शरणैषिणां शरणमवबोद्धा

१० ( शास्त्रा )र्थ तत्वानां[6] कल्पतरुरिव सुहृत्प्रणयिनां यथाभिलषितकामफलोपभोगदः

११ [ परमभ ]ट्टारकपादानुध्यातो महाप्रतिहार महादण्डनायक महाकार्त्ता
कृतिक महासामन्त

१२ [महाराज ] श्री ध्रुवसेनः [ कुशल ]ि सर्व्वानेव स्वानायुक्तकविनियुक्तक द्राङ्गिक-
महत्तर चाट भ-

१३ टादिनन्यांश्च यथा सं[ ब ]ध्यमानकान् समा [ ज्ञापय ] त्यस्तुवस्संविदितं
यथा मया ....

१४ मन् ....स्थल[8] संनिकृष्ट वटप्रज्यक ग्रामः सोपरिकर[ स ]स्स [ द ] ि [ त्य ]
दान वात भ [ ऊत प्रत्या ]

१५ [ य ]: सहान्यैश्च कीर्तिमा....इ...रिमा....ऐ[ भ ]उ[ ] मिच्छ [ छ ] इ
[ द्रन्य ] ा येन ....

---

१ અક્ત छे के भे, ते शंका જેવું છે. २ वांये भटार्कः ३ त्त શંકાવાળો છે. ४ સાધારણ પાઠ प्रशस्ततर છે ઇ. એ. વો. ૫. પા. २०५ માં પણ तर નથી. ५ वांये राज्य ६ वांये तत्त्वानां ७ પહેલો અક્ષર र અથવા क જેવો લાગે છે. ત્રીજો ण्ड હોય પણ માત્ર ण દેખાય છે स्थनो थ પણ અ ચોક્કસ છે. ८ व અને ज्य અ ચોક્કસ છે. ९ આ ત્રુટક અક્ષરોનો અર્થ કલ્પી શકાતો નથી. છેલી ते અ ચોક્કસ છે.

## पतरूं बीजुं

१३ [ मातापि ]त्रोः [ पुण् ]याप्यायनायात्मनश्च [ ऐ ] हिकामुष्मिकयथाभिलषित फलावाप्तिनिम् [ इत्तमा ]

[ चन्द्रार् ]कार्ण्णवक्षितिसरित्पर्व्वतसमकालीनः वलभीतलस्वभागिनेयी दुड्डाकारित [ विहार ? ]

१८ ... ..[ आ ]चार्य्य भदन्तबुद्धदासकारितविहारकुक्ष्यांप्रतिष्ठापितभगवतां स्संम्य[ क्संबु ]

१९. [ द्धानां बुद्ध ]नाम्गन्धधूपपुष्पदीपतैलोपयोगि विहारस्य च खण्डस्फुटितपति [ त ]

२० [ वि ]शीर्ण्ण प्रतिसंस्कारणार्त्थं चतुर्द्दिशाभ्यागतोभयविहारप्रतिवासिभिक्षुसंघस्य

२१ [ .. पि ]ण्डपातशयनासनग्लानप्रत्यायभैषज्यपरिष्कारोपयोगार्त्थं च प्र-

२२ [ तिप् ] आदितः [ ॥ ] यतो भिक्षुसंघाभिक्तेतानां भुञ्जतां कृषतां प्रदिशतां न कैश्चित्स्वल्पाप्या

२३ [ बाधाक् ] आर्य्यास्मद्वंशजरागामिनृपतिभिश्चानित्यान्यैश्चर्य्याण्यास्थिरं मानुष्यं सामान्यं च

२४ [ भू ]मिदानफलमवगच्छद्भिरयमस्मद्दायोनुमन्तव्यः परिपालयितव्यश्च [ ॥ ]यश्चाच्छि

२५ [ न्द्यात् ] आच्छिद्यमानं वानुमोदेत स पंचभिर्म्महापातकैः सोपपातकैस्संयु-क्तस्स्यात् [ ॥ ] [ त्य ]पि

२६ [ व्या ]स गीतौ श्लोकौ भवतः [ ॥ ] षष्टिं वर्षसहस्राणि स्वर्गे मोदति भूमिदः आच्छेत्ता

२७ [ चानुमन्ता ] च तान्येव नरके वसेत [ ॥ ] बहुभिर्व्वसुधा भुक्ता राजभिस्सगरा-दिभिः यस्य

२८ [ यस्य यदा भूमि ]ः तस्य तस्य तदा फलमिति स्वहस्तो मम महाप्रतिहार महादण्ड

२९. [ नायक महाकार्त्त ] आकृतिक महासामन्त महाराजश्री ध्रुवसेनस्य ॥ दूतको राजस्थानीय भट्टिः

३० [ लिखि ]तं किक्ककेनेति [ ॥ ] सं २००-१०-७ आश्वयुज च १३

---

१ आ अने ल्पडा स्स संठावाळा छे. पण इ. अं. वा. २ पा. १०४ प्लेट २ पं. ५ आपेल पाठ उपरथी आखुं मेळवी शकाय छे. २ आ पाठ अचोक्कस छे. ३ अथवा कदाच [हा]पि ४ वांचो तान्येव ५ जो के स अने व नो जुज भाग देखाय छे अने १० अने ७ नां चिह्नमां थोडुं तूटे छे, छतां पाठ तद्दन चोकक्स छे.

નં૦ ૨૯

# ધ્રુવસેન ૧ લાનાં વાવડી જોગીયામાંથી મળેલાં તામ્રપત્રો[1]

ગુ. સં. ૨૨૧ આશ્વિન વ. ૧

જૂનાગઢ તાબે ભેસાણથી થોડે છેટે અને ગાયકવાડના માણેકવાડાથી વાયવ્યમાં ૧૧ માઈલ છેટે આવેલા વાવડી જોગીયા ગામડામાં રહેતા બે બ્રાહ્મણ ભાઈઓ પાસે આ તામ્રપત્રો હતાં. આમાંના એક તામ્રપત્રમાં કાંઈક પૈસાની વાત હશે એમ માની થોડી પંક્તિની નકલ ઉતારી મને પૂછવા આવ્યો. આ વલભીના તામ્રપત્રમાંથી છે એમ તેને સમજાવ્યું ત્યારે મૂળ પતરાં દેખાડવા કબુલ કર્યું. થોડા માસ બાદ તે પોતાના ભાઈ સાથે રાજકોટ તે પતરાં લઈને આવ્યો. આ પતરાં પાછાં ઉપલબ્ધ નથી.

પતરાંનું માપ ૧૦॥ ઇ. × ૭॥ ઇ. હતું અને દરેકમાં બબ્બે કાણાં હતાં જેમાં નાંખેલી કડીથી તે બાંધેલાં હતાં. બન્ને પતરાં સુરક્ષિત હતાં માત્ર સાત આઠ અક્ષરો ગયેલા હતા તે અટકળથી બેસારી શકાય તેમ હતા. અક્ષરો સારી રીતે અને ચોખ્ખા કોતરેલા હતા. પહેલા કરતાં બીજાના ઉપરો અક્ષરો જરા નાના હતા અને તેનું કારણ એ હતું કે પહેલામાં જ્યારે ૧૫ પંક્તિ હતી ત્યારે બીજા માં ૧૯॥ પંક્તિ સમાવવી પડી હતી. ભાષા સંસ્કૃત હતી. અનુસ્વાર વિગેરેના તેમ જ શબ્દની ફેરબદલી મળી ને લગભગ ચાળીસેક ભૂલો હતી.

તામ્રપત્ર અંદરની હકીકતમાંથી વલભી વંશના ઇતિહાસ ને લગતી કાંઈ નવી બીના મળતી નથી. તેની અંદર લખેલાં ગામડાંઓ હાલ વાવડી જોગીયા આસપાસ મળતાં નથી. શમિહુમ્બર ( પત્રું ૧ પં. ૧૫), ભદ્રેણિકા ( પત્રું ૨ પં. ૧૮ ), દ્રોણિક) પત્રું ૨ પં. ૧૭), સરસ્વતિવટ ( પત્રું. ૨ પં. ૨૦ ) વગેરે ગામડાં વાવડી જોગીયાની આસપાસ મળતાં નથી. અત્યારેતો તેની પૂર્વમાં ગલથ, દક્ષિણે રફાલિયા અને ભસાણ પશ્ચિમે રાણપુર અને બંભાલિયા અને ઉત્તરે બરવાલા અને હડમતિઆ નામનાં ગામડાં મળે છે. આ ઉપરથી અટકળ થાય છે કે કાં તો ગામડાંનાં નામ બધાં ફરી ગયાં છે. અગર તો દાનનું સ્થળ કાઠિયાવાડની બહાર હોવું જોઈએ. રાધણપુર તાલુકામાં સમી નામનું ગામડું છે અને તેનાથી ઉત્તરે પાંચ માઈલને છેટે સરસ્વતિ નદી વહે છે, જેના ઉપરથી સરસ્વતિવટ પડેલું હોય પણ તે સિવાય બીજાં ગામડાં આસપાસ મળતાં નથી, એમ કબુલ કરવું જોઈએ.

દાન લેનાર સ્કંદત્રાત અને ગુહત્રાત જે ભારદ્વાજ ગોત્રના છે અને છાંદોગસ સબ્રહ્મચારી છે તે નાગર બ્રાહ્મણ છે. આનન્દપુર એટલે કે ઉત્તર ગુજરાતમાંના વડનગરના રહેવાશી હોવાથી તેમ જ તેઓના નામ ઉપરથી તે અનુમાન બાંધી શકાય છે. તેઓનાં મૂળ નામ સ્કન્દ અને ગુહ હોવાં જોઈએ જ્યારે ત્રાત તે તેઓનાં શર્મ છે. તેવાં તેર શર્મો છે, અને અત્યારે પણ નાગર બ્રાહ્મણોનાં નામ સાથે ધાર્મિક ક્રિયા વખતે તેમાંનું એક જોડવામાં આવે છે. શ્રીમાળી[2] અને ઔદિચ્ય બ્રાહ્મણોમાં પણ ત્રાત શર્મ જોવામાં આવે છે. પણ ભારદ્વાજ અને આત્રેય ગોત્ર સાથે નાગરબ્રાહ્મણ જ્ઞાતિમાં તે શર્મ મળે છે તેથી આ દાન લેનારા નાગર બ્રાહ્મણ હતા, એમ સાબીત થાય છે.

દૂતકનું નામ ભટ્ટિ આપવામાં આવ્યું છે. તેના ઇલકાબ નો અર્થ ચોક્કસ થઈ શકતો નથી. તે શબ્દો સૂપ અને કારા વાંચીએ તો ભટ્ટિ રસોડાનો ઉપરી હોય એવો અર્થ થાય છે પણ "સૂ" ને "સ્તુ" ને બદલે હોય ( ભૂલથી ) તો સ્તૂપકારાપતિ નો અર્થ સ્તૂપ અને જેલનો અધિકારી એવો થઈ શકે.

## વિશેષ વિવેચન

આચાર્ય વલ્લભજી એ પ્રકટ કરેલાં આ નવાં તામ્રપત્રો ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી છે. તેની સાલ ગુ. સં. ૨૨૧=૫૩૯–૪૦ ઇ. સ. જે સ્પષ્ટ રીતે લખેલ છે તે ધ્રુવસેનની પ્રાપ્ત સાલથી પાંચ વર્ષ મોડી છે. તેથી ધ્રુવસેન ૧ લો સં. ૨૦૭ થી ૨૨૧ સુધી રાજ્ય કરતો હોવો જોઈએ, એમ અનુમાન થાય છે.

મી. વલ્લભજીનું શર્મ બાબતનું વિવેચન ઉપયોગી છે અને જો બધાં દાનપત્રોમાંનાં નામો તથા તેનાં શર્મો વિગેરેનો સંગ્રહ કરવામાં આવે તો બ્રાહ્મણની પટા જ્ઞાતિ માંહેના કેટલાક પ્રશ્નો નો નિકાલ થઈ શકે. મી આચાર્યે ગામડાંની ઓળખ આપી છે તે તપાસ કરવા જેવી છે.

---

૧ વીએના ઓરીયેન્ટલ જરનલ વો. ૭ પા. ૨૯૭ આચાર્ય વલ્લભજી હરિદત્ત

૨ શ્રીમાળી તે શ્રીમાલ હાલના ભિન્નમાલ( મારવાડમાંના )ના રહીશ બ્રાહ્મણની ઉપજ્ઞાતિ છતાં.

## अक्षरान्तर

### पतरूं पहेलुं

१ स्वस्ति वलभीतः प्रसभप्रणतामित्राणां मैत्रकाणामतुलबलसंपन्नमण्ड-

२ लाभोगसंसक्तं[1] संप्रहारशतलब्धप्रतापः प्रतापोपनतदानमानार्ज्जवोपार्जिता-

३ नुरागोनुरक्तमौलभृतमित्रश्रेणीबलावाप्तराज्यश्रीः परममाहेश्वरः श्रीसेना-

४ पति भटार्क्कस्तस्य सुतस्तत्पादरजोरुणेवनतपवित्रीकृतशिराशिरोवनतशत्रुचूडा-

५ मणिविच्छुरितपादनखपङ्क्तिदीधितिः दीनानाथकृपणजनोपजीव्यमानविभवः

६ परममाहेश्वरः श्रीसेनापतिधरसेनस्तस्यानुजस्तत्पादाभिप्रणामप्रशस्तरवि-

७ मलमौलिमणिर्म्मन्वादिप्रणीतविधिविधानधर्म्मा धर्म्मराज इव विहितविनयव्यवस्था-

८ पद्धतिरखिलभुवनमण्डलाभोगैकस्वामिना परमस्वामिना स्वयमपहितैराज्यभि-

९ षेकमहाविश्राणनावपूतराजश्रीः परममाहेश्वरः श्रीमहाराजद्रोणसिंहसिंह

१० इव तस्यानुजः स्वभुजबलपराक्रमेण परगजघटानीकानामेकविजयी शरणै-

११ षिणां शरणमवबोद्धा शास्त्रार्त्थतत्वानां कल्पतरुरिव सुहृत्प्रणयिनां यथाभिलषित-

१२ कामफलोपभोगदः परमभाशवतैः परमभट्टारकपादानुध्यातो महाराज

१३ श्री ध्रुवसेन [ × कु ]शली सर्व्वानेव स्वानायुक्तकविनियुक्तकद्राङ्गिक-
महत्तरचाटभट-

१४ ध्रुवाधिकरणिकदाण्डपाशिकादीनन्यांश्च यथासंबध्यमानकांस्समनुदर्शयति

१५ अस्तु वस्संविदितं यथा शमिहम्बरग्रामे पूर्व्वदक्षिणसीम्नि

### पतरूं बीजुं

१६ भद्रणिकासमीपरतः ब्राह्मणस्कन्दसत्कक्षेत्रादुत्तरतः ब्राह्मणस्वामिदत्तसत्क
[ क्षेत्राद्दक्षिणतः ]

१७ खुद्दिलकाश्च मित्रपादीयककेसरिकादिप्रत्ययक्षेत्रपादावर्त्तशतानि सप्त तथा
च द्रोणिकासीमा

१८ परतः देवब्राह्मण क्षेत्रादुत्तरतः द्रोणब्राह्मणसत्कक्षेत्रात्पूर्व्वतः ग्रामस्य च पूर्व्वसीम्नि आदि

१९ त्यकप्रत्ययक्षेत्रपादावर्त्तशतं तथानयोरेव सीम्नोः भट्टादित्याश्चमित्रखुद्दिलकदा-
मरकादिप्रत्यय—

१ वांचो संसक्तसंप्रहार—२ वांचो भट्टार्क ३ वांचो रजोरुणाव. ४ वांचो मुपहितराज्या. ५ वांचो राज्यश्रीः ६ विसर्ग रद करो. ७ वांचो भागवतः ८ वांचो द्राङ्गिक ९ वांचो मानकान्म १० कौंसमांना शब्द गया छे.

२० वाप्यः पञ्च प्रत्येकं[1] पादशपादावर्त्तपरिसराः तथा सरस्वतिवटग्रामे दक्षिणसीम्नि सीतमध्ये वापी

२१ पादशपादावर्त्तपरिसरा एकत्र पादावर्त्तं शतान्यष्टौ वाप्यश्च षट् आनन्दपुर-वास्तव्यब्राह्मण-

२२ स्कन्दत्रात गुहत्राताभ्यां भरद्वाजसगोत्राभ्यां छन्दोगसब्रह्मचारिभ्यां[3] मया माता-पित्रोः पुण्याप्ययनात्मै[4]-

२३ श्चैहिकामुष्मकैयथाभिलषितफलानांसिनिमित्तमाचन्द्रार्कार्णवक्षितिसरि-त्पर्वतस्थितिसमका-

२४ लीनं पुत्रपौत्रान्वयभोग्यं बलिचरुवैश्वदेवाद्यानां क्रियाणां समुत्सर्पणार्त्थं उदकातिसर्गेण-

२५ ब्रह्मदेयमतिसृष्टं यतोनयोः उचितया ब्रह्मदायस्थित्या भुंजतो कृषतो कर्षतोः[8] प्रदिश

२६ तोर्वा न कैश्चित्स्वल्पाप्याबाधा विचारणा वा कार्यास्मद्वंशजैराशामनृपतिभिश्चानि-त्यान्यैश्वर्याण्य-

२७ स्थिरं मानुष्यं[10] सामान्यं च भूमिदानफलमवगच्छद्भिरयमस्मद्दायोनुमन्तव्यः यश्चाच्छिन्द्यान्[11]

२८ आच्छिद्यमानं वानुमोदेत्स पंचभिर्म्महापातकैस्सोपपातकैस्संयुक्तैः[12] स्यादपि चात्र व्यास

२९ गीता श्लोका भवन्ति ॥ षष्टिं वर्षसहस्राणि स्वर्गे[13] मोदति भूमिदः । आच्छेत्ता चानुमन्ता च तानि[14]-

३० नरके वसेत् स्वदत्तां परदत्तां[15] वा यो हरेत्वसुन्धरां शवां[16] गतंसहस्रस्य हन्तुः प्राप्नोति

३१ किल्बिषं[18] बहुभिर्व्वसुधा भुक्ता[19] राजभिस्सगरादिभिः यस्य यस्य यदा भूमिः तस्य तस्यँ[20]....

३२ फले[21] ॥ स्वहस्तो मम महाराजश्री ध्रुवसेनस्य दूतकस्सूपकारापतिर्भट्टिः[22] लिखितं किक्ककेनेति

३३ सं २०० + २० + १ आश्वयुजे[23] ब १

१ वांचो प्रत्येकं षोड. २ वांचो षोडश ३ वांचो ब्रह्मचारिभ्यां ४ वांचो पुण्याप्यायनायात्म ५ वांचो नश्चैहिकामुष्मिक ६ वांचो फलावाप्ति. ७ वांचो चन्द्रार्कार्णवक्षिति ८ वांचो कृषतोः कर्षयतोः ९ वांचो जैरागामि १० वांचो मानुष्यं ११ वांचो छिन्द्यात् १२ वांचो स्संयुक्तः १३ वांचो स्वर्गे १४ वांचो तान्येव १५ वांचो परदत्तां १६ वांचो गवां १७ वांचो शत १८ वांचो किल्बिषं १९ वांचो मुक्ता २० तस्य तस्य तदा २१ वांचो फलं २२ वांचो सूपकारपति २३ वांचो आश्वयुज–

નં૦ ૩૦

# ધ્રુવસેન ૧ લાનાં તામ્રપત્રો[1]

## [ ગુપ્ત ] સંવત ૨૨૬ કાર્તિક સુ. ૧૫

આ બે પતરાંઓના ભાંગીને ઘણા ટુકડા થઈ ગયા છે. પહેલા પતરાના ચાર, અને બીજાના છ ટુકડા સાચવેલા છે. તેમની મદદથી દાનપત્રનો મોટો ભાગ વાંચી શકાય છે અને કંઈ બહુ નુકસાનભરેલી ખોટ જણાતી નથી. દરેક પતરૂં ૧૧"×૬ ¾ "ના માપનું છે. લેખને ઇજા એટલી બધી થઈ છે કે તેની છાપ લઈ શકાય તેમ નથી. બીજા પતરાંના, આશીર્વાદ અને શાપ આપનારા શ્લોક અને તિથિવાળા ભાગો પૂરતા સ્પષ્ટ છે.

વલભીમાંથી જાહેર થયેલું આ દાનપત્ર ધ્રુવસેન ૧ થી આનર્તપુરમાં વસતા એક બ્રાહ્મણને અપાયેલા દાનની નોંધ લે છે. દાન લેનાર પુરૂષ અને દાનની મિલ્કતનું વર્ણન ખોવાએલ છે. પણ તે મિલ્કત સેપોકેન્દ્રક મંડલીમાં કેટલાંક પાદાવર્ત્ત ભૂમિની છે.

દાનપત્રમાં જાણવાલાયક ત્રણ વિશેષ હકીકત છે. ધ્રુવસેન માટે, તે નૃપનાં બીજાં દાનમાં, અને તેનું નામ જણાવતાં અન્ય દાનમાં, ન મળતું એવું એક વધારે ઉપનામ આ દાનમાં આપણે જોઇએ છીએ. તે ઉપનામ પહેલા પતરાની પંક્તિઓ ૧૦ અને ૧૧ માં જણાવેલું છે.

બીજી બાબત એ છે કે આ દાનની તિથિ શબ્દોમાં અને સંખ્યા બન્નેમાં આપી છે તેથી તિથિની સંખ્યા સબંધે કંઈ પણ શક રાખવાની જરૂર નથી.

તિથિ અને લખનારનું નામ એક શ્લોકમાં આપ્યાં છે. લખનારનું નામ તદ્દન નવું છે. દૂતકનું નામ આપ્યું નથી.

દાનની તિથિ સંવત ૨૨૬ નવી છે. અને વલભી સમયના જ્ઞાનને માટે ઘણી મહાન અગત્યની છે. કારણ કે અત્યાર સુધી જાણેલી નૃપ ધ્રુવસેનની તિથિ સંવત ૨૨૧ હતી (વી. ઓ. જ. લો. પા. ૨૯૭) અને તેથી આપણું દાનપત્ર, તેના રાજ્યનો સમય આમ ઓછાંમાં ઓછાં પાંચ વર્ષ વધારે છે. વલભી નૃપ ગુહસેનની બીજી તિથિ ૨૪૦ (ઇ. એ. વો. ૭, પા. ૬૬) મળેલી છે. વચ્ચે થએલા નૃપ ધરપટ્ટે કોઈ પણ દાન કર્યું કે નહિ તે જાણીતું નથી.

1 જરનલ બો. બ્રા. રો. એ સો. ન્યુ સી. વો. ૧ પા. ૧૬ ડી. બી ડિસ્કલ્કર.

## अक्षरान्तर

### पहेलुं पतरूं

१ [ओं स्वस्ति वल]भीतः प्रसभप्रणता[मित्राणां मै]त्रकाणामतुलबलसपत्नमण्डला-
भोगसं[सक्तसंप्रहार-]

२ [शतलब्धप्रता]पः प्रतापोपनत[दानमाना]र्ज्जवोपार्जितानुरागानुरक्तमौलभृतमि
त्रश्रे[णीबलावाप्त-]

३ [राजश्रीः परम]माहेश्वरश्रीसेनापतिभटा[र्कस्त]स्य सुतस्तत्पादरजोरुणावनतप-
वित्रीकृतशिराश्शि[रोवनत-]

४ शत्रुचूडामणिप्रभाविच्छुरितपादनखपङ्क्तिदीधितिः दीनानाथजनोपजीव्यमानविभवः
प[रममा-]

५ हेश्वरः सेनापतिधरसेनस्तस्यानुजस्तत्पादाभिप्रणामप्रशस्ततरविमलमौलिमणिर्म्म-
न्वादिप्रणीत-

६ विधिविधानधर्म्मा धर्मराज इव विहितविनयव्यवस्थापद्धतिरखिलभुवनमण्डला-
भोगैकस्वामिना

७ परमस्वामिना स्वयमुपहितराज्याभिषेकं महाविश्राणनावपूतराज्यश्रीःपरममा-

८ हेश्वरः श्रीमहाराजद्रोणसिंहः सिंह इव तस्यानुजः स्वभुजबलपराक्रमेण परग-
जघटानीकाना-

९ मे[क]विजयी शरणैषिणां शरणमवबोद्धा शास्त्रार्थतत्वानां कल्पतरुरिव सुहृत्प्रण-
यिनां यथाभिलषि-

१० [तका] मफलोपभोगदः सं-धिकसमाशत.... .... .... ....

११ .... ....शिरप्रणामप्रशस्ततरीकृतविमलपादकमलयुगलः परमभट्टारकपादानुध्या-

१२ [तमहासामन्तमहाराज]ध्रुवसेनः कुशली सर्व्वानेव स्वानन्यांश्चायुक्तकविनियुक्त-
कानन्यांश्च यथा-

१३ [संबध्यमानकाननुदर्श]यति यथा मयानर्त्तपुरवास्तव्य ... .... प-ग्राम

१४ पाय स हर .... पल्लीक

### पतरूं बीजुं

१५ . . . . . . . . . . . . . . . .

शतमेकं मातापित्रोः [ पुण्याप्यायना- ]

---

१ मूळ पतरांमांथी २ वांचो नेको ३ आ बिरुद बीजां पतरांमां जोवामां आवतुं नथी.

१६ र्थमात्मनश्च पुण्ययशोभिवृद्धये .... ...
क्रियोत्सर्प्पणार्त्थमाचन्द्रार्क अर्ण्णवक्षिति-

१७ समकालीनं पुत्रपौत्रान्वयभो[ग्यं सो]द्र[ङ्गं सो]परिकरं सभूतवातप्रत्यायं सर्व्वहिरण्या-

१८ · · · · · · कीयानामहस्तप्रक्षेपणीयं भूमि · · · · · ·
**सोपोकेन्द्रकमण्डल्यां ब्रह्मदेयः निसृष्टः**

१९ ... .... ब्रह्मदेयस्थित्या भुंजतः [कृषतः कर्ष]यतः प्रदिशतो वा न कैश्चिद्व्या-
सेधे परिपन्थना वा

२० .... .... शजैरागामिनृपतिभिश्चानित्यान्यैश्व[र्या]ण्यस्थिरं मानुष्यं सामान्यं च
भूमिदानफलमिति

२१ .... .... स्मद्दायोनुमन्तव्यः पालयितव्यश्च य[श्चैनं] छिद्यादाच्छिद्यमानं वानुमो-
देत स पञ्चमहा-

२२ [पा]तकैस्संयुक्तस्स्यादपि चात्र व्यासे[न गीताः श्लो]का भवन्ति[। ] षष्टि
वर्षसहस्राणि स्वर्गे मोदति

२३ [भूमिदः आच्छेत्ता चानुमन्ता च ता]न्येव नरके [वसेत् स्वद]त्तां परदत्तां वा
यो हरेत वसुन्धरां स विष्टा

२४ .... .... .... ... .... .... यत्नाद्रक्ष युधिष्ठिर महीं महिमतां श्रेष्ठ

२५ ... ... ... ... ... ... ... ... ... स्वहस्तः श्रीध्रुवसेनस्य[। ]त्रिपुं(?)क

२६ ... ... ... ... ... ... ... ... ... शुक्लपक्षस्य पुण्यायां पौर्णिमा[तिथौ]

२७ ... ... ... ... ... ... ... ... ... ... भद्रेण लिखितं ताम्रशासनं [। * ]

२८ ... ... ... ... ... ... ... सं २०० २० ६ कार्तिक शु० १० ५

૧ વાંચો चन्द्रार्काणर्णव ૨ વાંચો येषः કેટલે ઠેકાણે આને બદલે નીચેના શબ્દો હોય છે स्वल्पाल्पाबाधा विचारणा मा ૩ તારીખ બતાવતું આ વાક્ય અહીં જ જોવામાં આવે છે.

નં૦ ૩૧

# ધ્રુવસેન ૧ લાનું પહેલું પતરૂં[1]

એક વલભી દાનપત્રના પહેલા પતરાનો આ ટુકડો છે. સુભાગ્યે ધ્રુવસેન ૧ લાનું આ દાનપત્ર છે એટલું દર્શાવતો ભાગ તેમાં મોજુદ છે. પતરાંનું માપ આપી શકાતું નથી, વલભી પતરાં ઓમાં હોય છે તેનાથી જૂદી જ જાતની ન્હાની અને પાતળી ત્રાંબાંની કડીવાળું એક ન્હાનું કાણું તેની જમણી બાજુએ છે.

અક્ષરો ચોક્ખા અને સંભાળપૂર્વક કોતરેલા છે, પતરાં ઉપર મોજુદ રહેલો લખેલો ભાગ સરલતાથી વાંચી શકાય છે.

૧ જરનલ બો. બ્રા. રૉ. એ સો. ન્યૂ. સી. વો. ૨ જું પા. ૧૮-૧૯ ડૉ. ભાં. દિસ્કલકર.

## अक्षरान्तर

१ ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ...

२ ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ...

३ [ राज्यश्रीः परममाहेश्वरः सेनापतिश्री**भटक्क**स्तस्य सुतस्त]त्पादर[जोरुणावन-
तप]वित्री-

४ [कृतशिराः शिरोवनतशत्रुचूडामणिप्रभाविच्छुरितपादनखप]ङ्क्तिदीधितिर्दीनाना-
थजनोपजी–

५ [व्यमानविभवः परममाहेश्वरस्सेनापति**धरसेनः** तस्यानुजस्तत्पादा]भिप्रणामप्र-
शस्तविम–

६ [ लमौलिमणिर्म्मन्वादिप्रणीतविधिविधानधर्म्मा धर्म्मराज इव विहित ]विनय
व्यवस्थापद्धतिरखि-

७ लभुवनमण्डलाभोगस्वामिना परमस्वामिना स्वयमुपहित]राज्यभिषेको महाविश्राण-

८ [नावपूतराज्यश्रीः परममाहेश्वरो महाराजश्री**द्रोणसिंह**स्सिंह इव तस्यानुजः-
स्व]भुजबले-

९ [ न परगजघटानीकानामेकविजयी शरणैषिणां शरणमवबोद्धा शास्त्रा ]र्थत-
त्वानां कल्पतरुरिव–

१० [ सुहृत्प्रणयिनां यथाभिलषितफलोपभोगदः परमभागवतः पर]मभट्टार-
कपादानुध्यातो

११ [ महाराज**ध्रुवसेनः** कुशली सर्व्वानेव स्वानायुक्तकविनियुक्तक ]महत्त-
रचाटभटदाण्डपाशि-

१२ [कध्रुवाधिकरणिकादीनन्यांश्च यथासंबध्यमानकाननुदर्शय]त्यस्तु वस्संविदितं
यथा मया

१३ [3] ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ...

---

૧ કૌંસની અંદર શબ્દો અટકળે ગણીને મૂકયા છે ૨ મ્હારી ગણત્રી સાચી હોય તો મહાસામન્ત માટે આમાં જગ્યા નથી ૩ છેલ્લી પંક્તિના અક્ષરો ઘસાઈ ગયા છે.

નં૦ ૩૨

# ધ્રુવસેન ૧ લાનું પહેલું પતરૂં[1]

આ પતરાની બધી બાજુઓએ થોડું નુકશાન થયેલું છે. તેનું માપ ૧૧"×૬¾" છે.

અક્ષરો જોકે તદ્દન સીધી પંક્તિમાં નથી તોપણ ચોકખા અને છૂટા છૂટા કોતરેલા છે. સરતચૂકને લીધે કોતરનારે કોઈ કોઈ વખતે શબ્દની વચ્ચેના એક અથવા વધારે અક્ષરો કોતર્યા નથી.

દાન લેનારનું નામ તેમાં નથી. પણ છેલ્લી બે પંક્તિઓપરથી જણાય છે કે તે ધ્રુવસેન ૧ લાનું દાનપત્ર છે. પતરાના શબ્દોપરથી દેખાય છે કે તે રાજાનાં પ્રથમ દાનો પૈકીનું આ એક છે.

૧ જરનલ બો. બા. રો. એ. સો. ન્યુ. સી. વો. ૧ લું પા. ૨૦ ડી. બી. ડિસ્કલકર.

## अक्षरान्तर

१ ... ... ... ... ... ... ... ... ... ... ... ... न्नमण्डलाभोगसंसक्तसं-

२ [प्रहारशतलब्धप्रतापः प्रतापो]पनतदानमानार्ज्जवोपार्ज्जितानुरागोनुरक्तमौ-

३ [लभृतश्रेणीबलावाप्तरा]ज्यश्रीः परममाहेश्वरः श्रीसेनापतिभटार्क्कस्त-

४ [स्य सुतस्तत्पाद]रजोरुण[व*]नतपवित्रीकृतशिराः शिरोवनतशत्रुचूडामणि [प्रभाविच्छु-]

५ [रि]तपाद[न]खपङ्क्तिदीधितिर्द्दीनानाथजनोपजीव्यमानविभवः परममा-

६ [हेश्वरः से]नापतिधरसेनस्तस्यानुजस्तत्पादाभिप्रशस्तविमलमौलि[मणिः]

७ [र्म्मन्वादि]प्रणीतविधिविधानधर्म्मा धर्म्मराज इव विहितविनयव्यवस्थाप- [द्धतिरखिल-]

८ भुवनमण्डलाभोगै[क]स्वामिना परमस्वामिना स्वयमुपहितराज्याभिषेकमहावि-

९ श्रा[ण]नावपूतराजश्रीः परममाहेश्वरो महाराजद्रोणसिंहः [ ] सिंह इहै- [व तस्यानु-]

१० जस्स्वभुजबलेन परगजघटानीकानामेकविजयी शरण[षिणां शरणमव-]

११ [बोद्धा शास्त्रार्थतत्त्वा]नां कल्पतरुरिव सुहृत्प्रणयिनां यथाभि[लषित- कामफलोपभो-]

१२ [गदः परमभागवतः प]रमभट्टारकपादानुद्ध्यातो म[हाराजश्रीध्रुवसेनः]

१३ [कुशली सर्व्वानेव स्वानायुक्तक[द्राङ्गिकमहत्तरचाटभट]

---

१ બીજા પતરાની માફક દીનાનાથ પછી कृपण શબ્દ નથી. २ તેમજ पादाभि પછી प्रणाम શબ્દ નથી. શબ્દો સં. ૨૦૭ નાં તામ્રપત્રોને મળતા છે, તેથી શરૂઆતના વર્ષનું આ દાન હશે. ૩ વાંચો राज्य ૪ આંહીનો ભાગ પણ સં. ૨૦૭ નાં તામ્રપત્રોને મળતો છે. ૫ વાંચો सिंह. ૬ બીજા લેખોમાં स्वभुज-बलपराक्रमेण શબ્દો છે. ૭ કૌંસમાંના શબ્દો અટકળે મૂક્યા છે.

નં૦ ૩૩

# ગુહસેનનાં તામ્રપત્રો[1]

## સંવત ૨૪૦ શ્રાવણ સુ. ?

આ તામ્રપત્રો ઇંડીયન એન્ટીકવેરીના તંત્રી તરફથી મળેલાં હતાં. તેનું માપ ૧૧. ૯ ઇંચ ×૭.૭ ઇંચ છે. સીલ અને કડી ગુમ થએલાં છે. કાટથી પતરાં ખવાઈ ગયેલાં છે અને બીજું વધુ પડતું ખંડિત છે. ગુહસેનનાં બીજાં પ્રસિદ્ધ થએલાં પતરાંમાંના અક્ષરથી આ પતરાંમાંના અક્ષરો બહુ જૂદા છે તેઓ વધુ મ્હોટા અને સુવ્યક્ત છે અને ધ્રુવસેન ૧ લાના પતરામાંના અક્ષરોની ઢબને વધુ મળતા આવે છે.

દાન આપ્યાનું સ્થળ લખેલું નથી અને સ્વસ્તિ શબ્દ લખેલો નથી, એ બે બાબતમાં બીજાં બધાં વલભી તામ્રપત્રોથી આ પતરાં જૂદાં પડે છે.

વંશાવળી પણ બીજાં પતરાંનાથી જૂદી છે અને ગુહસેનનું વર્ણન તદ્દન નવું છે. તે નીચે મુજબ છે:

... ... ... ... ... ... તેની પછી ધ્રુવસેન રાજ કરે છે. તેના પગે પ્રણામ કરીને બધાં પાપ જેણે ધોઈ નાંખ્યા છે, પોતાના દુશ્મનોનાં લશ્કરોને હરાવવાથી જે કૃષ્ણ જેવો છે, શુદ્ધ અને કિંમતી રત્નોથી ભરપૂર હોઇને જે સમુદ્ર જેવો છે, બધાં મનુષ્યની દૃષ્ટિએ મનોહર હોવાથી જે ચંદ્રના જેવો છે એવો પરમ માહેશ્વર શ્રીમહારાજ ગુહસેન ... ... ...

વળી એ પણ ગુંચવાડાભરેલું છે કે ગુહનસેના પોતાના પિતા ધરપટ્ટનું નામ વંશાવળીમાં નથી અને ધ્રુવસેન ૧ લા પછી તરત જ પોતાનું વર્ણન આવે છે. વધુ આશ્ચર્ય તો એ છે કે તેના પછી ગુહસેનના દીકરાનાં શાસનપત્રોમાં ધરપટ્ટનું વર્ણન છે અને તેને મહારાજાનો ઇલકાબ આપેલ છે તેથી તે ગાદી ઉપર આવેલો હોવો જોઇએ. આના સમાધાન તરીકે કદાચ સંભવ છે કે ધરપટ્ટે બહુ જ થોડો સમય રાજ્ય કર્યું હોય, જેથી વંશાવળીમાં તેનું વર્ણન બહુ જરૂરનું લાગ્યું નહીં હોય. આ દાનની સાલ ૨૪૦ ઉપયોગી છે, કારણ ધ્રુવસેન ૧ લા અને ગુહસેન વચ્ચેનો સમય ૬ વરસ ટુંકો થાય છે.

ધ્રુવસેન ૧ લાની બેનની દીકરી દુડ્ડાએ વલભીમાં સ્થાપેલ વિહારમાં રહેતા બૌદ્ધ શ્રમણોને દાન આપવામાં આવેલ છે. આ વિહાર બીજા ઘણા લેખોમાં વર્ણવેલ છે. દાનમાં આપેલા ગામનું નામ નષ્ટ થયું છે. બૌદ્ધ ધર્મનાં બીજા દાન માફક આ દાન આપવાનો ઉદ્દેશ પણ નીચે મુજબ છે. વિહારનો જીર્ણોદ્ધાર, શ્રમણોને અન્ન વસ્ત્ર ઇત્યાદિ, બુદ્ધની પૂજા માટેની સામગ્રી વિગેરે. ઉપરાંત સદ્ધર્મનાં પુસ્તકોની ( ખરીદી ), એ એક નવો ઉદ્દેશ આમાં છે. વિહારમાં પુસ્તકાલયનું અસ્તિત્વ આનાથી પુરવાર થાય છે.

---

૧ ઇ. એ. વો. ૭ પા. ૬૬ ડા. જી. બુહ્લર.

## अक्षरान्तर

### पतरूं पहेलुं

१ ओं प्रसभप्रणतामित्राणां मैत्रकाणामतुलबलसंपन्नमण्डलाभोगसंसक्तसंप्रहारशत-

२ लब्धप्रतापः प्रतापोपनतदानमानार्ज्जवोपर्जिजतानुरागानुरक्तमौलभृतमित्रश्रेणी-

३ बल[ ा ]वाप्तराज्यश्रीः परममाहेश्वरः श्रीसेनापतिभटार्कस्तस्य सुतस्तत्पादर-
जोरुणावत-

४ पवित्रीकृतशिराश्शिरोवनतशत्रुचूडामणिप्रभाविच्छुरितपादनखपंक्तिदिधितिर्द्दी-
नानाथकृप-

५ णजनोपजीव्यमानविभवः परममहेश्वरः श्रीसेनापतिधरसेनस्तस्यानुजस्तत्प[ ा ],

६ दाभिप्रणामप्रशस्तत्तरविमलमोलिमणिर्म्मण्वादिप्रणीतविधिविधानधर्म्मा धर्म्मराज-

७ इव विहितविनयव्यवस्थापद्धतिरखिलभुवनमंण्डलाभोगकस्वामिना परमस्वामिना

८ स्वयमुपहितरज्याभिषकः परममाहेश्वरः श्रीमहाराजद्रोणसिंहस्सिह इव तस्या-

९ नुजस्वभुजबलपराक्रमेण परगजघटानीकानामेकविजयी शरणेषिणाम-

१० शरणमवबोद्धा शास्त्रार्थतत्त्वानां कल्पतरुरिवमुहृत्प्रणयिनां यथाभिलषितका-

११ मफलोपभोगदः परमभट्टारकपादानुध्यातः परमभागवतः श्रीमहाराजध्रुवसेन-

१२ स्तत्पादाभिप्रणामप्रभावप्रक्षालिताशेषकृष्णः कृष्ण इव निरस्ताराातिसनासंगरः

१३ सागर इव विश्रुद्धाद्रणमहार्हरत्नपूर्णः पूर्णचन्द्र इव सर्व्वजनतादर्शनाभिरामः

१४ परममाहेश्वरः श्रीमहाराजगुहसेन×कुशली सर्व्वानेव ... ... ... ... ... ...

१५ ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ...
राजस्थानीयामात्यायुक्तकविनियुक्तकद्राङ्गिकचाटभट-

### पतरूं बीजुं

१ ... ... ... ... । द्दी [ नन्यांश्च ] यथा[ सं ]बध्यमा[ न ... ... ... ...

२ ... ... [ वलभी ]पुरे पूज्य दुड्डाकारितवि [ हार ]स्य ... क ... ...

---

पं. १ घणा अक्षरो अस्पष्ट छे. पं. २ वांचो वोपार्ज्जिता. पं. ३ वांचो णावनत. पं. ४ वांचो दीधितिः पं. ५ वांचो माहेश्वरः पं. ६ वांचो प्रशस्ततर; मौलि; र्म्मन्वादि. पं. ७ मण्डल उपरनुं अनुस्वार उडाडी नांखो. पं. ८ वांचो राज्याभिषेकः; स्सिंह. पं. ९ वांचो नुजः; शरणैषिणां. पं. १२ वांचो सेना. पं. १३ विशुद्धाद्रण चोक्कस रीते अशुद्ध छे. पं. २ दु अस्पष्ट छे छतां बीजा समान लेखोने अंगे संशय वगरनो छे. पं. ४ जरोवसेषु वतुर्थ अस्पष्ट छे.

३ ... ... प्रत्याय स्सर्व्वहिरण्यादयः सदशापराधः [सह ... ... र... श्र ...

४ ... ... चरोवर्त्तेषु चतुर्षु [ मा ]तापित्रो ऽ पुण्याप्यायननिमित्तमात्मनश्चैहिका-मुष्मिकफलावा [प्तये]... ... ... ... ... ... ... ... ... ... ... ... ...

५ ... ... तस्य गन्धपुष्पधूपदीपतैलादिक्रियोत्सर्प्पणार्थं सद्धर्म्मस्य पुस्तकोपक...

६ ....नादेशसमत्वागताष्टादशनिकाय( ा भ्यन्तरा )र्य्यभिक्षु ( संघ ) स्य चीवि-रपिण्डपा ( त ) ... ... ... ... ... ... ... ...

७ ....भ जायविहारस्य च खण्डस्फुटितविशीर्ण्णप्रतिसंस्कारणात्र्थमाचन्द्रार्क्कार्ण्णवक्षि-( तिस्थिति )-

८ ( सरि )त्पर्व्वतसमकालीनः भूमिच्छिद्रन्यायेन सोदकेन कमण्डलुना विसृष्टः यतोस्योचित... ... ... ... ... ...

९ ... ... परिपन्थना वा काय्र्यागामिनृपतिभिश्चानित्यान्यैश्वर्य्याण्यस्थिरं मानुष्यं सामान्यं च भूमिदानफल ( लम )

१० ( वगच्छ )द्भिरयमस्मद्दायोनुमन्तव्यः पालयितव्य श्च यश्चाच्छिन्द्यादाच्छिद्य-मानं वानुमोदेत स ( पञ्चभि )

११ ( र्म्महा ) पातकैस्सोपपातकैस्संयुक्तस्स्यादपि चात्र श्लोका भवन्ति यानीह दारि-द्रभयान्नरेन्द्रै(र्धनानि

१२ ( धर्म्माय ) तनीकृतानि निर्म्माल्यवान्तप्रतिमानि तानि को नाम साधुः पुन-राददीत विन्ध्या ( टवीष्व )-

१३ ( तोयासु ) शुष्ककोटरवासिनः कृष्णाहयो हि जायन्ते पूर्व्वदायं हरन्ति ये ॥ स्वद( त्तां परदत्तां )

१४ ( योहर ) त वसुन्धरां गवां शतसहस्रस्य हन्तुः प्राप्नोति किल्बिषमिति ॥ दूतको [ त्र ... ... ... ... ... ... ... ... ...

१५ ... ... ... ... ... ... पुत्रविष्णुसिंहेनेति ॥'

१६ ( स्वहस्तो )मम श्रीमहाराजगुहसेनस्य ॥ सं २४० श्रावण शु ... ... ...

पं. ५ तस्य संशयवाळुं छे. मात्र 'र' स्पष्ट छे. पं. ६ नानादेश शंकास्पद छे; वांचो समभ्यागत. पं. ७ भवजाय अस्पष्ट. पं. १५ विष्णु अस्पष्ट छे.

## નં૦ ૩૪

# ગુહસેનનું વળાનું તામ્રપત્ર[1]

### વલભી સંવત ૨૪૬ માઘ વદિ

આ તામ્રપત્ર પ્રથમ પ્રોફેસર બુલ્હરે ઈન્ડીયન એન્ટિકવેરી વો. ૪ (૧૮૭૫) પા–૧૭૪ મે પ્રસિદ્ધ કર્યું હતું. અને પ્રોફેસર કિલ્હોર્નના લિસ્ટ ઓફ નોધર્ન ઇન્સ્ક્રીપ્શન્સ (ઉપરનું વો. ૫)માં નં૦ ૪૬૫ તરીકે નોંધાયેલું છે. તે કાઠિઆવાડમાં વળામાં અગર તેની નજીદિકમાં જડયું હતું અને તે શહેરના કારભારીએ ઓગણીસમી ઈન્ફન્ટ્રીની ૨૬ મી રેજીમેન્ટના લેફટનન્ટ એફ. બી. પીલને આપ્યું હતું. તેની પાસેથી બીજાઓના હાથમાં ગયું, અને ૧૮૯૦ માં બ્રિટિશ મ્યુઝીયમના ટ્રસ્ટીઓને વેચવામાં આવ્યું હતું. હાલ ત્યાં ડીપાર્ટમેન્ટ ઓફ ઓ. પ્રી. બુ અને મેન્યુ. માં રાખેલું છે, અને "ઓરિએન્ટલ આર્ટસ નં૦ ૪૩" તરીકે નોંધાયેલું છે. તેને બને તેટલું સાફ કરી, તથા બુલ્હરના પાઠ સાથે સરખાવીને, હવે હું સુધારેલો પ્રતિલેખ તથા પ્રતિકૃતિ આપું છું.

લેખ ત્રાંબાના ચોખંડા પતરા ઉપર છે. આ પતરૂં અખંડ હતું ત્યારે ૧૨[illegible]" પોહોળું અને [illegible]" ઉંચું હતું. જ્યારે બુલ્હરને મળ્યું ત્યારે તેને ખૂણાઓમાં કેટલુંક નુકસાન થયેલું હતું. આ પ્રતિકૃતિ અને બુલ્હરના પાઠની સરખામણી કરવાથી દેખાય છે કે ૧૮૭૫ અને ૧૮૯૦ ના સમયમાં થોડા કકડાઓ કાંઠા ઉપરથી પણ નાશ પામ્યા હતા. પતરાનો બાકીનો ભાગ સુરક્ષિત સ્થિતિમાં છે. લિપિ તે સમયની શુદ્ધ ગુપ્ત લખેલી છે, અને જિહ્વામૂલીય તથા ઉપધ્માનીય બન્ને દેખાડે છે. હંમેશ મુજબના બે બોધક શ્લોકો સિવાય લેખ સંસ્કૃત ગદ્યમાં લખેલો છે.

વલભીના ગુહસેનના લેખનો ઉત્તરાર્ધ અને અંતનો ભાગ આ પતરામાં છે. તે જ સમયના બીજા લેખો ઉપરથી જણાય છે તેમ આ લેખમાં દુડ્ડાએ સ્થાપેલ બૌદ્ધ મઠના પોષણ માટે દાનમાં આપેલા પાંસના ગામની હકીકત છે. સંવત ૨૪૬ એટલે ગુપ્ત સંવત અથવા વલભી સંવત્ ૨૪૬[2] ના માઘ કૃષ્ણપક્ષમાં મંત્રિ સ્કંદભટે આ લેખ લખ્યો હતો.

વલભી—એટલે હાલનું વળા સિવાય તેમાં બતાવેલાં બીજા કોઇ સ્થળો ઓળખી શકાતાં નથી.

૧ એ. ઈ. વો. ૧૩ પા. ૩૩૮. લાયોનેલ ડી. બારનેટ.

૨ બુલ્હર આ તિથિ ૨૬૬ વાંચે છે, પરંતુ ખરી તો સુધારો કિલ્હોર્નના લિસ્ટમાં કરવામાં આવ્યો હતો.

## अक्षरान्तर

१ ( समदपरगजघटास्फोटनप्रकाशित ) स त्वनिकषः तत्प्रभावप्रणताराति चू ( डा-
रत्नप्रभा संसक्तपादनखरश्मि )-
२ ( संहतिःस ) कल स्मृतिप्रणीतमार्ग्गसम्यक्परिपालन ( प्रजा रञ्जनादन्वर्त्थराज-
शब्दोरूप )-
३ ( कान्तिस्थैर्य्यगाम्भीर्य्य ) बुद्धिसंपद्भिः स्मरशशाङ्काद्रिराजोदधित्रिदशगुरुधने-
शान( तिशयानः शरणा- )
४ ( गता ) भयप्रदानपरतया त्रिणवदपास्ताशेषस्वकार्य्यफलः प्रार्त्थनाधिकार्त्थप्रदा-
नान ( न्दितविद्व )-
५ त्सुहृत्प्रणयिहृदयः पादचारीव सकलभुवनमण्डलाभोगप्रमोदः परममाहेश्वरः-
६ (श्री महा )राजगुहसेनः कुशली सर्व्वानेवायुक्तकविनियुक्तकद्राङ्गिकमहत्तरचाटभ-
टध्रुवाधिकरणिकदाण्ड-
७ भोगि( क ) चोरोद्धरणिकराजस्थानीयकुमारामात्यादीनन्यांश्चयथासंबद्ध्यमानकान्
समाज्ञापयत्यस्तु वस्संविदितं-
८ यद्वलभीतलसन्निविष्टदुड्डापादकारितदुड्डामहाविहारे नानादिगभ्यागताष्टादशनिका-
याभ्यन्तरशाक्याय्यभिक्षुसं-
९ घाय ग्रासाच्छादनशय्यासनग्लानप्रत्ययभैषज्याद्युपयोगार्त्थमानुमंजीप्रावेश्यपिप्पल-
रुंखरीप्रावेश्यशर्मापद्रवाटक( म् )-
१० तथा मण्डलीद्रंगे सङ्गमानकं देटकहारे नद्दीयं । तथा चोस्सरी । एवमेतद्
ग्रामचतुष्टयं सोद्रङ्गं सोपरिकरं सवातभूत-
११ धान्यहिरण्यादेयं सोत्पद्यमानविष्टिकं सर्व्वराजकीयाहस्तप्रक्षेपणीयं भूमिच्छिद्रन्या-
येन मया मातापित्रोरात्मनश्चै( हि )-
१२ कामुष्मिकयथाभिलषितफलावाप्तये उदकसर्गेणातिसृष्टं यतो स्योचितया शाक्या-
र्य्यभिक्षुसंघस्थित( य* )भुंजतः कृषतः क( र्षय )-
१३ तो वा न कैश्चिद्व्यासेधे वर्त्तितव्यमागामिभद्रनृपतिभिश्चास्मद्वंशजैरनित्यान्यैश्वर्य्या-
ण्यस्थिरं मानुष्यं सामान्यं च भूमिदा( न )-
१४ फलमवगच्छद्भिरयमस्मद्दायोनुमन्तव्यः परिपालयितव्यश्च यश्चैनमाच्छिन्द्यादाच्छि-
द्यमानं वानुमोदेत स पंचा( प )-
१५ ( कर्म्मफल )संयुक्तस्स्यात् त्रय्यांच वर्त्तमानः पंचभिर्म्महापातकैस्सोपपातकैस्संयु-
क्तस्यादपिच ॥ यानीह दारिद्रभया( न्न )-
१६ रेन्द्रैर्द्धनानि धर्म्मायतनीकृतानि । निर्म्माल्यवान्तप्रतिमानि तानि को नाम साधुः
पुनराददीत ॥ बहुभिर्व्वसुधा( भुक्ता राजभि )-
१७ [ स्स ]गरादिभिः । यस्य यस्य यदा भूमिः तस्य तस्य तदा फलमिति ॥ स्वमुखाज्ञा ॥
स्वहस्तो मम महाराजश्री( गुहसेन )-
१८ [ स्य ]लिखितं संधिविग्रहाधिकरणाधिकृतस्कन्दभटेन ॥ सं. २४६ माघ व

१ वांचो त्रिणवद ने बदले तृणवद २ वांचो एवमेत

ભાષાન્તર[1]

તેનો પુત્ર, જેણે શત્રુઓના સમદ ગજોનાં કુમ્ભ ભેદીને આત્મબળ પ્રકાશિત કર્યું હતું, જેના પાદનખનાં કિરણો પોતાના પ્રતાપથી નમેલા શત્રુઓના મુગટમણિની કાન્તિ સાથે ભળી જાય છે, જેણે સકળ સ્મૃતિમાં નિર્મેલા માર્ગનું કાળજીથી પાલન કરીને જનોનાં હૃદય અનુરંજિત કરી, રાજ ( હૃદય હરનાર ) શબ્દનો અર્થ સત્ય કર્યો છે, જે રૂપમાં કામદેવ, કાન્તિમાં ઇન્દુ, સ્થિરતામાં ગિરીશ, ગાંભીર્યમાં સાગર, બુદ્ધિમાં બૃહસ્પતિ કરતાં અધિક છે, શરણાગતને અભયદાન આપવામાં પરાયણ હોવાથી જે પોતાના હિત માટે તૃણ સરખી પણ દરકાર રાખતો નથી, જે વિદ્વાનો અને પ્રણયી મિત્રોનાં હૃદય, પ્રાર્થના કરતાં અધિક ધન આપી, રંજે છે, જે અખિલ ભુવનનો સાક્ષાત આનંદ હતો, તે પરમમાહેશ્વર, મહારાજ શ્રી ગુહસેન કુશળ હાલતમાં, રાજ્ય સાથે કોઈ પણ સંબન્ધ ધરાવતા સર્વ આયુક્તક, વિનિયુક્તક, દ્રાંગિક, મહત્તર, ચાટ, ભટ, ધ્રુવાધિકરણિક, દણ્ડભોગિક, ચોરોદ્ધરણિક, રાજસ્થાનીય, કુમાર, અમાત્ય આદિને શાસન કરે છેઃ—

તમને જાહેર થાઓ કે મારાં માતાપિતા અને મારા માટે આ લોકમાં અને પરલોકમાં ઇચ્છિત ફળની પ્રાપ્તિ અર્થે, ભગવતી દુડ્ડાએ કરેલા અને ... ... ... ... વચ્ચે આવેલા દુડ્ડાના વિહારમાં ૧૮ શાખાના સર્વ દિશામાંથી આવતા શાકય ભિક્ષુસંઘને, આજારી આદિ જનોનાં અન્ન, વસ્ત્ર, આસન ઉપાય અને ઓસડ માટે નીચેનાં ચાર ગામોઃ—

આનુમંજી અને પિપ્પલરૂંખરી વચ્ચે આવેલું સમીપદ્ર( દ્ર )વાટક મણ્ડલીદ્રંગમાં સંગમાનક, તથા હેતકહારમાં નદીય અને ચોસ્સરી, ... ... ... ...સહિત, ... ... ... ... સહિત, લીલી અને સુકી ઉત્પત્તિની આવક સહિત, અન્ન અને સુવર્ણ, અને વેઠના હક્ક સહિત, ભૂમિચ્છિદ્રના ન્યાયથી, પાણીના અર્ધ્યથી ( દાનને અનુમતિ આપી ) મેં આપ્યાં છે.

આથી ભગવાન શાકય-ભિક્ષુસંઘની સાથે સંબંધ ધરાવનારો કોઈ પણ આ ગામોની જ્યારે ખેતી કરે અથવા ખેતી કરાવે ત્યારે કોઈએ પણ પ્રતિબન્ધ કરવો નહિ અને અમારા વંશન ભાવિ ભદ્ર નૃપોએ, ઐશ્વર્ય અસ્થિર છે, માનુષ્ય અનિત્ય છે અને ભૂમિદાનનું ફળ ( સર્વ રક્ષનારને ) સામાન્ય છે, એમ માની આ અમારા દાનને અનુમતિ આપવી અને તેનું રક્ષણ કરવું. જે તે હરી લેશે અથવા તે હરી લેવામાં અનુમતિ આપશે તે પાંચ કુકર્મોનો દંડ ભોગવશે અને ત્રણ ( જાતનાં ) જીવિતમાં પંચમહાપાપ અને અન્ય અલ્પ પાપોનો દોષી થશે.

અને કહ્યું છે કે નૃપોના દારિદ્ર્યના ભયને લઈને ધર્મ અર્થે આપેલું જે નિર્માલ્ય અને વાન્ત અન્ન સમાન છે તે કયો સુજન પુનઃ હરી લેશે ?

સગર આદિ બહુ નૃપોએ પૃથ્વીનો ઉપભોગ કર્યો છે. જે સમયે જે ભૂપતિ, તેને તેનું ફળ છે.

મારા સ્વમુખે દેવાએલી આજ્ઞા : મારા, મહારાજ ગુહસેનના સ્વહસ્ત. સંધિવિગ્રહાધિકરણાધિકૃત સ્કન્દભટથી લખાયું. સં. ૨૪૬

૧ ઇ. એન્ટી. વો. ૪ પા. ૧૭૫.

કરનારાં દુઃખને હરે છે; જે શ્રી અને સરસ્વતીના એકત્ર નિવાસનો પુરાવો છે, જેનો પ્રભાવ શત્રુગણની લક્ષ્મીને સંતાપવામાં દક્ષ છે; (અને) જે પરંપરાથી પ્રાપ્ત કરેલી વિમળ રાજ્યશ્રી સંપન્ન છે, તે પરમ માહેશ્વર મહારાજ શ્રીધરસેન (૨) કુશળ હાલતમાં સર્વ આયુક્તક, વિનિયુક્ત, દ્રાઙ્ગિક, મહત્તર, ચાટ, ભટ, ધ્રુવાધિકરણિક, દણ્ડપાશિક, રાજસ્થાનીય, કુમારામાત્ય, આદિને તેમના સંબંધ અનુસાર શાસન કરે છેઃ—

( લી. ૨૧ ) તમને જાહેર થાઓ કે મારાં માતપિતાના પુણ્યની વૃદ્ધિ અર્થે અને આ લોકમાં તેમજ પરલોકમાં મારાં ઈચ્છિત ફળની પ્રાપ્તિ અર્થે, ઉન્નતના વાસી, વાજસનેયિ–કણ્વ સબ્રહ્મચારી અને વત્સ ગોત્રના બ્રાહ્મણ રૂદ્રભૂતિને બલિ, ચરૂ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર, અને અતિથિના પંચમહાયજ્ઞના અનુષ્ઠાન અર્થે ચંદ્ર, સૂરજ, સાગર, નદીઓ, અને પૃથ્વીના અસ્તિત્વ કાળ સુધી પુત્ર અને પૌત્રોના ઉપભોગ માટે અન્તરત્રા ગામમાં, શિવકપદ્રક કહેવાતા પાદરમાં વીરસેન હન્તિકની માલિકીની ૧૦૦ પાદાવર્ત ભૂમિ, (અને) આની પશ્ચિમે ૧૫ પાદાવર્ત; વળી પશ્ચિમ સીમામાં સ્કમ્ભસેનની માલિકીનાં ૧૨૦ પાદાવર્ત ( અને ) પૂર્વ સીમામાં ૧૦ પાદાવર્ત;—ડોમ્ભિગ્રામમાં પૂર્વસીમામાં વર્ધકિની માલિકીનાં ૯૦ પાદાવર્ત;–વજ્રગ્રામમાં પશ્ચિમ સીમામાં સર્વથી ઉંચા ભાગમા ૧૦૦ પાદાવર્ત અને મહત્તર વીકિદિન્નની માલિકીનો ૨૮ પાદાવર્ત વિસ્તારનો વાપી; (અને) ભુમ્ભુસપદ્રકનામના પાદરમાં લોટક ખેડૂતની માલિકીનાં ૧૦૦ પાદાવર્ત અને એક વાપી;—આ સર્વ ઉદ્રંગ અને ઉપરિકર સહિત, વાત, ભૂત, અન્ન, સુવર્ણ, આદેય સહિત, ઉદ્ભવતી વેઠના હકસહિત, (અને) રાજપુરૂષના હસ્તપ્રક્ષેપણ મુકત, ભૂમિચ્છિદ્રના ન્યાયથી મારાથી, પાણીના અર્ઘથી અપાયું છે.

( લી. ૨૯ ) આથી આ માણસ જ્યારે બ્રહ્મદેય અનુસાર ઉપભોગ કરતો હોય, ખેતી કરતો હોય, અથવા ખેતી કરાવે અથવા અન્યને સોંપે તેમાં કોઈએ પ્રતિબંધ કરવો નહિ.

( લી. ૩૦ ) અને આ અમારા દાનને અમારા વંશના ભાવિ ભદ્ર નૃપોએ લક્ષ્મી અનિત્ય છે, જીવિત અનિશ્ચિત છે, અને ભૂમિદાનનું ફળ ( દાન કરનાર અને તે રક્ષનારને ) સામાન્ય છે એ મનમાં રાખી અનુમતિ આપવી અને રક્ષવું જોઈએ. અને જે આ દાન જપ્ત કરશે અથવા તેની જપ્તિમાં અનુમતિ આપશે તે પંચ મહાપાપ અને અન્ય અલ્પ પાપોનો દોષી થશે.

( લી. ૩૨ ) અને ભગવાન્ વેદવ્યાસે કહ્યું છે કે—ભૂમિ દેનાર સ્વર્ગમાં ૬૦ હજાર વર્ષ વસે છે, ( પણ ) દાનજપ્ત કરનાર અને ( જપ્તિમાં ) અનુમતિ આપનાર તેટલાજ વર્ષ નર્કમાં વસે છે ! નૃપોમાં ઉત્તમ હે યુધિષ્ઠિર ! દ્વિજોને આપેલી ભૂમિનું સંભાળથી રક્ષણ કર; (ખરેખર) દાનનું રક્ષણ દાન કરવા કરતાં અધિક છે ! સગરથી માંડીને ઘણા નૃપોએ ભૂમિનો ઉપભોગ કર્યો છે; જે સમયે જે ભૂપતિ હશે તે તેનું રક્ષણ કરે તો તેને તે સમયનું ( આ હમણાં કરેલાં દાનનું ) ફળ છે !

( લી. ૩૫ ) સાંધિવિગ્રહિક સ્કન્દભટથી આ દાનપત્ર લખાયું છે. (આ) મારા મહારાજ શ્રી ધરસેનના સ્વહસ્ત છે. દૂતક ચિર્બિર છે. સંવત્ ૨૫૨, વૈશાખ વદિ. ૧૫.

નં० ૪૩

# ધરસેન ૨ જાનાં તામ્રપત્રો[1]

સંવત ૨૫૨ વૈશાખ વદ ૧૫ (અમાવાસ્યા)

આ લેખ દરેક ૧૨.૫ ઇંચ×૮.૫ ઇંચના માપનાં બે પતરાંઓ ઉપર લખેલો છે. હમ્મેશ મુજબ ચિહ્નો અને લેખવાળી મુદ્રા સહિત જમણી બાજુની કડી તેની યોગ્ય જગ્યાએ છે. લિપિ, નીચે આપેલાં ધરસેનના દાનપત્રમાં છે, તેના જેવી છે.

પતરાંઓ સુરક્ષિત સ્થિતિમાં છે તથા કાટ લાગેલો નથી. પરંતુ શોધી કાઢનારે તે સાફ કર્યા હોય એવું લાગે છે.

કોતરકામ ઘણું જ ખરાબ અને મલીન છે. इ અને ई માં ભેદ રાખ્યો નથી. ऊ ને બદલે ઘણી વાર उ લખેલો છે. घ्र ની પહેલા द् ની નિશાની કરી નથી. અને વિસર્ગ, અનુનાસિક, તથા આ ઘણી વાર છોડી દીધેલા છે અથવા ખોટે ઠેકાણે મૂકેલા છે, તે સિવાય જોડણીમાં અસંખ્ય ભૂલો છે અને કેટલોક ભાગ ખાલી રહેલો છે.

અશુદ્ધિમાં આ પતરાંઓ ઇં, એ. વો. ૬ પા. ૧૬ માં પ્રસિદ્ધ કરેલાં શિલાદિત્ય ૫ માનાં પતરાંઓને મળતાં આવે છે. સંસ્કૃત ભાષા પણ શુદ્ધ નથી. કેટલાક શબ્દોની જાતિનું ચોક્કસ-પણું તથા ब ને બદલે વધારે પ્રમાણમાં થતો श નો ઉપયોગ બતાવે છે કે લેખક સંસ્કૃત કરતાં પ્રાકૃત ભાષા સાથે વધારે પરિચય ધરાવતો હતો.

વંશાવળીમાં કાંઈ નવીન જાણવા જેવું નથી. પરંતુ તારીખ–સંવત્ ૨૫૨ ની વૈશાખ વદિ ૧૫ ઐતિહાસિક દૃષ્ટિએ જાણવા જેવી છે. કારણ કે, ધરસેનના પિતા ગુહસેનનો જાણવામાં આવેલો છેલ્લો લેખ સંવત ૨૪૮ નો છે. અને આથી પિતાના મૃત્યુ તથા પુત્રના રાજ્યા-રોહણ વચ્ચેનો સમય ચાર વર્ષનો થાય છે.

દાનની વસ્તુઓમાં, સૂર્યદાસ નામના ગામમાં એક ક્ષેત્ર તથા વાવ, તથા જોતિપદ્રક અને લેશુદક ગામોમાંના વધારાનાં બે ક્ષેત્રો છે.

ધરસેન ૪ થા નાં ઇ. એ. વો. ૧ પા. ૧૬ માં પ્રસિદ્ધ થયેલાં દાનપત્રો પ્રમાણે, આ ક્ષેત્રોનું માપ કૂટ 'પાદ' થી આપ્યું છે; "खट्टखट्टावन्थित" નવીન તથા મારાથી ન સમજી શકાય તેવો શબ્દ છે.

દાન લેનારાઓ શાણ્ડિલ્ય ગોત્રના દ્રુશા તથા ષષ્ઠિ નામના બે બ્રાહ્મણો છે. તેઓ, હાલમાં ગુજરાતમાં પ્રસિદ્ધ, સામવેદની છંદોગ્ય કૌથુમી શાખાના શિષ્યો હતા. કાશ્મીરના ગ્રંથોમાં બ્રાહ્મણોના નામ તરીકે 'ષષ્ઠિ' શબ્દ વાપરેલો છે. 'द्रुश' સંસ્કૃત નથી, કદાચ તે દેશી ઉપ-નામ હોય.

આ લિસ્ટમાં વર્ત્મપાલ અને પ્રતિસરક એ બે અધિકારીઓનાં નામ આપ્યાં છે. આ અધિકારીઓ પ્રથમના લેખોમાં બતાવ્યા નથી. 'વર્ત્મપાલ' નો અર્થ 'માર્ગરક્ષક' એવો થાય છે, અને કદાચ તે રસ્તા ઉપર ચોરીઓ થતી અટકાવવા રાખેલો ચોકીદાર હોય. આધુનિક સમયમાં પણ કાઠિઆવાડ અને રાજપૂતાનાના રસ્તાઓનું, બે ત્રણ કોસને અંતરે ઝુપડાંઓમાં રહેતા આવા ચોકીદારોથી રક્ષણ કરવામાં આવે છે. 'પ્રતિસરક' નો અર્થ સામાન્ય ચોકીદાર થાય છે અને ગામડાંઓમાં રાખવામાં આવતા રાત્રિના ચોકીદારને માટે વપરાયો લાગે છે.

[1] ઈ. એ. વો. ૭ પા. ૬૮ જી. બ્યુલ્હર.

## अक्षरान्तर

१ ओं स्वस्ति वलभीतः प्रसभप्रणातामित्राणांमैत्रकाणामतु[ ल ]बलसंपन्नमण्डलाभोगसंसक्तसप्रहारशतलब्धप्रतापः प्र-

२ तापो( प )नतदानमानार्ज्जवोपार्ज्जितनुरगनुरक्तमौलभृत–मित्रश्रेणीबलावप्तरजश्रीः **परममहेश्वरः श्रीसेनापतिभटर्कं**

३ स्तस्य सुतस्तत्पदरजोरुणावनतपवित्रीकृताशिरा शिरोवनतश्शत्रुचूडमणिप्रभाविच्छुरितपादनखपक्तिदीधितिर्दीनानाथकृ-

४ पणजनोपजीव्यमनविभव **परममाहेश्वरः श्रीसेनापतिधरसेनस्तस्यनुज** त्यपदपणामप्रशस्ततरविमलमौलिमणि-

५ र्म्मन्वदिप्रर्णातविधिविधानधर्म्मा धर्म्मराज इव विहितविनयव्यवस्थापधतिरखिलभुवनमण्डलाभोगं[ क ]स्वमिना पर-

६ मस्वमिना स्वयमुपहित रज्यभिशेको महाविश्रगनावपूतराजश्रीः **परममाहेश्वर महागजाश्रीद्रोणसिंहः** सिंह इव

७ तस्यनुजः स्वभुजवलपराक्रमेण परगजघटनीकनामेकविजयी शरणेशिणा शरणमवबोध्या शस्त्रार्थतत्वा-

८ ना कल्पतरुरिव सुहित्प्रणयिना यथाभिलशितफलोपभोगदः **परमभागवतः महाराजध्रुवसेनस्तस्यानुजः**

९ स्तचरणारविन्दप्रणतिप्रविधौताशेशकल्मशः सुविशुधस्वचरितोदकक्षालितासकलकलिकलंकः प्रसभनिजिता-

१० रतिपक्षप्रथितमाहिमा **परमादित्यभक्तः श्रीमहाराजधरपट्टस्तस्यात्मजस्तत्पाद**सपर्य्यावाप्तपुणोदयः शेशावत्पभृति खड्गद्वि-

११ तीयवहुरेव समदपरगजघटास्फौटनप्रकाशितसत्वनिकशस्तत्प्रभावप्रणतारतिचूडरत्नप्रभसंसक्तसरव्यपादनखरश्मि-

---

પં. ૧ પતરાંઓમાં દીર્ઘ તથા હ્રસ્વ " વચ્ચેનો તફાવત જાળવવામાં આવ્યો નથી. વાંચો प्रणतामित्राणां; संप्रहार.° પં. ૨ વાંચો पार्जितानुरागानु, वाप्तराज्यश्रीः; माहेश्वरः; भट्टार्क. પં. ૩ વાંચો त्पाद; शिराः; शत्रु પહેલાનો श ઉડાડી નાંખો. વાંચો चुडा; पङ्क्ति પં. ૪ વાંચો जीव्यमानविभवः; स्तस्यानुजः; तत्पादप्र. પં. ૫ વાંચો र्म्मन्वादि; पद्धति; स्वामिना પં. ૬ વાંચો स्वामिना; राज्याभिषेक; राज्यश्रीः; माहेश्वरः महाराज પં. ૭ વાંચો तस्या; ब, घटानीका; शरणैषिणां वोद्धाशा પં. ૮ વાંચો नां; हृत्प्रणयिनां; लषित; महाराज; પંક્તિના છેડાનો વિસર્ગ ઉડાડી નાખો પં. ૯ વાંચો स्तच्चरणा; ताशेष; सुविशुद्ध; क्षालित ल्मषः. પં. ૧૦ વાંચો राति; परमादि; महाराज, पुण्यो; शैशवात्प्र. પં. ૧૧ વાંચો बाहु; स्फोटन; सत्त्वनिकष; तारातिचूडा; प्रभा सव्य.

१२ संहति सकलस्मृतिपिणीतमार्गसंम्यक्परिपालनप्रजाहृिदयरजनादन्वर्थराजशब्दो रु-
[ प ]कांतिस्थैर्य्यगाम्भीर्य्यबुधिसंपद्भि

१३ स्मरशशाङ्कद्रिराजोदधितृदशगुरुधेनेशानतिशयान शरणागताभयप्रदानपरतया तृण-
वदपास्ताशेषस्वकार्य्यफल प्र-

१४ र्थनाधिकार्त्थप्रदानानन्दितविद्वत्सुहृत्प्रणयिहिदय पदचरीव सकलभुवनमण्डला-
भोगप्रमोदः परममा-

१५ हेश्वर श्रीमहाराजगुहसेनस्तस्य सुतस्तत्पदनखमयुखसंतननिसृतजन्हवीजलौघ-
विक्षालिताशेशक-

१६ ल्मश प्रणयिशतसहस्रोपजीव्यभोगसंपत रूपलोभदिवाश्रितः सरसमाभिगमिके-
र्गुणै सहजशक्ति-

१७ शिक्षाविशेशविस्मपिताखिलधनुर्धरः ... ... ... प्रथमनरपतिसमतिसृष्टनाम-
नुपालयिता ... ... ... धर्म्म-

१८ दायानामपकर्त्ता

पतरूं बीजुं

१ प्रजोपघतकरिणामुपप्लवान दर्शयिता श्रीसरस्वत्योरेकाधिवासस्य सं( ह )
तारातिपक्षल-[10]

२ क्ष्मीपरिक्षोभदक्षविक्रम क्रमोपसप्रसविमलपार्त्थिवश्रीः परममाहेश्वरोः महा-
राजश्रीधरसेन

३ × कुशलि सर्व्वानेवायुक्तकद्राङ्गिकः महतरचटभटध्रुवाधिकरणिकदण्डपशिक-
भोगाधरणिकशौ-[11]

४ ल्किकवर्त्मपलप्रतिसरकराजस्थानीयकुमारमात्यदीनन्याछ यथासबध्यमानका समा-
ज्ञापयत्यस्तु वस्सं

५ विदितं यथा मया मतापित्रोः पुण्याप्यायनायात्मनश्चैहिकामुष्मिक यथाभिलशित-
फलावासयेः=सुर्य्यदासग्रामे दक्षि-

६ णपूर्वसीम्नि पदावर्त्तशतद्वयः वापी च जोतिपद्रकग्रामे उत्तरपूर्वसीम्नि क्षेत्रपादा-
वर्त्तशतद्वयः विंशोत-

७ रः लेश्चुदकग्रामे खट्टखट्टावस्थितपादावर्त्ता ८ पञ्चात्रिशः एतसोदृङ्गं सोपरिकरं
सवातभूतधानहिरण्या-

पं. १२ वांचो संहतिः; प्रणीत; सम्यक्; प्रजाहृदयरंजनादन्व; रूप; बुद्धिसंपद्भिः. पं. १३ वांचो क्षाद्रिराः; त्रिदश, धनेशा; शयानः, फलः प्रा. पं. १४ वांचो विद्वत्सुहृत्प्र; हृदयः पादचारीव. पं.१५ वांचो त्पाद; मयूखस. तानीव-सुतजा;—ताशेष. पंक्ति १६ वांचो ल्मषः; मामभोगसंपद् रूपलोभादिवा, सरभसमा; भिगामि; णौः. पं. १७ वांचोविशे-षविस्मा; सृष्टा.पं. १ वांचो पघातका; प्लवानांदर्शे; राति. पं. २ वांचो दक्षविक्रमो विक्रमोपसंप्राप्त माहेश्वरो पछीनुं विसर्ग उडाडी नाखो पं. ३ वांचो द्राङ्गिकमहत्तरचाट; दण्डपाशिक. पं. ४ वांचो वर्त्मपाल; रामात्यादीनन्यांश्च; कान्समा. पं. ५ वांचो माता, पुण्या; भिलषित; आर्य्यदास होवानो संभव छे.

८ देयः सोत्पद्यमानविष्टिकः समस्तराजकीयानामहस्तप्रक्षेपणीयं भूमिच्छिन्द्रना-
येन=शाण्डिल्य-

९ सगोत्रच्छदोगकौथुमसब्रह्मचारिब्राह्मणदुशाय तथा ब्राह्मणपष्ठये ॥ बलि-
चरुवैश्वदेवाग्निहोत्रा-

१० तिथिपचमहायज्ञिकाना क्रियाना समुत्सर्प्पणात्थर्माचन्द्रार्क्कार्ण्णवसारिक्षितिसम-
कालीन पूत्रपौत्रान्व-

११ यभोग्य उदकसर्गेण ब्रह्मदेय निसिष्ट यतो- सोचितायाब्रह्मदेयस्थित्या भुजतः
कृशत कर्शयतः

१२ प्रदिशतो व न कैश्चित्प्रतिषेधे वर्त्तितव्यमगामिभद्रनृपतिभिश्चास्मद्वशजैरनित्यान्यैश्व-
र्य्याणस्थिर मानुश्य सामान्यच

१३ भूमिदानफलमवगछद्भिरयमस्मदायोनुमन्तव्यः परिपालयितव्यच्छ यश्चैनमाच्छिद्या-
द्याच्छि-

१४ [ द्य ] मान वानुमोदेत स पंचभिर्म्महापातकैः सोपपातकैः संयुक्त स्यादिरयुक्त-
च भगवता वेदव्यासेन व्यास्येन

१५ षष्ठिवर्षसहस्राणिस्वर्गे तिष्ठति भूमिदः [ । ]आच्छेता चानुमता च तानेव नरके
वसेत [ ॥ ]पूर्व्वदता द्विजातिभ्यो

१६ यत्नद्रक्ष यूधिष्ठिर महीमहीमता श्रेष्ठ दानाच्छ्रेयोनुपालनम् । यानीहि दारिद्रभयान्न-
रेन्द्रैर्द्धनानि ध-

१७ र्म्मायतनीकृतानि निर्म्मोल्यवातप्रतिमानि तानि को नाम साधु पुनराददीत लिखि-
तस्सद्धिविग्रहा-

१८ धिकृतस्कन्दभटेन= स्वहस्तो मम महाराजश्रीधरसेनस्य ॥ दू= चिर्भिर
सं २९२ वैशाख ब १९

પં.૮ વાંચો વિસર્ગને બદલે અનુસ્વાર; च्छिद्र न्यायेन. પં. ૯ વાંચો च्छन्दोग. પં. ૧૦ વાંચો पञ्च; यज्ञादीनां क्रियाणां; कालीन પં. ૧૧ વાંચો भोग्यमु; देयं; ष्टं; यतोस्यो; भुञ्जतः; कृषतः; कर्षयतः. પં. ૧૨ વાંચો वा; मागामि; द्वंश;र्य्याण्यस्थिरं; मानुष्यं सामान्यं. પં. ૧૩ વાંચો मवगच्छद्भि; द्दायो व्यश्च; माच्छिन्द्या; व्यासेन પં. ૧૪ વાંચો मानयुक्तः. પં. ૧૫ વાંચો षष्टिं; तिष्ठति; छेत्ता; मन्ता; तान्येव; वसेत्; दत्तां. પં. ૧૬ વાંચો यत्नाद्र; युधि; मही-मतां यानीह; પં. ૧૭ વાંચો वान्त; साधुः; न्धिविग्रहा. પ. ૧૮ વાંચો चिर्भिरः; वैशाख.

નં૦ ૪૪

# ધરસેન ૨ જાનાં બંટીયાવાળાં તામ્રપત્રો

ગુ. સં. ૨૫૭ વૈ. વ. ૧૫

બંટીયાના માસ્તરે આ તામ્રપત્રોની પ્રતિકૃતિ ૧૯૦૪ માં વોટસન મ્યુઝીયમમાં મોકલી હતી. અસલ તામ્રપત્રો મળી શક્યાં નથી. પતરાંઓનું માપ આશરે ૧૨"×૮" છે અને તેમાં ૧૭ અને ૧૫ પંક્તિઓ છે. આ જ રાજાનાં એ. ઈ. વો. ૧૧ પા. ૮૦ એ પ્રસિદ્ધ થએલાં તામ્રપત્રો ને આ બહુ અંશે મળતાં આવે છે.

શરૂવાતમાં વલભીનું નામ આપેલ છે, જ્યાંથી દાન આપેલ છે. પછી ભટ્ટાર્કથી માંડીને દાન આપનાર ધરસેન બીજા સુધીના રાજાઓની વંશાવલિ આપેલ છે.

જે બ્રાહ્મણને દાન આપવામાં આવેલ છે તેનું નામ દેવદત્ત છે. તેનું ગોત્ર શાંડિલ્ય છે અને તે મૈત્રાયણિ શાખાનો છે

દાનમાં આપેલું ગામ ભટ્ટકપત્ર છે અને સુરાષ્ટ્રમાં કૌન્ડીન્યપુરની ઉત્તરમાં આવેલું છે.

સુલેહ અને લડાઈ ખાતાના અધિકારિ સ્કન્દભટે દાન લખેલું છે અને દૂતક ચિબિર નામે છે.

દાન આપાયાની તિથિ સં. ૨૫૭ ના વૈશાખ વદિ ૧૫ અમાવાસ્યા છે અને તે દિવસે સૂર્યગ્રહણ હતું.

ધરસેન ૨ જાનાં પ્રાપ્ત તામ્રપત્રોમાંના સં. ૨૫૨ અને સં. ૨૬૯ ની વચ્ચેનું આ સં. ૨૫૭ નું તામ્રપત્ર તે મોટો ગાળો અમુક અંશે ટુંકો કરે છે.

તે દિવસ સૂર્યગ્રહણ હતું, એ હકીકત પણ ખાસ આ સંવતની શરૂવાત ચોક્કસ કરવામાં ઉપયોગી થાય, એવો સંભવ છે.

---

વો. મ્યુ. રી. ઈ. સ. ૧૯૨૫-૨૬ પા. ૧૩ ડી. બી. દીસ્કલકર

નં૦ ૪૫

# ધરસેન ૨ જાનાં તામ્રપત્રો

સંવત્ ૨૫૯ ચૈત્ર વદિ ૨

હાલમાં પ્રસિદ્ધ થયેલાં વલભીનાં ત્રણ દાનપત્રોમાંનું પ્રથમ દાનપત્ર વલભીનાં ખંડેરોમાંથી જૂની ઇંટો ખોદતાં કોળીઓને મળ્યું હતું. મને તે ૧૮૭૫ ના જાનેવારીમાં મળ્યું હતું.

ધરસેન ૨ જાનું દાનપત્ર ૯$\frac{3}{4}$ ઇંચ×૧૬$\frac{3}{4}$ ઇંચનાં બે પતરાંઓ ઉપર લખેલું છે. મુદ્રા સાથેની કડીઓ અર્ધી બળથી તોડેલી અને અર્ધી કાપેલી છે; તેથી ડાબી બાજુની કડીની આસપાસમાં પહેલા પતરાના નીચેના ભાગમાં અને બીજાના ઉપરના ભાગમાં, અર્ધ ગોળ પતરાંના કકડાઓ નાશ પામ્યા છે. આ અકસ્માતને લીધે બીજા પતરાની પહેલી પંક્તિઓના કેટલાક અક્ષરો બહુ ઝાંખા અને અસ્પષ્ટ છે, જે એક મહદ્દર્શક કાચથી જોઈ શકાય છે. બીજા પતરાનો જમણી બાજુએ નીચેનો એક કકડો પણ નાશ પામ્યો છે. મને મળ્યાં ત્યારે બન્ને પતરાં પર રેતી તથા કાટ લાગેલાં હતાં, અને ચૂનાના પાણીમાં ઘણો સમય રાખવાથી તે સાફ થયાં. તેમ છતાં પહેલું પતરૂં સહેલાઈથી વાંચી શકાય તેવું નથી, અને ફોટોગ્રાફ લેવા માટે પણ નકામું છે. બીજાનો ફોટોગ્રાફ સારો આવે છે.

પતરાં પરના અક્ષરો ગુહસેનની જેમ ગોળાકારના અને પાતળા છે. દાનપત્રની તારીખ એક 'વિજયી છાવણી' માંથી નાંખેલી છે. ગામનું નામ ખરાબ થઈ ગયું હોવાથી તે સ્થળ નક્કી થઈ શકાતું નથી. નામની શરૂવાત ભદ્રોપાદ્રથી થાય છે.

વંશાવળીમાં નિયમ પ્રમાણે ભટારકથી ગુહસેનના પુત્ર ધરસેન૨ સુધીના રાજકર્તાઓની યાદી આપ્યું છે.

વલભીમાં આવેલો, આચાર્ય ભદંત સ્થિરમતિએ બંધાવેલો શ્રીબપ્પપાદનો મઠ દાનમાં આપેલો છે. હું ધારૂં છું કે, આ વિહાર હ્વિવેનથ્સાંગે 'અર્હત' "ઓચેલો" નો કહેલો છે તે જ છે. તેમાં શંકા નથી. તેણે આ મઠ વિષે આ પ્રમાણે કહ્યું છેઃ—

—"શહેર (વલભી) થી થોડે દૂર પ્રાચીન સમયમાં અર્હત્ ઓચેલો એ બંધાવેલો એક મઠ છેઃ ગુણમતિ અને સ્થિરમતિ નામના બોધિસત્ત્વોએ આજ સ્થળે પોતાનો નિવાસ રાખ્યો હતો. અને તેમણે પ્રખ્યાત થયેલા કેટલાક ગ્રંથો પણ આંહિ જ લખ્યા હતા.

આપણા લેખનો તથા હ્વિવેનથ્સાંગે લખેલો સ્થિરમતિ વસુબંધુનો સુવિખ્યાત શિષ્ય હતો. અને તેણે પોતાના ગુરૂના લેખોની ટીકા લખી હતી એ નિર્વિવાદ છે.

દાનમાં બે ગામો આપેલાં છે—એક હસ્તવપ્ર–આહરણીમાં મહેશ્વરદાસેનક અને બીજું ધારાકેઠ સ્થલીમાં દેવભદ્રિપલ્લિકા. ધ્રુવસેન ૧ લાના સંવત્ ૨૦૭ ના પતરાંમાં 'હસ્તવપ્ર' 'હસ્તકવપ્ર' તરીકે આપેલું છે. અને તે હાલના હાથબ તરીકે ઓળખાવેલું છે. કર્નલ યુલે ત્યાર બાદ, હાથબને ગ્રીક અસ્ટકંપ્રોત માનેલું છે. મહેશ્વરદાસેનક કદાચ હાથબની નૈરૂત્યમાં આવેલું મહાદેવપુર હોય. ધરસેનના દાનમાં **हस्तवप्राहरण्याम्** એવો પાઠ ચોખ્ખો આપેલો છે, અને તેથી મારો સુધારો **हरण्यम्** અને 'આહરણી' એ કોઈ પ્રદેશનો ભાગ બતાવે છે, એ મતને પુષ્ટિ મળે છે.

ઈ. એ. વો. ૬ પા–૯ જી. બ્યુહ્લર.

દાન આપવાનો હેતુ, દરેક બૌદ્ધ મઠને આપવામાં આવતાં દાન પ્રમાણે, બુદ્ધ ભગવાનની પૂજાના ખર્ચ માટે, પૂજ્ય ભિક્ષુઓના કપડાં, ખોરાક તથા ઔષધ વિગેરેનો ખર્ચ, તથા મઠના સમારકામ વિગેરેનો ખર્ચ કરવા માટે છે.

દાનની તારીખ વિષે, હું હવે તે ૨૬૯ ચૈત્ર વદ ૨ વાંચું છું. બીજી નિશાનીના અર્થ માટે પંડિત ભગવાનલાલ ઇંદ્રજીના મતને હું મળતો આવું છું. મારા અભિપ્રાય પ્રમાણે, તેઓ પોતાની પાસેના કેટલાક ક્ષત્રપના સિક્કાઓની મદદથી, ૪૦ અને ૭૦ માટેની નિશાનીઓની મુશ્કેલી ઉકેલવામાં ફળીભૂત થયા છે.

જમીનનાં દાનોમાં 'દિવિર' અથવા 'દિવિરપતિ' નો ઇલ્કાબ હંમેશાં વપરાય છે, અને શાસનો ઘડનારા અધિકારીઓ માટે તે ખાસ વપરાય છે. એટલે દિવિરપતિ સ્કંદભટનો અર્થ મુખ્ય કારકુન અથવા સેક્રેટરી સ્કંદભટ' થાય છે. આ શબ્દની સંસ્કૃત વ્યુત્પત્તિ શોધી શક્યો નથી. ખીલા આકારના લેખોમાં આવે છે તે પર્શીઅન 'દિવિ' "લખાણ" સાથે તે શબ્દનો સંબંધ કદાચ હોય.

## अक्षरान्तर

### पतरूं पहेलुं

१ स्वस्ति विजयस्कन्धावारा(त्) भद्रोपात्त-वास[ कान् ] प्रस[ प्रणतामित्राणां मैत्र-
काणा* ]मतुलबलसपत्नमण्ड[ ला ]भोगसंसक्तसंप्रहारशतलब्ध[ प्रताप प्रता ]-

२ [ पोपनत ]दानमानार्जवोपार्ज्जितानुरागानु[ रक्तमौल ]भृत [ मित्र ] श्रेणीबला-
वास परममाहेश्वरः श्रीसेनापती भटार्कस्तस्य सुत [स्तत्पा] दरजो [रु] ण-

३ नतपवित्रीकृतशिराः शिरोवनतशत्रुचूडामणिप्रभाविच्छुरितपादनखपङ्क्ति दीधितिः
दीनानाथकृपणजनोपजीव्यमानविभवः परममा

४ हेश्वरः श्रीसेनापतिधरसेनः तस्यानुज[ स्तत्पाद ]प्रणामप्रशस्ततरविमलमणि-
र्म्मन्वादिप्रणीतविधिविधानधर्म्मा धर्मराज इवविनयविहित

५ व्यवस्थापद्धतिरखिलभुवनमण्डलाभोगैकस्वामिना परमस्वामिना स्वयमुपहित-
राज्याभिषेकमहाविश्राणनावपूतराज्यश्रीः परममाहे-

६ श्वरः महाराजश्रीद्रोणसिङ्घ सिङ्घ इव तस्यानुजस्स्वभुजबलपराक्रमेण परगज-
घटानिकानामेकविजयी शरणैषिणां शरणमवबोद्धा

७ शास्त्रार्थतत्वानां कल्पतरुरिव सुहृत्प्रणयिनां यथाभिलषितकामफलभोगदः परम-
भागवतः महाराजश्रीध्रुवसेनस्तस्यानुजः

८ [ तच्च ]रणारविन्दप्रणतिप्रविधौताशेषकल्मषःसुविशुद्धस्स्वचरितोदकप्रक्षालिता-
शेषकलिकलङ्कप्रसभनिर्ज्जितारातिः

९ ———( प ) रमादित्यभक्तः श्रीमहाराजधरपट्टः तस्य सुतस्तत्पादसपर्य्या-
वाप्तपुण्योदयश्शैशवात्प्रभृतिखड्गद्वितीबाहुरेव सम-

१० ( दपर ) गजघटास्फोटनप्रकाशितसत्वनिकषस्तत्प्रतापप्रणताराातिचूडारत्नप्रभासं-
सक्तसव्यपादनखपङ्क्ति दीधितिः सकलस्मृति-

११ प्रणीतमार्ग्गसम्यक्परिपालनप्रजाहृदयरंजनान्वर्थराजशब्दः रूपकान्तिस्थैर्य्यधैर्यबु-
द्धिसंपद्भिः स्मरशशाङ्काद्रिराजोदधित्रिदशगुरु-

१२ धनेशानतिशयानः शरणागताभय (प्रदान ) परतया तृणवदपास्ताशेषस्वकार्य्यफलः
प्रार्त्थनाधिकार्त्थप्रदानानंदितविद्वत्सुहृ ( त्प्रण )-

१३ यिहृदयःपादचारीव ( सकलभुवनमण्डलाभोगप्रमोदः ) परमाहेश्वरो महाराजश्री-
सेनः तस्य सुतस्तत्पादनख ( मयूखसंतान )-

१४ ( विसृत ) जान्हवीजलौघप्र ( क्षालिताशेषकल्मषः प्रण ) यिशतसहस्रोपजी-
व्यमानभोगसंपद्रूपलो ( भा ) दिवाश्रितस्सरसमाभिगामिकैर्गुणैः

१५ सहजशक्तिशिक्षाविशेषविस्मापिताखिलधनुर्द्धरः प्रथमनरपतिसमतिसृष्टानामनुपा-
लयिता ( ध ) र्म्मदायानामपकर्त्ता प्रजो-

१६ पघातकारिणामुप ( प्लवा ) नां दर्शयिता श्रीसरस्वत्योरेकाधिवासस्य संहताराति
पक्षलक्ष्मीपरिभोगदक्षविक्रमः विक्रमोपसंप्रा-

---

*११–१४ अक्षरो संशयवाळा छे. पं. १ वांचो संपन्न. पं. ४ वांचो मौलिमणि. पं. ६ वांचो द्रोणसिंह सिंह. पं. ७ वांचो तत्त्वानां. पं. १० वांचो सत्त्वनिकष. पं. ११ धैर्य पछी गाम्भीर्य उमेरो.

## पतरूं बीजुं

१ सविमलपार्थिवश्रीः परममा( हेश्वरो ) महासामन्तमहाराजश्रीधरसेन×कुशली सर्वानेव स्वानायुक्तकद्राङ्गिकमहत्तरचाट ( भट ) - - - - - - *

२ ध्रुवाधिकारणिकविषयपतिरा( ज )स्थानीयोपरिककुमारामात्यहस्त्यश्वारोहादीनन्यांश्च यथासंबध्यमानकान्समाज्ञापयत्यस्तु वस्संवि-

३ दितं यथा मया मातापित्रोः पुण्याप्यायनायात्मनश्चैहिकामुष्मिकयशाभिलषित फलावाप्तये वलभ्यां आचार्य्यभदन्तस्थिरमतिकारितश्रीबप्पपादीय-

४ विहारे भगवतां बुद्धानां पुष्पधूपगन्धदीपतैलादिक्रियोत्सर्प्पणार्थं नानादिगभ्या-गतार्य्यभिक्षुसङ्घस्य च चीवरपिण्डपातग्लानभैषजाद्यर्थं विहारस्य च ख-

५ ण्डस्फुटितविशीर्ण्णप्रतिसंस्कारणार्थं हस्तवप्राहरण्यां महेश्वरदासेनकग्रामधाराखेट स्थल्यां च देवभद्रिपल्लिकाग्रामौ सोद्रङ्गौ सोपरिकरौ सवा-

६ तभूतप्रत्यायसधान्यभागभोगहरण्यादेयौ सोत्पद्यमानविष्टिकरौ सदशापराधौ सम-स्तराजकीयानामहस्तप्रक्षेपणीयौ भूमिच्छिद्रन्यायेन( येन )

७ आचन्द्रार्क्कार्ण्णवसरित्क्षितिस्थितिपर्वतसमकालीनौ उदकातिसर्गेण देवदायौ निसृष्टौ यत उचितया देवविहारस्थित्या भुंजतः कृष( तः )

८ कर्षयतः प्रतिदिशतो वा न कैश्चिद्व्याघाते वर्तितव्यौ आगामिभद्रनृपतिभिरस्मद्वं शजैरन्यैर्व्वानित्यान्यैश्वर्य्याण्यस्थिरां मानुष्यं सामान्यं च ( भूमि )

९ ( दानफल ) मवगच्छद्भिरयमस्मद्दायोनुमन्तव्यः परिपालयितव्यश्च यश्चैनमाच्छि-न्द्यादाच्छिद्यमनां वानुमोदेत स पञ्चभिर्म्महापा( तकैः )

१० ( स्सोप ) पातकैस्संयुक्तः स्यान इत्युक्तं च भगवता वेदव्यासेन व्यासेन ॥ षष्टिवर्षसहस्राणि स्वर्ग्गे मोदति भूमिदः । आच्छेत्ता चानुमन्ता च (तान्येव नर-)

११ के वसेत् ॥ बहुभिर्वसुधा भुक्ता राजभिस्सगरादिभिः यस्य यस्य यदा भूमिः तस्य तस्य तदा फलम् ॥ अनादकेष्वरण्येषु ( शुष्ककोटर- )

१२ वासिनः कृष्णसर्प्पा हि जायन्ते धर्म्मदायापहारकाः ॥ स्वदत्तां परदत्तां वा यो हरेत वसुन्धरां । गवां शतस( हस्रस्य हन्तुः प्राप्नोति )

१३ किल्बिषम् ॥ यानीह दारिद्र्यभयान्नरेन्द्रैर्द्धनानि धर्म्मायतनीकृतानि । निर्माल्य-वान्तप्रतिमानि तानि को नाम ( साधुः पुनराददीत )

१४ लक्ष्मीनिकेतं यदपाश्रयेण प्राप्तो... ... कोभिमतं नृपार्थे। तान्येव पुण्यानि विव-र्द्धयेथा न हापनीयो ह्युपकारिपक्षः ॥

१५ स्वहस्तो .... मम .... महाधिराजश्रीधरसेनस्य दूतकः सामन्तशीलादित्यः ॥

१६ लिखितं .... सन्धिविग्रहाधिकरणाधिकृतादिवीरपतिस्कन्दभटेन ।
सं २६९ चैत्र ब २ ॥

---

પં. ૧ અક્ષરો ૯-૧૨ અને ૧૬-૧૭ તદ્દન ઝાંખા છે પં. ૨ અક્ષરો ૧૧-૧૪ અને ૧૫-૧૮ તદ્દન ઝાંખા છે. પં. ૩ અક્ષરો ૯-૧૬ બિલ્કુલ ઝાંખા છે. પં. ૪ અક્ષરો ૧૧-૧૮ ઘણાજ ઝાંખા છે અને કેટલાક સંશયવાળા છે. પં. ૫ વાંચો दासेनग्रामो पल्लिकाग्रामो. પં. ૬ વાંચો हिरण्या. પં. ૭ વાંચો कालीनावु पं. ८ વાંચો वर्तितव्यं. स्थिरं. પં. ૯ વાંચો च्छिद्यमानं, પં. ૧૧ વાંચો अनुदकेष्व. પં. ૧૬ વાંચો दिविर.

નં૦ ૪૧

# ધરસેન ૨ જાનાં તામ્રપત્રો

[ગુપ્ત–] સંવત ૨૭૦ માઘ સુદ ૧૦ (ઈ. સ. ૫૯૦)

આ સોસાયટી તરફથી પ્રિન્સ ઑફ વેલ્સ મ્યુઝીયમ ઑફ વેસ્ટર્ન ઇન્ડિઆને આપવામાં આવેલાં તામ્રપત્રોમાં નં૦ ૭૩ની નિશાનીવાળાં ૪ પતરાંઓના કકડા છે. આ નંબર દેખીતી રીતે સોસાયટીના લીસ્ટનો છે. આ પતરાંઓમાં સૌથી મોટું આ દાનપત્રનું બીજું પતરૂં છે, જેના નીચેના બે ખૂણાઓ કટાઇને નાશ પામ્યા છે. તેનાથી નાના કકડામાં પહેલાં પતરાંનો મધ્ય ભાગ છે. અને તેમાં ફક્ત હંમેશનો વંશાવળીનો ભાગ જ સુરક્ષિત છે. બન્ને છેડાની બાજુઓ નાશ પામી છે. બાકીના બે કકડામાંનો એક, ૯$\frac{3}{4}$"×૨$\frac{1}{2}$" માપનો, કોઈ અન્ય દાનપત્રના બીજા પતરાનો ઉપરનો ભાગ છે, અને આ દાનપત્ર સાથે કંઈ પણ સબંધ ધરાવતો નથી. છેલ્લો કકડો, આશરે ૧૦"×૪$\frac{3}{4}$" માપનો, એક વલભીના દાનપત્રનાં પહેલાં પતરાંનો ભાંગી ગયેલો ભાગ જણાય છે; પણ આ દાનપત્ર સાથે સંબંધ ધરાવતો નથી. આ છેલ્લા બે કકડાઓનું મૂળ મળી આવે ત્યાં સુધી રાખી મૂકવા પડશે.

પહેલા પતરાવાળો કકડો ૫$\frac{1}{2}$"×૫$\frac{1}{2}$" અને બીજો ૧૨$\frac{1}{2}$"×૮$\frac{1}{2}$" માપનો છે. બન્ને એક જ બાજુપર લખેલા છે. પહેલા પતરા ઉપર ૧૫ અને બીજા ઉપર ૧૭ પંક્તિઓ સાચવેલી છે. તારીખ પહેલાં પતરાંની છેલ્લી પંક્તિમાં આપેલી છે. અને તેમાંથી ૨૦૦,૭૦,૧૦નાં ચિહ્નો મળી શકે છે.

પહેલા પતરામાં આપેલો વંશાવળીનો ભાગ ઇં. એ. ૭ પા. ૭૦માં પ્રસિદ્ધ કરેલા ગુપ્ત સંવત્ ૨૭૦ના દાનપત્રમાં છે તેને બરાબર મળતો છે. બીજા પતરાની બીજી પંક્તિમાં દાન કરનાર ધરસેન(૨)નું નામ આપ્યું છે. તેણે સુરાષ્ટ્રપ્રાંતમાં ભુદત્તસ્થાલક પાસે આવેલા ઉક્ષપાલક ગામનું દાન આપેલું છે. આ દાન નીચેનાં ત્રણ કાર્યો માટે આપ્યું છેઃ–(૧) બુદ્ધની મૂર્તિની પૂજા, (૨) પૂજ્ય ભિક્ષુઓનું સ્વાગત (કપડાં, ખોરાક ઔષધ વિગેરે વડે), (૩) મઠનું સમારકામ. તારીખ ઈ. સ. ૫૯૦ને મળતી ગુ.સં. ૨૭૦ના માઘ શુદ ૧૦ આપેલી છે. દાનનો દૂતક સામંત શિલાદિત્ય અને લેખક દિવિરપતિ સ્કન્દભટ છે.

જર્નલ બો. બ્રા. રો. એ. સો. વો. ૧ પા. ૬૬—૬૭ જી. વી. આચાર્ય

## [illegible]

### पतरूं पहेलुं

१ ... ... ... ... ... ... प्रसभ ... ... ... ... ...

२ ... ... ... ... पोपनतदानमानार्जवो ... ... ... ...

३ ... ... ... ... सुत: तत्पादरजोरुणावनतपवित्रीकृतशिरा: ... ...

... ... ... ... ... ...

४ ... ... ... ... नाथकृपणजनोपजीव्यमानविभव: प .. ... ...

५ ... ... ... ... प्रशस्ततरविमलमौलिमणिर्म्मन्वादिप्रणितविधिवि

... ... ... ... ... ... ...

६ ... ... ... ... मण्डलाभोगैकस्वामिना परमस्वामिना स्वयमुपहित-
राज्या .. ... ... ... ... ... ... ...

७ ... ... ... ... ... स्वानुज: स्वभुजबलपराक्रमेण परगजघटानीका-
नामेकविज ... ... ... ... ... ... ...

८ ... ... ... ... ल्पतरुरिव सुहृत्प्रणयिनां यथाभिलषितफलभोगद:
परम ... ... ... ... ... ... ...

९ ... ... ... ... विन्दप्रणतिप्रविधौताशेषकल्मष: सुविशुद्धस्वचरि

... ... ... ... ... ... ... ... ...

१० ... ... ... ... रतिपक्षप्रथितमहिमा परमादित्यभक्त: महाराजधरप-

... ... ... ... ... ... ... ... ...

११ ... ... ... ... ... प्रभृति खड्गद्वितीयबाहुरेव समदपरगजघटास्फो-
टनप्रकाशि ... ... ... ... ... ... ...

१२ ... ... ... ... नखरश्मिसंहति: सकलस्मृतिप्रणीतमार्गसम्यक्परि

... ... ... ... ... ... ... ...

१३ ... ... ... ... धैर्य्यगांभीर्यबुद्धिसंपद्भि: स्मरशशाङ्काद्रिराजो-
दधितृदशगुरु ... ... ... ... ... ... ...

१४ ... ... ... ... तृणवदपास्ताशेषस्वकार्यफलि: प्रार्थनाधिकार्थ-
प्रदानानंदि ... ... ... ... ... ...

१५ ... ... ... ... मण्डलाभोगप्रमोद: परममाहे ... ... ...

... ... ... ... ... ... ... ... ... ... ... ...

---

१ મૂળ પતરા ઉપરથી

## पतरूं बीजुं

१६ स्य संहताराातिपक्षलक्ष्मीपरिभोगदक्षविक्रमः विक्रमोपसंप्राप्तविमल( पार्थिव- ) श्रीः परममाहे-

१७ श्वरः महासामन्तमहाराजश्रीधरसेनः कुशली सर्व्वानेव स्वानायुक्तकद्रांगिकम-

१८ हत्तराचाटभटध्रुवाधिकरणिकविषयपतिराजस्थानीयोपरिककुमारामात्यादीनन्यांश्च यथासम्बध्य-

१९ मानकान्समाज्ञापयत्यस्तु वस्संविदितं यथा मया मातापित्रोः पुण्याप्यायनाय आत्मनश्चैहिकामुष्मिकयथाभि

२० लषितफलावाप्तये दुड्डाविहारस्याभ्यन्तरेव – – – – – – – लकारितविहारे भगवत्सम्यग्संबुद्धस्य

२१ बुद्धस्य पुष्पधूपदीपतैलादि – – – – चतुर्द्दिगभ्यागतार्य्यभिक्षुसंघस्य चीव-रिकशयनासन-

२२ ग्लानभैषज्यार्त्थं विहारस्य च खण्डस्फुटितविशीर्णप्रतिसंस्करणार्त्थं च सुराष्ट्रेषु सुदत्तभट्टानकसमी-

२३ पे उद्रपालकग्रामः सोद्रङ्गः ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ...

२६ ... ... ... ... धर्म्मदायो निसृष्टः ... ... ... ... ...

३१ .. ... ... ... ... दूतकस्सामन्तशीलादित्यः लिखितं सन्धिवि-ग्रहाधिकृत – –

३२ – – दिविरपतिस्कन्दभटेन सं २०० ७० माघ सु १० स्वहस्तो. मम महाराजश्रीधरसे – –

---

૧ દુડાવિહારનો ઉલ્લેખ ઇ. એ. વો. ૬ પા.૧૩૭ મે પણ કરેલ છે.

નં० ૪૭

# ધરસેન ૨ જાનાં તામ્રપત્રો

## સંવત્ ૨૭૦ ફાલ્ગુન વદિ ૧૦

ધરસેન ૨ નું દાનપત્ર ૧૨.૮ ઈંચ×૯.૫ ઈંચના માપનાં બે પતરાંઓ ઉપર લખેલું છે. તે બન્ને પતરાંઓને જોડતી બે કડીઓ ખોવાયાનું જ ફક્ત નુકશાન થયું છે. પરંતુ તેના ઉપર કાટનો જાડો થર લાગેલો હતો અને કેટલેક સ્થળે તો તે દૂર કરવાના પ્રયત્નો નિષ્ફળ ગયા અને તેથી કેટલાક અક્ષરો શંકાભરેલા રહ્યા છે.

અક્ષરો ધ્રુવસેન ૧લાનાં પતરાંઓ તથા ગુહસેનનાં સંવત્ ૨૪૦નાં શાસનોને મળતાં છે, અને ચોખ્ખા અને સારી રીતે કોતરેલા છે. લખાણની ભૂલો થોડી છે.

વંશાવળી હંમેશ મુજબ છે. પરંતુ ધરસેન ૨ જાને આ દાનમાં પણ **महासामंत** 'મ્હોટો ખંડીઓ રાજા'એ ઇલ્કાબ આપેલો છે, તે ખાસ નોંધ લેવા જેવું છે. ધરસેન ૨ જાનું એક દાનપત્ર સંવત ૨૫૨ તથા એક સંવત્ ૨૬૯નું હોવાથી, નવા સંવત્ ૨૭૦ના દાન આપનારના રાજ્યના વખત વિષે આપણા જ્ઞાનમાં કંઈ વધારે ઉમેરો કરતાં નથી.

દાન લેનાર ખેટકમાં વસતા, આનર્તપુરના રહિશ ... ... મિત્રનો પુત્ર વિષ્ણુમિત્ર શાર્ક-રાક્ષિ ગોત્રનો ઋગ્વેદિ બ્રાહ્મણ હતો.

ખેટક જીલ્લા( આહાર )ના તાલુકા ( પથક ) બણ્ડરિજીદ્રિમાં અશિલ્લાપલ્લિકા ગામ દાનમાં આપ્યું હતું. **आहार** શબ્દ, ધ્રુવસેન ૧ લા તથા ધરસેન ૨ જા ( સંવત્ ૨૬૯ના ) અને ધરસેન ૪ થા ( ઈ. એ. વો. ૧. પા. ૪૫ )ના શાસનોમાં આવતા **आहरणी** શબ્દને મળતો આવે છે. અને તે દેખતી રીતે " **विषय** " ' જીલ્લા 'નો પર્યાય લાગે છે. તેનો પેટા વિભાગ ' **पथक** ' શબ્દ ધ્રુવસેન ૨ જા( ઈ. એ. વો. ૬ પા. ૧૩ )ના દાનપત્રમાં, તથા ચાલુક્યોના લેખોમાં મળી આવે છે.

દાન આપવાનો હેતુ દરેક બ્રાહ્મણને આપેલાં દાનો મુજબ, યજ્ઞો કરાવવાનો છે.

નામથી બતાવેલા અધિકારીઓમાં, દૂતક, સામંત શિલાદિત્ય, અને **सांधिविग्रहिक** અને **दिविरपति**, એટલે ' દિવાન ' અને મુખ્ય સેક્રેટરી, સ્કંદભટ છે. રાજાએ દાનપત્રની પ્રસ્તાવનામાં સંબોધેલા અધિકારીઓમાં એક **कार्थवारिक** નામનો નવીન હોદ્દેદાર આવે છે. આ શબ્દનો અર્થ હું જાણતો ન હોવાથી ફક્ત અહિં તે લખું છું.

ઈ. એ. વો. ૭ પા. ૭૦-૭૧ જી. બ્યુહ્લર

## अक्षरान्तर

### पतरूं पहेलुं

१ ओं ॥ स्वस्ति विजयस्कन्धावारात् भर्तृवाहनकवासकात्प्रसभप्रणतामित्राणां-
मैत्रकाणामतुलबलसपत्नमण्डलाभोगसंस-

२ क्तसंप्रहारशतलब्धप्रतापः प्रतापोपनतदानमानार्ज्जवोदार्ज्जितानुरागोनुरक्तमौलभृ-
तमित्रश्रेणीबलावाप्त-

३ राज्यश्रीः परममाहेश्वरः श्रीसेनापतिभटार्कस्तस्य सुतः स्तत्पादरजोरुणावनत-
पवित्रीकृतशिरः शरोवन( त )शत्रु-

४ चूडामणिप्रभाविच्छुरितदादनखपङ्क्तिदीधितिः दीनानाथकृपणजनोपजीव्यमानवि-
भवः परममाहेश्वरः श्रीसे-

५ नापतिधरसेनः तस्यनुजः तत्पाद( प्रणाम )प्रशस्ततरविमलमौलिमणिर्म्मन्वा-
दिप्रणितविधिविधानधर्म्मा धर्म्म-

६ राज इव विनयविहितव्यवस्थापद्धतिरखिलभुवनमण्डलाभोगैकस्वामिना परमस्वा-
मिना स्वयमुपहितरा-

७ ज्याभिषेक महाविश्राणनावपूतरज्यश्रीः परममाहेश्वरः महाराज श्रीद्रोणसिंहः
सिंह इव तस्यानुजः

८ स्वभुजबलपराक्रमेण परगजघटानीकानामेकविजयी शरणैषिणां शरणमवबोद्धा
शास्त्रार्थतत्वानां

९ कल्पतरुरिव सुहृत्प्रणयिनां यथाभिलषितकामफलभोगदः परमभागवतः महारा-
जश्रीध्रुवसेनः तस्या-

१० नुजः तच्चरणारविंदप्रणतिप्रविधौतावशेषकल्मषः सुविशुद्धस्वचरितोदकप्रक्षालिता-
शेषकलिकलङ्कः प्र-

११ सभविर्जितारतिपक्षप्रथितमहिमा परमादित्यभक्तः महाराजश्रीधरपट्टः तस्य सुतः
तत्पादसपर्य्यावाप्त-

१२ पुण्योदयः शैशवात्प्रभृति खन्तद्वितियबाहुरेव समदपरगजघटास्फोटनप्रकाशितस-
त्वनिकषः तत्प्रभाव-

---

पं. १ वांचो संपक्त पं. २ वांचो पार्जित अने वाप्त पं.३ वांचो सुतस्त, शिराः; शिरो, पं. ४ वांचो पाद. पं. ५ वांचो तस्या; प्रणित. पं. ६ वांचो विहितविनयः; पं. ७ वांचो राज्यश्रीः; पं. ११ वांचो निर्जिताराति. पं. १२ वांचो खड्ग

१३ प्रणतारातिचूडारत्नप्रभासंसक्तसव्यपादनखरश्मिसंहतिः सकलस्मृतिप्रणीतमार्गस-म्यक्परिपालनप्रजाहृदय-

१४ रंजानादन्वर्थराजशब्दोभिरूपकान्तस्थैर्यधैर्य्यगांभीर्य्यबुद्धिसंपद्भिः स्मरशशाङ्का-द्रिराजोदधितृदशगुरुधनेशानति-

१५ शयानः शरणागताभयप्रदानपरतया तृणवदपास्ताशेषस्वकार्य्यफलिः प्रार्त्थनाधि-कार्त्थप्रदानानंदितविद्वसु-

१६ हृ-दयः पादचारीव सकलभुवनमण्डलाभोगप्रमोदः पर· माहेश्वरः महाराज-श्रीगुहसेनस्तस्य सुतस्तत्पादन-

१७ खमयूखसंतानविसृतजाह्नवीजलौघप्रक्षालिताशेषकल्मषः प्रणयिशतसहस्रस्रोपजी-व्यमानभोगसद्रूपलोभा-

१८ दिवोश्रितः सरसमाभिगमिकैर्गुणैः सहजशिक्तिशिक्षाविशेषविस्मापिताखिलधनु-र्द्धरः प्रथमनरपतिसृष्टानां-

१९ अनुपालयिता धर्म्मदायानामपाकर्त्ता प्रजोपघातकारिणामुपप्लवानां दर्शयिता श्री-सरस्वत्योरेकाधिवस-

२० स्य संहतारातिपक्षलक्ष्मीपरिभोगदक्षविक्रमः विक्रमोपसंदास्तविमलपार्त्थिवश्रीः । परममाहेश्वरः

पतरूं बीजुं

१ महासामन्तमहाराजश्रीधरसेन×कुशली सर्व्वानेव स्वानायुक्तकविनियुक्तकद्रा-ङ्गिकवाहचरभट

२ चारभटध्रुवाधिकरणिकशौल्किकचोरोद्धरणिकबण्डपाशिककार्यवरिकविषयपतिराज-स्थानीयो

३ परिककुमारामात्यहस्त्यश्वारोहादीनान्यांश्च यथासंबद्ध्यमानकान्समनुदर्शयत्यस्तु· वस्संविदितं यथा

४ मया मातापित्रोः पुण्याप्यायनायात्मनश्चैहिकामुष्मिकयथाभिलषितफलावासये आनर्त्तपुरविनि-

५ र्गतखेटकनिवासिशार्कराक्षिसगोत्रबह्वृचसब्रह्मचारिब्राह्मण ‾ मित्रपुत्रब्राह्मणविष्णु-मित्राय ख

६ टकाहारंविषये बण्डरिजिद्रिपथकान्तर्गत अशिल्लापल्लिकाग्रामः सोद्रङ्गः सोपरिकरः

पं. १३ वांचो सव्यपाद १६ पं. १४ वांचो रंजाना; रुप पहेलांनो भि उडाडी नाखो वांचो कान्ति– 'त्रिदश' पं. १५ वांचो फलः; 'विद्वत्सु' पं. १६ वांचो हृत्प्रणयिहृदयः; हृ पछीनी नीशानीनो उपलो भाग वांची शकातो नथी; नं चेना भाग र अथवा क छे. पं. १७ वांचो सहस्रो. पं. १८ वांचो दिवाश्रितः; माभिगामिकैः;–शक्ति; समतिसृष्टानां. पं. १९ वांचो रेकाधिवास पं. २० वांचो संप्राप्त. पं. १ वांचो महत्तर; भट शब्द उडाडी नाखो पं. २ वांचो चाट;—दण्ड; पं. ३ वांचो नन्यांश्च. पं. ६–वांचो 'टकाहारवि:'—बण्डरिजिद्रि संशयवाळुं छे कदाच बखोरिजिदि होई शके

७ सवातभूतप्रत्याय सधान्यभागभोगहिरण्यदेयः सोत्पद्यमानविष्टिकः सदशापराधः समस्त-

८ राजकीयानामहस्तप्रक्षेपणीयः भूमिच्छिद्रन्यायेन बलिचरुवैश्वदेवाग्निहोत्रा-तिथिपंचमहा-

९ यज्ञिकानां क्रियाणां समुत्सर्प्पणार्त्थमाचन्द्रार्क्कार्ण्णवसरिरिक्षितिस्थितिपर्व्वतसमका-लीनः पुत्रपौत्रान्वय-

१० भोग्यः उदकातिसर्ग्गेण ब्रह्मदयो निसृष्टः यतो ( स्योचि ) तया ब्रह्मदेयस्थित्या भुंजतः । कृषतः कर्ष-

११ यतः प्रदिशतो वा न कैश्चिद्व्याघाते वर्त्तितव्यमागामिमद्रनृपतिभिरस्मद्वंशजैरन्यै-र्व्वानित्यान्यैश्वर्य्याण्य-

१२ स्थिरं मानुष्यं सामान्यं च भूमिदानफलमवगच्छद्भिरयमस्मद्दायोनुमन्तव्यः परि-पालयितव्य-

१३ श्च यश्चैनमाच्छिन्द्यादाच्छिद्यमानं वानुमोदेत स पंचभिर्म्महापातकैस्सोपपातकैश्च संयुक्तस्स्यादित्युक्तं च भगव-

१४ ता वेदव्यासेन व्यासेन ॥ षष्टिं वर्षसहस्राणि श्वर्ग्गे मोदति भूमिदः आच्छेत्ता चानुमन्ता च तान्येव नरके

१५ वसेत् बहुभिर्व्वसुधा भुक्ता राजभिस्सगरादिभिः यस्य यस्य यदा भूमिः तस्य तस्य तदा फलं ॥ विंध्याटवी-

१६ ष्वतोयासु=शुष्ककोटरवासिनः कृष्णाहयो हि जायन्ते ब्रह्मदेयापहारकाः ॥ स्वदत्तां परदत्तां वा

१७ यो हरेत वसन्धरा गवां शतसहस्रस्य हन्तुः प्राप्नोति किल्बिषं ॥ पूर्व्वदत्तां द्विजा तिभ्यो यत्न.द्रक्ष युधिष्ठिर

१८ मही महिमतां श्रेष्ठ दानाच्छ्रेयोनुपालनं ॥ यानीह दारिद्र्यभयानरेन्द्रैः धनानि धर्म्मायतनीकृतानि

१९ निर्म्माल्यवान्तप्रतिमानि तानि को नाम साधुः पुनराददीतेति=स्वहस्तो मम महा-राज श्रीधरसेनस्य ॥

२० दू=सामन्तशीलादित्यः ॥ लिखितं सन्धिविग्रहाधिकरणाधिकृतदिविरपतिस्कन्द-भटेन ॥ सं २७० फागुन व १०—

---

પં. ૭ વાંચો प्रत्यायः;—ण्यादेयः, પં. ૯ વાંચો सरित्पर्वतक्षिति પં. ૧૩ सोपपातकैः પછીનો च કાઢી નાંખો પં. ૧૪ વાંચો स्वर्गे પં. ૧૭ વાંચો वसुंधरां પં. ૧૮ વાંચો महीमतां श्रेष्ठ; અને પં. ૨૦ વાંચો फाल्गुन.

નં૦ ૪૮

# ધરસેન ૨ જાનાં બે તામ્રપત્રો

આ બે પતરાંઓની સપાટીમાં કેટલાંક ન્હાનાં કાણાં પડેલાં છે. તે બહુ જ પાતળાં હોવાથી તરત ભાંગી જાય એવાં છે. દરેક પતરાનો જમણી બાજુનો ભાગ ભાંગી ગયો છે.

દરેક પતરૂં લગભગ ૧૨"×૮૩/૪"માપનું છે. તેના દરેકના ઉપર ૧૭ પંક્તિઓ લખેલી છે.

પહેલા પતરાના જે ભાગ ઉપર દાન આપવાનું સ્થળ આપ્યું છે તે ભાગ વાંચી શકાય તેવો નથી.

જોકે ભાંગી ગયેલા ભાગ સાથે દાન આપનાર રાજાનું નામપણ ગયું છે, તોપણ ૨૧ અને ૨૨મી પંક્તિઓ ઉપરથી ચોખ્ખું જણાય છે કે ધરસેન ૨ જાએ આ દાન આપ્યું હતું. તે દાન લેનાર વલભીનો કોઈ બૌદ્ધ મઠ હતો.

તે મઠને આપેલી મિલ્કતની વિગત આપણને મળી શકી નથી, પરંતુ તે હરિયાણક નામના ગામડાંમાં આવી હશે એવું જણાય છે.

બૌદ્ધ દાનોના હેતુ મુજબ, આ દાનનો ઉદ્દેશ પણ બુદ્ધોની પૂજા, મઠમાં રહેનારને માટે રહેવા ખાવાની સગવડ, તથા મઠનાં સમારકામ વિગેરે માટે ખર્ચ કરવાનો હતો.

આ દાનપત્રમાં સંબોધાએલા કેટલાક અધિકારીઓ નીચે પ્રમાણે છેઃ—આયુક્તક, વિનિયુક્તક, મહત્તર, ચાટ, ભટ, તથા ધ્રુવાધિકરણિકઃ

આ દાનપત્રનો અમલ કરનાર અધિકારી, દૂતક શીલાદિત્ય હતો. લેખકનું નામ નાશ પામ્યું છે. પણ તેને લગાડવામાં આવેલાં વિશેષણો ઉપરથી જણાય છે કે તે, ધ્રુવસેન ૨ જાનાં ઘણાં ખરાં દાનપત્રોનો લેખક, દિવિરપતિ સ્કન્દભટ પોતે જ હતો.

કમનશીબે તારીખવાળો પતરાંનો ભાગ ખોવાઈ ગયો છે. પરંતુ એટલું કહી શકાય છે કે આ દાનપત્ર તે રાજાના રાજ્યના અંતકાળનું છે. કારણ કે લેખક એક જ છે, છતાં દૂતક સંવત ૨૫૨નાં બધાં દાનપત્રોમાં ચિર્બિર છે. જ્યારે આ દાનપત્રમાં છે તે પ્રમાણે, ૨૬૯ અને ૨૭૦નાં દાનપત્રોમાં દૂતક શીલાદિત્ય છે. બીજું ધરસેન ૨ જાનાં આરંભકાળનાં દાનપત્રોમાં પોતે સામંતનો ઈલ્કાબ ક્વચિત જ ધારણ કરે છે.

પરંતુ છેવટનાં દાનપત્રોમાં તે મહાસામંતનો ઈલ્કાબ હંમેશાં ધારણ કરે છે. આ દાનપત્રમાં કોઈ પણ ઈલ્કાબ ધારણ કરેલો જણાતો નથી. એટલે, આ દાનપત્ર સં. ૨૫૨ પછીનું પરંતુ સં. ૨૬૯ પહેલાંનું હોવા સંભવ છે.

---

જ. બો. બ્રા. રો. એ. સો. ન્યુ. સી. વો. ૧ પા. ૧૧–૨૧ ડી. બી. દિસ્કલકર

## अक्षरान्तर

१ ... ... ... ... ... ... ... ... ... ... शतलक्षप-
२ ... ... ... ... ... लमृतमित्रश्रेणी ... ... ... ...
३ श्रीः [ परममाहेश्वरः श्रीसेनापतिभटार्कः ] ... ... ... ... ... वित्रीक्र ... ... ... ... ... ... ... ... ...
४ ... ... ... ... ... ... ... [ श्रीसेनापतिधरसेनस्तस्या- ]
५ [ नुजस्तत्पाद ]प्रणामप्रशस्तविमलमौलिमणिर्म्मन्वादिप्रणीतविधि[ विधान-धर्म्मा धर्म्मराज इव ]
६ विहित[ विनयव्यवस्था ]पद्धतिरखिलभुवनमण्डलाभोगैकस्वामिना परमस्वामिना स्वयमुप[ हितराज्याभिषेको महा- ]
७ विश्राणनावपूतराज्यश्रीः परममाहेश्वरो महाराजश्री[ द्रोणसिंहः ] सि[ ंह इव तस्या ]नु ... ... ... ... ... ... ... ... ...
८ नपरगजघटानीकानामेकविजयी शरणैषिणां शरणमवबोद्धा शास्त्रार्थतत्त्वानां क ...
९ नां यथाभिलषितकामफलोपभोगदः परमभागवतः श्रीमहाराजध्रुवसेनस्तस्यानु [ जस्तच्चरणारविन्द- ]
१० प्रणतिप्रविधौताशेषकल्मषः सुविशुद्धस्व[ च[1] ]रितोदकक्षालिताशेषकलिकल[ ङ्कः प्रसभनिर्जितारातिपक्षप्रथित- ]
११ महिमा परमा[ दित्यभक्तः श्री ]महाराजधर[ पट्टस्तस्य सु ]तः तत्पादसप र्य्यावाप्त ... ... ... ... ... ... ... ... ... ...
१२ भृति खड्गद्वितीयबाहुरेव समदपरगजघटास्फोटनप्रकाशितसत्वनिकषः तत्प्रभा ...
१३ रक्तप्रभासंसक्तसव्यपादनखरश्मिसंहतिः सकलस्मृतिप्रणीतमार्गसम्यक्परिपालन-प्रजा[ हृदयरञ्जना- ]
१४ दन्वर्थ[ राजशब्दः रू ]पकान्तिस्थैर्य्यधैर्य्यगाम्भीर्य्यबुद्धिसंपद्भिः स्मरशशाङ्का-द्रिराजोदधित्रिदशगुरुधनेशान-
१५ तिशयान[ : शरणा ]गताभयप्रदानपरतया तृणवदपास्ताशेषस्वकार्य्यफलप्रार्थना-धिकार्थप्रदानानन्दित-
१६ [ विद्वत्सुहृ ]त्प्रणयिहृदयः पादचारीव सकलभुवनमण्डलाभोगप्रमोदः परममाहे-श्व[ रः महाराज- ]
१७ [ श्रीगुहसेनः ] तस्य सुतस्तत्पादनखमयूखसन्तानविसृतजाह्नवी जलौघ-विक्षालिताशेषकल्मषः

१ वांचो चरित

पतरूं बीजुं

१८ [ प्रणयिशतसह ]स्रोप[ जीव्यमानभोग ]संपद्रूपलोभादिवाश्रि[ तः सरसमाभि ] गामि[ कैर्गुणैः ]

१९ [ सहज ]शक्तिशिक्षाविशेषविस्मापिताखिलधनुर्द्धरः प्रथमनरपतिसमतिसृष्टाना- [ मनुपालयिता धर्म्म- ]

२० [दायाना]मपाकर्त्ता प्रजोपघातकारिणामुपप्लवानां दर्शयिता श्रीसरस्वत्योरेकाधिवा...

२१ [ लक्ष्मी ]परिभोगदक्षविक्रमक्रमोपसंप्राप्तविमलपार्त्थिवश्री परममाहेश्वरो महाराज- [ श्रीधरसेनः कुशली ]

२२ [ सर्व्वानेवा ]युक्तकविनियुक्तकमहत्तरचाटभटध्रुवाधिकरणिक ... ... ...

२३ ... ... ... ... ... यथासंबध्यमानकान्समाज्ञापयत्यस्तुवस्संविदितं यथा मया ... ... ... ... ... ... ... ... ...

२४ [ नश्रैहिका ]मुष्मिकयथाभिलषितफलावाप्तये श्रीवलभी ... ... ...

२५ ... ... ... बुद्धस्य बुद्धस्य पुष्पधूपदीपतैलपूजानिमित्तं चतुर्द्दिगभ्या गतभिक्षुसंघस्य

२६ ... ... र्त्थं विहारस्य च खण्डस्फटितविशीर्ण्णप्रतिसंस्करणार्त्थं ... ...

२७ ... ... ... हरियाणकग्रामे पूर्व्वदक्षिणदि ... ... ... ...

२८ ... सभूतवातप्रत्यायः सधान्यगतभागः सहिर ... ... स्य ... ...

२९ प्रक्षेपणीयः भूमिच्छिद्रन्यायेनाचन्द्रार्क्कार्ण्णवसरित्क्षिति ... ... ...

३० ... ... परिपन्थना कार्य्यागामिभद्रनृपतिभिरसद्वंशजैर्व्वा ... ..

३१ दानफलमवगच्छद्भिरयमस्मद्दायोनुमन्तव्य ... ... ... ... ...

३२ धर्म्मायतनीकृतानि निर्म्माल्यमात्य ... ... ... ... ... ... ...

३३ ... ... ... ... ... ... .. ... ... ... ... ...

३४ दूतकः [श्री]शीलादित्यः लिखितं सन्धिविग्रहाधिकृत[ दिविरपतिस्कन्दभटेन]स्य ...

---

१ वांचो श्रीः २ वांचो वंशजैर्व्वा.

નં૦ ૪૯

# ધરસેન ૨ જાના એક દાનપત્રનું પહેલું પતરૂં*

આ પતરાના નીચેના બે ખુણાએ ભાંગેલા છે. પણ તે સિવાય એ સારી સ્થિતિમાં છે. તેનું માપ ૯"×૧૨" છે. તેમાં ૧૯ પંક્તિઓ લખેલ છે, અને આખો લેખ વ્યાકરણની ભૂલો વગરનો છે. દાનપત્ર વલભીમાંથી જાહેર કરવામાં આવ્યું હતું.

ધરસેન ૨ જાના પ્રાસ્તાવિક વર્ણનના ભાગથી આ લેખ પૂરો થાય છે. પરંતુ દાનપત્ર તે જ રાજાનું છે એમાં સંશય નથી. કારણ કે તેનો પ્રસ્તાવનાનો ભાગ, વંશના સ્થાપક ભટ્ટારકથી શરૂ કરી ધરસેન ૨ જા પછી આવતા શીલાદિત્ય ૧ લાના સમયનાં દાનપત્રોમાં જણાયું છે. તેમ, કંઈ પણ ઓછું કર્યા શિવાય, સંપૂર્ણ વંશાવળી આપે છે. ધરસેન ૨ જાનાં દાનપત્રો પછીનાં બધાં દાનપત્રોમાં ગુહસેનનું નામ ભટ્ટારક પછી વંશાવળીમાં તરતજ આવે છે, જ્યારે વચ્ચેના ચાર રાજાઓ, ધરસેન ૧, દ્રોણસિંહ, ધ્રુવસેન ૧ અને ધરપટ્ટ( અથવા ધરપટ્ટ )નાં નામો તદ્દન છોડી દેવામાં આવ્યાં છે. માટે આ દાનપત્રમાં ધરસેન ૨ જાના વર્ણનનો ભાગ ( તેનાં નામ શિવાય ) પહેલા પતરામાં આવતો હોવાથી, તેણે જ તે જાહેર કરેલું હોવું જોઈએ. અને જો દૈવયોગે બીજું પતરૂં મળી આવે તો આ બાબત ચોક્કસ તેમ જ છે, એવું માલુમ પડશે. વળી, આ દાનપત્ર ધરસેન ૨ જાના રાજ્યના પ્રથમ સમયનું છે, એમ પણ બતાવી શકાય છે. કારણ કે, આ રાજાના આરંભકાળનાં દાનપત્રો એટલે, સં. ૨૪૮ અને ૨૫૨નાં વલભીમાંથી જાહેર કરાયેલાં છે, અને પછીનાં દાનપત્રો, એટલે સં. ૨૬૯ અને ૨૭૦ નાં ભદ્રપટ્ટન નામની લશ્કરી છાવણીમાંથી જાહેર થયાં છે. આ દાનપત્ર વલભીમાંથી જાહેર થયું હતું તેથી તે તેના રાજ્યના આરંભકાળનું હોવાનો ઘણો સંભવ છે.

---

*જ. બો. બ્રા. રો. એ. સો. ન્યુ. સો. વો.૧ પા ૨૪ ડી. બી. દિસ્કલકર

१ ओं स्वस्ति वलभीतः प्रसभप्रणतामित्राणां मैत्रकाणामतुलबलसपत्नमण्डलाभो-
गसंसक्तसंप्रहारशतलब्ध-

२ प्रतापः प्रतापोपनतदानानार्ज्जवोपर्ज्जितानुरागादनुरक्तमौलभृतश्रेणीबलावाप्तराज्यश्रीः

३ परममाहेश्वरः श्रीसेनापतिभटार्कस्तस्य सुतस्तत्पादरजोरुणावनतपवित्रीकृतशिराः
शिरोवनत-

४ शत्रुचूडामणिप्रभाविच्छुरितपादनखपंक्तिदि[1]धितिर्दिनानाथकृपणजनोपजीव्यमान-
विभवः परममाहेश्वरः

५ श्रीसेनापतिधरसेनस्तस्यानुजस्तत्पादाभिप्रणामप्रशस्ततरविमलमौलिमणिर्म्मन्वादि-
प्रणीतविधिविधानधर्म्माधर्म्म-

६ राज इव विहितविनयव्यवस्थापद्धतिरखिलभुवनमण्डलाभोगैकस्वामिनापरमस्वा-
मिना स्वयमुपहित-

७ राज्याभिषेकः महाविश्राणनावपूतराजश्रीः परममाहेश्वरः श्रीमहाराजद्रोणसिंहः
सिंह इव तस्यानु-

८ जः स्वभुजबलपराक्रमेण परगजघटानीकानामेकविजयी शरणैषिणां शरणमव-
बोद्धा शास्त्रार्थ-

९ [ त ]त्त्वानां कल्पतरुरिव सुहृत्प्रणयिनां यथाभिलषितफलोपभोगदः परमभाग-
वतः श्रीमहाराज-

१० [ ध्रुवसेनस्तस्या ]नुजस्तच्चरणारविन्दप्रणतिप्रविधौताशेषकल्मषः सविशुद्धस्वच-
रितोदकक्षालिताशेष-

११ [ कलिकलङ्क ]ः प्रसभनिर्ज्जितारातिपक्षप्रथितमहिमा परमादित्यभक्तः श्रीमहा-
राजधरपट्टस्तस्य

१२ [ सुतस्तत्पादसपर्य्यावाप्तपु ]ण्योदयः शैशवात्प्रभृतिखड्गद्वितीयबाहुरेव समदपरग-
जघटास्फोटनप्रकाशित-

१३ [ सत्वनिकषस्तत्प्रभावप्रणतारा ]तिचूडारत्नप्रभासंसक्तसव्यपादनखरश्मिसंहति-
स्सकलस्मृतिप्रणीतमार्ग्गसम्यक्परि-

१४ [ पालनप्रजाहृदयरंजनादन्वर्थरा ]जशब्दो रूपकान्तिस्थैर्य्यगाम्भीर्य्यबुद्धिसंपद्भिः
स्मरशशाङ्काद्रिराजोदधित्रिदश[ गुरुध- ]

१५ [ नेशानतिशयानः शरणागताभ ]यप्रदानपरतया तृणवदपास्ताशेषस्वकार्य्यफलः
प्रार्त्थनाधिका[ र्त्थप्रदानान- ]

१६ [ न्दितविद्वत्सुहृत्प्रणयिहृदयः ] पादचारीव सकलभुवनमण्डलाभोगप्रमोदः पर-
ममाहेश्वरो [ महाराजश्री- ]

१७ [ गुहसेनस्तस्य सुतस्तत्पाद ]नखमयूखसंताननिर्वृत्तजाह्नवीजलौघविक्षालिताशे-
ष[ कल्मषः प्रण- ]

१८ [यिशतसहस्रोपजीव्यमान]भोगसंपत् रूपलोभादिवाश्रितस्सरसमाभिगामिकैर्ग्गुणैस्सहज-

१९ [ शक्तिशिक्षाविशेषवि ]स्मापिताखिलधनुर्द्धरः प्रथमनरपतिसम[ तिसृष्टानामनु ]

१ वांचो दीधितिदीना

નં૦ ૫૦

# ધરસેન ૨ જાનાં બનાવટી તામ્રપત્રો

શક સંવત્ ૪૦૦. ગુ. સં. (૨૬૫)

વલભીના ધરસેન ૨ જા એ શક સંવત્ ૪૦૦માં આપેલું હોવાના આશયવાળું નીચે આપેલું દાનપત્ર બૉ. બ્રૅ. રૉ. એ. સો.ના મ્યુઝીયમની માલિકીનું છે. તેની પ્રથમ નોંધ સદ્દગત મી. ભાઉ દાજી( જ. બૉ. બ્રૅ. રૉ. એ. સો. વૉ. ૮ પા. ૨૪૪ )એ લીધી હતી, અને પછી મ્હેં ( ઇ. એ. વૉ. ૫ પા ૧૧૦; વૉ. ૭ પા. ૧૬૩ ) લીધી હતી. ૧૮૭૮માં મુંબઈ ગવર્નમેન્ટે ને ડૉ. બર્જેસને "ફોટોઝીંકોગ્રાફ" કરવા માટે આપ્યું હતું.

મૂળ બે કડીઓ વડે સાથે બાંધેલાં ૧૦$\frac{3}{4}$ ઇંચ×૭$\frac{1}{2}$ ઇંચનાં બે પતરાંઓ ઉપર આ દાનપત્ર કોતરેલું છે. ફક્ત ડાબી બાજુની કડી જેના ઉપર મુદ્રા ચોટાડી છે તે જ સાચવેલી છે. મુદ્રા ઉપર ઉભા રહેલા નંદીની છાપ છે, જેનું મુખ જમણી તરફ છે, અને તેપર "श्रीधरसेन" એવો લેખ છે.

દાનપત્ર વલભીથી કાઢેલું છે અને તેની તારીખ, શક–સંવત્ ૪૦૦( ઈ. સ. ૪૭૮ )ના વૈશાખની પૂર્ણિમા છે. દાન આપનાર, ભટ્ટાર્ક( એટલે ભટ્ટાર્ક )નો પૌત્ર અને ગુહસેનનો પુત્ર ધરસેન દેવ કહ્યો છે. દાન મેળવનાર, સામવેદની છંદોગ શાખાના, તથા કૌશિક ગોત્રના, અને દશપુરના રહીશ એક ચતુર્વેદી, ભટ્ટ ઈસર( એટલે ઈશ્વર )નો પુત્ર ભટ્ટ ગોવિંદ( એટલે ગોવિંદ ) છે. દાનની વસ્તુ, कंतारग्रामषोडशत ( એટલે કંતારગ્રામના સોળસો વિષય અથવા જીલ્લામાં આવેલું) નંદીઅર અથવા નંદીસર ગામ છે. ગામની સીમા નીચે મુજબ આપેલ છે: પૂર્વે, ગિરિવિલિ ગામ, દક્ષિણે મહાવિ નદી પશ્ચિમે મહાસાગર, અને ઉત્તરે દેયથલિ ગામ.

વલભી રાજાએ આપેલા કહેવાતા એક દાનમાં ગુર્જર લિપિ તથા શક સંવત્નો થએલો ઉપયોગ, તેના બીજા અને મુખ્યભાગનું ઉમેટાનાં ગુર્જર શાસન સાથે નિકટનું મળતાપણું, તથા વલભી રાજાઓની વંશાવળીમાં દેખીતી ભૂલ, વિગેરે બાબતોને આધારે મી. ભાઉ દાજીએ તથા મેં આ પતરાંને બનાવટી હોવાનું જાહેર કરેલ છે.

---

૧ ઇ. એ. વૉ. ૧૦ પા. ૨૭૮ ડૉ. જી. બ્યુલર

## अक्षरान्तर

### पहेलुं पतरूं

१ ओं स्वस्ति श्रीवलभितः सकलपृथ्वीपालमौलिमालापरिचुंबितचरणारविन्दो निजभु-जस्तम्भोद्धृतवि-

२ श्वविश्वांभरभार:परममाहेस्वरो निजभुजबलनिहतसकलरिपुकुलललनालोचनः कमलविनि-

३ स्सृतवारिधारापरिशांतकोपानलः कलिकालकलङ्काङ्कितलोकपापनिर्णाशनचतुरनरा-शुभाचरितः श्री-

४ भट्टार्कस्तस्य सूनुराखन्डल इव खन्डितविक्रम पृथुरिव पृथुतरयशोवितानविमली-कृतसकल-

५ दिगान्तश्चतुः सागरमेखलाय भुवः पालयिता संस्कृतप्रकृतापभ्रंशाभाषात्रयप्रति-बद्धप्रबन्धरच-

६ नानिपुणातरांतकरणो विपाश्चित्समाजमानसरजहंस समरशिरोविदारितरातिकरीघट-कुंभस्थलप्र-

७ क्षालितरुधिरधारनिकुरुंवकालसंध्योजितविश्रांताराल: करीराजइव सदादानार्द्रिकृ-तकरो हिमाचल-

८ इवांतसरालोतितुगश्चा रत्नाकर इव बहुसत्वाश्रयोनिगंभिरश्च शिशिरेतरकिरणा इव निजपादच्छाया-

९ क्रांतमहामहीधरचक्रवालः श्रीगुहसेनस्तस्य सुनुरनुपमगुणगणाधरभूतो भुतनथ-

१० इव रिपुपूरां भेत चतुरांभोधिवेलामेखलाय भुतधात्र्या भर्त्ता निजभुजबलहटाकृष्णस-मस्तसापत्नसंपत्कः

११ पङ्कजनाभ इव सदा लक्ष्मिनिवासो विबुद्धधुनीप्रवाह इव भुवनत्रयपवित्रकरणोद्य-तो दिन-

१२ कर इव करनिकरनिहतबहुतारारिपुतिमिरविमारो विशादतरयशोराशिप्रसरप्रसाधि-

१३ तासकलदिगंतभुतलः कमलासन इव विबुद्धवृन्दसंसेवित पयोदसमयजलधरनिवाह इव सकलाशा-

२३ पं. १ वांचो भीतः– पं. २ वांचो विश्वंभर; श्वरो; लोचन पं. ३ वांचो परिश्रान्त;–कलङ्काङ्कित; तरशुभचारितः– पं. ४ वांचो भटार्क; राखण्ड; वाखण्डितविक्रमः पं. ५ वांचो दिगन्त; मेखलाया; प्राकृता. पं. ६ वांचो निपुणतरान्तः; राजहंसः; नारातिकरिघटा पं. ७ वांचो धारा; करि; नार्द्रीकृत; पं. ८ वांचो इवातिसरलो; तुङ्गश्च, गंभीर; किरण; पं. ९ वांचो सुनुर;. गणधर; भूतनाथ. पं १० वांचो रिपुपुरां भेत्ता; चतुरंभो; मेखलाया भूत कृष्ट पं. ११ वांचो लक्ष्मी; विबुध; पं. १२ वांचो बहुतर; विस्तारो विशद. पं. १३ वांचो तसकल; -भूतलः; विबुध;–सेवितः;

१४ परीपूरणाकुशलो लोकसंतापहारी च वज्रधर इव पटुतराषिषणो बहुद्रेकच महारा-
जाधिराजप-

१५ रमेश्वरपरमभट्टारकः श्रीधरसेनदव कुशली सर्व्वानेव राष्ट्रपतिविषयपतिग्रामकू-
टायुक्तका-

१६ नियुक्तकाषिकमहात्तारादिस्समाज्ञापयति अस्तु वो विदितं यथा मग मा-

१७ तापित्रोरात्मनश्चैवामुष्मिकपुण्यायशोभिवृद्धाये दशपुरविनिर्गत-

पतरूं बीजुं

१ तचातुर्विद्यसामान्यकौसिकस्यगोत्रच्छंदोगासब्रह्मचारिभाट्टा इसरस्तस्यसुत-

२ भाट्टगोमिंद बलिचरुवैस्वदेवामिहोत्रपञ्चमहायज्ञार्थं कंतारग्रामज्ञाडशतं वि-

३ षयंतःपातिनंदीअरकग्रामो तस्य च घटानानि पुर्व्वतः गिरिविलिग्रामः दक्षिणतः म-

४ दाविनदि पश्चिमतः समुंद्रो उतरतः देयथलिग्रामः एवमयं स्वचतुराघटनवि-
शुद्धो ग्रामः सोद्रंग सप-

५ रिकर सधान्यहिरन्यादेय सोत्पद्यमानवेष्टिक समस्तराजकियनमप्रवेस्यमाचद्राकी-
र्णवक्षितिसरी-

६ त्सर्व्वतसमानकालिना पुत्रपौत्रांन्वयक्रमोपभोग्य पुर्व्वमतदवब्रह्मदायवर्ज्जमभ्यंतर-
शिध्य शकनृप-

७ कालातीतसंवच्छरशतचतुष्टये वैशाख्यं पौर्ण्णमशि उदकातिस्वर्गेणप्रतिपादितं
यतोस्योचि

८ तया ब्रह्मदायस्थित्या कृषतः कर्षयतो भुंजतो भोजयतः प्रतिदिशतो वा न व्या-
सेधः प्रवर्ति-

९ तव्यश्च तथागामिभिरापि नृपतिभिरास्मद्वंस्यैन्यौर्व्वा सामान्य भुमिदानफलमवे-
त्य बिन्दूलो-

१० लान्यनित्यैन्यैश्वर्याणि तृणग्रलग्नाजलबिन्दुचञ्चलञ्चजिवितमकलय्यस्वदायोनिर्वि-
सेषोयप-

११ स्मद्वायोनुमन्तव्य पलयितव्यश्च तथा चोक्तं बहुभिर्व्वसुधा भुक्तराजभिः साग-
रादिभिः जस्य जस्य य-

---

पं. १४ वांचो परिपूरण; बहुदुकूच. पं- १५ वांचो देवः; युक्तक; पं- १६ वांचो महत्तरादीन्स; मया पं. १७ वांचो पुण्ययशोभिवृद्धये पं १ वांचो तच्चातुर्विद्य; कौशिकसगोत्रच्छंदोग;–भट्ट. पं. २ वांचो भट्टगोविन्दाय; वैश्वदेवा; पञ्च. पं. ३ वांचो वयान्त; चाघाटनानि; पूर्वतः पं ४ वांचो दावी नदी; समुद्र उत्तर; राघाटन; सोद्रंगः–पं. ५ वांचो करः; ण्यादयः; विष्टिकः; राजकीयानामप्रवेश्यआ; सरि– पं. ६ वांचो समानकालीन; पौत्रान्वय; भोग्यः पूर्वप्रत्त; माभ्यंतरसिद्धया. पं. ७ वांचो वैशाख्यां पौर्णमास्यां; सर्गेण प्रतिपादित. पं. ९ वांचो तव्यः तथा; रापि; रस्मद्वंश्यैर; सामान्यंभूमि; बिन्दु. पं. १० वांचो नित्यान्यै; तृणाग्रलग्न; चञ्चलञ्च; माकलय्य; स्वदायनिर्विशेषो. पं. ११ वांचो स्मद्दा; मन्तव्यः पा; भुक्ता; राजभिः स; यस्य यस्य.

१२ दा भुमिस्तस्य तस्य तदा फलंजश्चज्ञनतिमिरवृतमतिराच्छींबदाच्छिद्यमनमनुमो-
देता व स पंचभिर्म्महा-

१३ पातकैरुपपातकैश्च शंयुक्त स्यादिति उक्त च भागवता वेदव्यासेन व्यासेन षष्टिं
वर्षसहस्राणि स्व-

१४ र्गे तिष्ठति भूमिदः अच्छेत चानुमंत च तांनेव नरके वसेत् जनिह दतानि पुरतना-
नि दानानि धर्म्मा-

१५ र्थ्वयषस्कराणि निर्भुक्तमाल्यप्रतिमानि तानि को नाम साधुः पुनरादादित स्व-
दत्तां परदत्तां वा यत्ना-

१६ द्रषा नराधिपः महीं महिमतां श्रेष्ठ दानाच्छ्रेयोनुपालनं लिखितं संधीविग्रहा-
धिकृतेन माधवसू-

१७ तेन देवेण स्वहस्तोयं मम श्रीधरसेनदेवास्य ॥ ॥

पं १२. वांचो भूमि; यश्चाज्ञान; राचिछन्द्याराच्छिद्यमानम; देत वा. पं. १३ वांचो संयुक्तः सहस्राणि. पं.१४ वांचो भूमिदः आच्छेता चानुमंता; तान्येव; यानीह दत्तानि पुरा; पं. १५ वांचो र्थयशस्क; राददीत पं.१६ वांचो द्रक्ष. प, महीमतां; लिखितं संधि; माधवसु;. पं. १७ वांचो मम श्रीधरसेनदेवस्य.–

'ભાષાન્તર'

ॐ. સ્વસ્તિ, વિખ્યાત વલભીમાંથી! જેનાં ચરણ–કમળ માળાની પેઠે આવૃત કરતા નૃપોના મુગટથી ચુંબિત થતાં,–જે સ્તંભ સરખા બળવાન કરથી અખિલ ભૂમિનો ભાર ધારતો–જેના કોપાગ્નિ બલસંપન્ન ભુજથી સંહારેલા પોતાના શત્રુઓની વનિતાઓનાં નેત્રોમાંથી વહેતી અશ્રુધારાથી શાન્ત થયો હતો,–જેનો સદાચાર કલિકાલથી કલંકિત જગનાં પાપ હણવા અતિ શક્તિમાન હતો તે પરમ માહેશ્વર શ્રી ભટ્ટાર્ક ( ભટાર્ક ) થયો. તેનો પુત્ર અખંડિત વિક્રમને લઈને આખણ્ડલ ( ઈન્દ્ર ) સમાન અને પૃથુતર યશનાં વિતાન વડે સકળ દિગન્તો વિમળ થએલ હોવાથી પૃથુ સમાન મેખલાની પેઠે ચાર સાગરથી આવૃત થએલી પૃથ્વીને રક્ષનાર, અને સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ એ ત્રણ ભાષામાં પ્રબન્ધ રચનામાં અધિક નિપુણ–પંડિત સમાજના માનસમાં રાજહંસ સરખો, યુદ્ધના અગ્રે શત્રુઓના માતંગોના સૈન્યનાં કુમ્ભમાંથી વહેતા સંધ્યાકાળ સમા રક્ત રૂધિરની અનેક ધારાઓથી પૃથ્વીના સર્વ પ્રદેશોનો વિજય કરનાર, સર્વ અંતરભાગનો વિજય કરનાર, દાનોમાં અનુમતિ માટે પાણીના અર્ઘથી ભીંજાએલા કરવાળો હોવાથી કુમ્ભમાંથી ઝરતા મદથી નિત્ય ભીંજાયેલી સૂંઢવાળા કરિરાજ સમાન, અતિ સરળ અને અતિ તુંગ હોઈ હિમાલય સરખો,–બહુ સત્ત્વાશ્રય ( બહુ હિંમતવાન ) અને અતિ ગંભીર હોવાથી બહુ સત્ત્વાશ્રય ( બહુ પ્રાણીઓના આશ્રય ) અને અતિ ગંભીર સાગર સમાન, પાદછાયા ઘણા મહાન મહીધરો ( રાજાઓ ) ઉપર પડતી હોવાથી અતિ મહાન મહીધરો ( પર્વતો ) ઉપર પડતી પાદછાયા ( કિરણોની પ્રભા ) વાળા સૂર્ય સમાન શ્રી ગુહસેન હતો.

તેનો પુત્ર, અતુલ ગુણસમૂહ સંપન્ન, શત્રુઓનાં ત્રિપુર( ત્રણ શહેર )નો નાશ કરનાર હોવાથી ત્રિપુર હણનાર શિવસમાન, મેખલાની પેઠે સાગરથી આવૃત પૃથ્વીનો પતિ, પોતાના સર્વ સ્પર્ધીઓની શ્રી સ્વ બાહુબળથી પોતાની પાસે ખેંચીલેનાર,–વિષ્ણુ જેમ સદા લક્ષ્મીથી સેવાએલા,–ગંગાના પ્રવાહ જેમ નિત્ય ત્રિભુવનની શુદ્ધિમાં પ્રવૃત્ત, પોતાના માતંગોની સૂંઢોના સમૂહથી અસંખ્ય શત્રુઓનાં તિમિર હણવાથી, અને સકલ ભુવનને અતિ પ્રસરેલા અને અતિ ઉજ્વલ યશવડે શોભાવતો હોવાથી, કિરણોના સમૂહથી પ્રસરેલા તિમિર શત્રુને હણનાર અને અતિ પ્રસરેલા ઉજ્જવલ તેજ વડે અખિલ ભુવનને શોભાવનાર સૂર્ય સમાન, વિશુદ્ધ મંડળથી સેવાતો હોવાથી દેવમંડળથી સેવન થતા બ્રહ્માસમાન,–જનોની સર્વ અભિલાષ પૂર્ણ કરવામાં નિપુણ હોવાથી અને સંતાપ હરનાર હોવાથી સકળ નભને ભરી દેવા શકિતમાન અને સંતાપી જનોના તાપ હરનાર, વર્ષા ઋતુના મેઘસમાન, મહા મતિ અને ધિષણ સંપન્ન હોઇ ધિષણ ( બૃહસ્પતિ ) ગુરૂવાળા અને બહુ નયનવાળા ઈન્દ્ર સમાન મહારાજાધિરાજ, પરમેશ્વર, પરમભટ્ટારક શ્રી ધરસેન દેવ હતો.

તે કુશળ હાલતમાં સર્વ રાષ્ટ્રપતિ, વિષયપતિ, ગ્રામકૂટ, આયુકતક, નિયુક્તક, મહત્તર આદિને આ શાસન કરે છે:–

તમને જાહેર થાઓ કે પરલોકમાં મારાં માતાપિતા અને મારા પુણ્યની અને મારા યશની વૃદ્ધિ અર્થે, ઈસર ( ઇશ્વર ) ભટ્ટના પુત્ર, દશપુરથી આવેલા, તે નગરના ચતુર્વેદી મધ્યેના, અને કૌશિક ગોત્રના, છન્દોગસબ્રહ્મચારી, ગોમિન્દ( ગોવિન્દ )ને, બલિ, ચરૂ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર, પંચમહાયજ્ઞ આદિ વિધિ અનુષ્ઠાન માટે કન્તારગ્રામશોડશતં વિષયમાં આવેલું નન્દીઅરક ગામ જેની સીમાઃ–પૂર્વે ગિરિવિલિગામ, દક્ષિણે મહાવીનદી, પશ્ચિમે સાગર; ઉત્તરે દેયથલિ ગામઃ આ ગામ રાજ પુરૂષોની દખલગિરિ મુકત, પુત્ર, પૌત્ર અને વંશજોના ઉપભોગ માટે ઉપરની સીમા પ્રમાણે ... ... ... ... ... ... સહિત, અન્ન અને સુવર્ણની આવક સહિત, વેઠ સહિત દેવો અને દ્વિજોને પૂર્વે કરેલાં દાનો વર્જ કરી, ચંદ્ર, સૂરજ, સાગર, પૃથ્વી, નદીઓ અને પર્વતોના અસ્તિત્વકાળ સુધી, મેં ભક્તિથી પાણીના અર્ધ્યથી શક સં. ૪૦૦ વૈશાખ પૂર્ણિમાને દિને દાનમાં આપ્યું છે. આથી જ્યારે તે બ્રહ્મદેયના નિયમ અનુસાર આ ગામની જમીનની ખેતી કરે, ખેતી કરાવે, ઉપભોગ કરે કે અન્યથી ઉપભોગ કરાવે અથવા અન્યને સોંપે ત્યારે કોઈએ પ્રતિબંધ કરવો નહિ ... ... ... ... ... ... ... ... ... ...

માધવના પુત્ર, સંધિવિગ્રહાધિકારી રેવથી લખાયું. આ મારા શ્રી ધરસેન દેવના સ્વહસ્ત છે.

નં૦ ૫૧

# શીલાદિત્ય ૧ લા(ધર્માદિત્ય)નાં પાલિતાણાનાં તામ્રપત્રો[1]

સંવત્ ૨૮૬ વૈશાખ વદ ૬

રાય બહાદુર વિ. વેંકય્યએ મારા ઉપર કૃપા કરીને આ પતરાનું વર્ણન નીચે પ્રમાણે આપ્યું છે:–"લેખનું એક જ પતરૂં સાચવેલું છે. તેને નીચેના ભાગમાં બે કડીઓનાં કાણાં છે; પરંતુ કડી અથવા તેના પરની મુદ્રા મળી શકતાં નથી. પતરાનો એક ન્હાનો કકડો ઉપરના ડાબા ખુણાપરથી ભાંગી જવાથી ૐ ચિહ્નનો થોડો ભાગ બગડી ગયો છે. એ જ પ્રમાણે ૧૦ મી પંક્તિની શરૂવાતનો થોડો ભાગ પણ ગયો છે, પરંતુ એક પણ અક્ષરને નુકશાન થયું નથી. પતરાની એક જ બાજુએ કોતર કામ કરેલું છે. અને કોતરનારનાં ઓજારોનાં ચિહ્નો પાછળની બાજુએ સંપૂર્ણ રીતે દેખાય છે. પતરાની લંબાઈ ૧૧ ૩/૮"થી ૧૧ ૩/૪"ની છે અને ઉંચાઈ લગભગ ૮ ૩/૪" છે.

પતરા ઉપર સુંદર રીતે લખેલી ૧૮ પંક્તિઓ છે. દરેક અક્ષરની સરાસરી ઉંચાઈ ૩/૧૬" છે. લિપિ શીલાદિત્ય ૧ લાનાં દાનપત્રોમાંની લિપિને મળતી છે.

પતરામાં ફક્ત દાનપત્રના નિયમ પ્રમાણેનો થોડો ભાગ છે અને શીલાદિત્ય ૧ લા ધર્માદાયના વર્ણનથી ભાગી ગયો છે. પરંતુ આ દાનપત્ર તેનું જ છે, એવો મી. જેકસનનો મત ખરો છે એ વાત તદ્દન નક્કી છે.

ડા. ભાંડારકરે પ્રસિદ્ધ કરેલા સંવત ૨૮૬ વશાખ–વદ ૬ ના, શીલાદિત્ય ૧ (ધર્માદિત્ય)-ના વળાના બીજા પતરાના અવશેષપરના આ પહેલા શબ્દો છે.[2] પ્રસિદ્ધકર્તાના આધાર પ્રમાણે આ પતરૂં ૧૨" લાંબું અને ૮ ૩/૪" ઉંચું છે. એટલે આપણા પતરા સાથે માપ પણ મળતું આવે છે. અને બે પતરાં જોડકાં જ છે, એ વિષે કંઈ પણ શંકા નથી. એટલે હવે આખું દાનપત્ર આપણી પાસે મોજુદ છે. ડા. ભાંડારકરે પ્રસિદ્ધ કર્યું છે તે ઉપરથી એમ જણાય છે કે બીજું પતરૂં સંભાળપૂર્વક રાખેલું નથી. પહેલા પતરા સાથે ફરીથી પ્રસિદ્ધ કરી શકાય તે માટે તે પતરૂં મેળવવા માટે મેં રાવ. બહાદુર વિ. વેંકય્યને વિનંતી કરી હતી, પરંતુ એમનો પ્રયાસ ફળીભૂત થયો નથી. એટલે હું શરૂવાત જ પ્રસિદ્ધ કરૂં છું.

---

૧ એ. ઈ. વો. ૧૧ પા. ૧૧૫–૧૧૬ પહેલું પતરૂં પ્રો. સ્ટેનકોનો ઈ. એ. વો. ૧૩ પા. ૪૬ બીજું પતરૂં પ્રો. ભાંડારકર ૨ જુવો ઈ. એ. વો. ૧ પા. ૪૫

## अक्षरान्तर

१ ॐ[1] स्वस्ति [ ॥* ] वलभीतः प्रसभप्रणतामित्राणां मैत्रकाणामतुलबलसंपन्न-मण्डलाभोगसंसक्तप्रहा-

२ रशतलब्धप्रतापात्प्रतापोपनतदानमानार्ज्जवोपार्जितानुरागादनुरक्तमौलभृतश्रेणीबला-

३ वाप्तराज्यश्रियःपरममाहेश्वर श्री भटार्कादव्यवच्छिन्नरा[ - ]जवंशान्माता-पितृचरणारविन्द प्रणतिप्रविधौताशेषकल्म-

४ षः शैशवात्प्रभृतिखड्गद्वितीयबाहुरेव समदपरगजघटास्फोटनप्रकाशितस[ त्* ]त्वनि-कषस्तत्प[ र्* ] भा-

५ वप्रणताराातिचूडारत्नप्रभासंसक्तपादनखरश्मिसंघ[ ह ]तिस्सकलस्मृतिप्रणीतमार्ग-सम्यक्परिपालन-

६ प्रजाहृदयरंजनान्वर्थराजशब्दः रूपकान्तिस्थैर्य्यधैर्यगाम्भीर्यबुद्धिसंपद्भिः स्मरशशा-ङ्काद्रिराजो-

७ दधि तृ[ त्रि ] दशगुरुधनेशानतिशयानश्शरणागताभयप्रदानपरतया त्रि[ तृ ]ण[ व ]दपास्ताशेषस्वकार्य्य-

८ फल[ :* ]प्रार्त्थनाधिकार्थप्रदानानन्दितविद्वत्सुहृत्प्रणयिहृदयः पादचारीव सक-लभुवनमण्डलाभो-

९ गप्रमोदः परममाहेश्वरः श्रीगुहसेनस्तस्य सुतस्तत्पादनखमयूखस[ न्ता ]न विसृत-जाह्नवीजलौ-

१० घप्रक्षालिताशेषकल्मषः प्रणयिशतसहस्रोपजीव्यमानसम्पद्रूपलोभादिवाश्रितस्सर-भसमाभि-

११ गामिकैर्गुणैस्सहजशक्तिशिक्षाविशेषविस्मापिताखिलबलधनुर्द्धरः प्रथमनरपतिसम-तिसृष्टाना-

१२ मनुपालयिता धर्म्मदायानामपाकर्त्ता प्रजोपघातकारिणामुपप्लवानां दर्शयिता श्रीसर-स्वत्योरेका-

१३ धिवासस्य संघ[ ह ]ताराातिपक्षजलक्ष्मीपरिभोगदक्षविक्रमो विक्रमोपसंप्राप्तवि-मलपार्त्थिवश्रीः परममाहे-

१४ श्वरः श्रीधरसेनस्तस्य सुतस्तत्पादानुध्यातस्सकलजगदानन्दनात्यद्भुतगुणसमुदय-स्थगितसमग्रदिङ्म-

१५ ण्डलस्समरशतविजयशोभासनाथमण्डलाग्रद्युतिभासुरतरांसपीठोदूढगुरुमनोरथमहाभारः

---

१ चिह्नरूपे दर्शावेलो.

નં. ૯૯

# ધ્રુવસેન ૨ જાનાં નોગાવાનાં તામ્રપત્રો[1]

## સંવત્ ૩૨૧ ચૈત્ર વદ ૩

આ તામ્રપત્રોની બે જોડીઓ રતલામ દરબારની છે. તે મધ્ય હિંદુસ્તાનમાં રતલામ સ્ટેટના દિવાને ૧૯૦૨ ના ડિસેંબરમાં મારશલ અને કઝીન્સ સાહેબોને થોડા સમય માટે આપ્યાં હતાં. મી. મારશલે રતલામના દિવાનનો એક પત્ર મને મોકલ્યો હતો તે ઉપરથી જણાય છે કે, રતલામની ઉત્તરે ૧૦ માઈલ પર નોગાવામાં એક બ્રાહ્મણનો કૂવો તેના મકાન પાસે દુરસ્ત થતો હતો ત્યારે, ૧૮૯૧ માં, આ પતરાંઓ મળ્યાં હતાં. દરેક જોડી બે તામ્રપત્રોની બનેલી છે. તે જોડી ઉપર એક મુદ્રા લગાડેલી છે. આ મુદ્રાની કડી ભાંગેલી અથવા કાપેલી મળેલી છે. અને પ્રથમ કઈ જોડીની તે હશે તે કહી શકાતું નથી. મુદ્રા લંબગોળ છે અને તેનો વ્યાસ આશરે ૨½" અને ૨" માપનો છે. તેમાં ખોદેલી સપાટીમાં ઉપડતો જમણી બાજુ મુખ રાખી બેઠેલો એક નંદી છે. અને તેની નીચે શ્રીભટક્ક: લખેલું છે. ઈ. સ. ૧૯૦૨–૩ ના એન્યુઅલ રિપોર્ટ ઓફ ધી આર્કીઓલોજીકલ સર્વે ઓફ ઇંડીઆમાં આ બેમાંનું બીજું દાનપત્ર ( બી ) પ્રતિકૃતિ સાથે પ્રસિદ્ધ કરી ચૂકયો છું. પહેલું પ્રસિદ્ધ કરવા સાથે બીજાનું અક્ષરાન્તર પણ ફરી છાપું છું. કારણ કે બન્નેના દાનના ભાગો એક બીજા સાથે સંબંધ ધરાવતા હોઈ એક બીજા ઉપર ઘણો પ્રકાશ પાડે છે.

આ "બી" લેખનું અક્ષરાન્તર જે આંહિ બીજી વાર છપાયું છે, તે મી. કઝીન્સે તૈયાર કરેલી બે શાહીવાળી છાપો તથા રબિંગ ઉપરથી લખાયું છે. આ રબિંગ બહુ સુંદર છે, અને તેનાથી કેટલાક અક્ષરો મૂળને કાટ લાગવાથી શાહીવાળી છાપોમાં અધૂરા દેખાય છે, તે સંપૂર્ણ દેખાય છે.

આ બે પતરાંઓ છે. અને તેની અંદરની બાજુમાં જ લખાણ છે. પહેલા પતરાની લખેલી બાજુના નીચલે છેડે બે કડી માટે કાણાં છે. અને બીજાને મથાળે તેની સામાં તેવાં જ બે કાણાં છે. છાપો ઉપરથી તે દરેક પતરાનું માપ આશરે ૯" ઉંચાઈ અને ૧૧½" પોહોળાઈનું લાગે છે:

દાન જે સ્થળથી અપાયું તે સ્થળ, દાન લેનારા બે પુરૂષોનાં વર્ણન, દાન દેવાયલી ભૂમિનું વર્ણન અને તિથિ સિવાય લેખ 'બી,' લેખ 'એ' ને લગભગ મળતો જ છે. વન્હિતપલ્લીના વિજયી નિવાસસ્થાનથી દાન અપાયું હતું. એ સ્થાનનો નિર્ણય થઈ શકયો નથી. દાન લેનારા બે પુરૂષો ઉદુમ્બરગહ્વરથી આવેલા, અયાનકાગ્રહારનિવાસી, દશપુરનો ત્રિવેદી, પારાશર ગોત્રનો, માધ્ય-ન્દિન–વાજસનેય શાખાવાળો અને બ્રાહ્મણ બુધસ્વામીનો પુત્ર બ્રાહ્મણ દત્તસ્વામી તથા બીજો અગસ્તિકાગ્રહારનિવાસી, ચતુર્વેદી, પારાશર ગોત્રનો, વાજસનેય શાખાવાળો અને બ્રાહ્મણ બુધસ્વામીનો પુત્ર બ્રાહ્મણ કુમારસ્વામી હતો. દાન માલવકમાં, જણાવેલા વિભાગમાં, ચન્દ્રપુત્રક ગામમાં દક્ષિણ સીમા પર આવેલી એકસો ભક્તી ભૂમિવાળા ખેતરનું હતું. આ ક્ષેત્રની સીમા: પૂર્વમાં ધમ્મણહડ્ડિકા ગામની હદ; દક્ષિણે દેવકુલપાટક ગામની સરહદ; પશ્ચિમે મહત્તર વીરતરમણ્ડલિના ક્ષેત્ર( ખેતર )ની હદ; ઉત્તર–પશ્ચિમ ( વાયવ્ય ) ખૂણે નિર્ગણ્ડી નામનું ન્હાનું સરોવર: અને ઉત્તરમાં વીરતર મણ્ડલીનું ક્ષેત્ર; દાનની તિથિ સંવત્ ૩૨૧, ચૈત્ર કૃષ્ણપક્ષ. ૩.

દાન અપાયલા બે પુરૂષમાંનો પ્રત્યેક પુરૂષ બુધસ્વામીનો પુત્ર, વાજસનેય શાખાવાળો, અને પારાશર ગોત્રનો વર્ણવ્યો છે. આ સૂચવે છે કે તે બન્ને જણ એક જ પિતાના પુત્રો હતા અને " ઉદુમ્બરગહ્વરથી આવેલા " એવું જે પહેલા પુરૂષ માટે ( લી. ૪૧ ) આપ્યું છે તે બીજા પુરૂષને પણ એટલી જ સારી રીતે લાગે છે. પહેલો દાન લેનારો પુરૂષ, અયાનકાગ્રહારમાં રહેતો અને

---

૧ એ. ઈ. વો. ૮ પા.૧૯૪ પ્રો. ઈ. હુલ્શ

દશપુરનો ચતુર્વેદી હતો. આ ઉપરથી હું અનુમાન કરૂં છું કે અયાનકાગ્રહાર એ એક દશપુરનો એક વિભાગ ( ભાગ ) હતો. દાન લેનારો બીજો પુરૂષ એ કદાચ પહેલાનો ભાઈ હતો અને તે અગરિતકાગ્રહાર જે દશપુરનો બીજો વિભાગ હશે ત્યાંના ચતુર્વેદી મધ્યેનો એક હતો અને ત્યાં વસતો હતો. આ શહેર એ હાલનું દસોર અથવા મન્દસોર છે. જે સિંધિયા સરકારના રાજ્યના એક વિભાગનું મુખ્ય શહેર છે અને રતલામની ઉત્તરે પર માઈલ દૂર આવેલું છે.

" એ " લેખ મુજબ દાન અપાયેલી ભૂમિ માલવક વિભાગમાં હતી. તે ચન્દ્રપુત્રકની દક્ષિણે આવેલું એક ખેતર હતું અને તેની પૂર્વમાં ધમ્મણહડ્ડિકા અને દક્ષિણમાં દેવકુલપાટક હતાં. મી. માર્શલને લખેલા પત્રમાં રતલામના દિવાને આ સ્થળો તે ચન્દોદીઆ, ધમ્નોદ અને દિવલ ખેડી એ નોગાવાની નૈઋત્યે આવેલાં ત્રણ ગામ જ્યાંથી આ બે દાન શોધાયાં હતાં તે જ અનુક્રમે માન્યાં હતાં. પણ એ નામોમાં ઉચ્ચારની સમાનતા ફક્ત ઉપર ઉપરની જ ( બાહ્ય ) છે. આ ઉપરાંત ધમ્નોદ ચન્દોદીઆની પૂર્વમાં નથી, પણ નૈઋત્યમાં છે. અને દિવલ ખેડી દક્ષિણમાં નથી પણ ચન્દોદીઆને વાયવ્યકોણે છે. આ ઉપરથી દીવાને મુકરર કરેલી ઓળખ રદ ગણવી જોઈએ. ડૉ. ફ્લીટે મ્હોટી કૃપા કરી નકશા તપાસીને નીચેના પરિણામો સ્થાપ્યાં છેઃ—

મન્દસોરની દક્ષિણ–અગ્નિ ખૂણામાં ૧૧ માઈલ પર, " ધી ઈન્ડીઅન ઍટલાસ શીટ" નં. ૩૫. એસ. ઈ. ( ૧૮૯૧ ) માં " ધમ્નર " નામે બતાવેલું એક મ્હોટું ગામ છે. અને ભોપાલ અને માલવા ટોપોગ્રાફિકલ સર્વે શીટ નં. ૩૮. ( ૧૮૮૨ ) માં ધમ્નાર આપેલું છે તે આ દાનપત્રનું ગામ ધમ્મણહડ્ડિકા છે એમ મને લાગે છે.

પરંતુ કોઈ પણ નકશામાં બીજાં નામોમાંથી એક પણ બતાવેલું નથી. પણ ચન્દ્રપુત્રકની દક્ષિણે અને ધમ્નારની નૈરૃત્ય કોણથી પશ્ચિમે ૪ મૈલ ઉપર દિલૌદને દેવકુલપાટક માનીએ, અને ધમ્નારને ચન્દપુત્રકની પૂર્વનું ગામ ગણીએ તો સંભવિત છે. તેમ છતાં ફક્ત એક જ સ્થળ અનુમાનથી ઓળખવાથી લેખનું ચોક્કસ સ્થળ નિર્વિવાદ રીતે નક્કી થાય નહિ.

આ લેખની તારીખ, [ગુપ્ત.] સંવત્ ૩૨૧ ( એટલે ઈ. સ. ૬૪૦–૪૧) નોગાવાનાં પહેલાં દાનપત્રના સંવત્ ૩૨૦ અને ધરસેન ૪ થાની વહેલામાં વહેલી તારીખ સંવત્ ૩૨૬ એ બે વચ્ચે છે. અને આ રીતે ધ્રુવસેન ૨ જાના રાજ્યનો જણાયેલો વખત એક વર્ષ આગળ વધે છે.

## अक्षरान्तर[3]

### पत्रुं पहेलुं

१ ओं[1] स्वस्ति[ ॥ ]विजयस्कन्धावाराद्व[ न्दि ]तपल्लीवासकात्प्रसभप्रणतामित्राणां मैत्रकाणामतुलबलसम्पन्नमण्डलाभोग-

२ [3]संसक्तप्रहारशतलब्धप्रतापात्प्रतापोपनतदानमानार्ज्जवोपार्जितानुरागादनुरक्तमौल-भृतश्रेणी-

३ बलावाप्तराज्यश्रियः परममाहेश्वरश्रीभटार्कादव्यवच्छिन्नराजवङ्गान्मातापितृचरणार-विन्दप्रणति[4]-

४ प्रविधौताशेषकल्मषः शैशवात्प्रभृतिखङ्गद्वितीयबाहुरेवसमदपरगजघट[ ा ]स्फोटनप्र-[ का ]शि[ त ]-

५ सैत्वनिकषःतत्प्रभावप्रणताराातिचूडारत्नप्रभासंसक्तपादनखरश्मिसङ्हतिः[6] सक[ ल ]स्मृतिप्रणी

६ तमार्गसम्यक्परिपालनप्रजाहृदयरञ्जनान्वर्थराजशब्दोरूपकान्तिस्थैर्य्यगाम्भीर्य्यबु-द्धिसम्पद्भि[ : ]स्मरश-

७ शाङ्काद्रिराजोदधित्रिदशगुरुधनेशानतिशयानःशरणागताभयप्रदानपरतया तृणवद-पास्ताशेषस्वकार्य्य-

८ फलप्रार्त्थनाधिकार्त्थप्रदानानन्दितविद्वत्सुहृत्प्रणयिहृदयःपादचारीव सकलभुवनम-ण्डला[ भो ]गप्रमोदः

९ परममाहेश्वरःश्रीगुहसेनस्तस्यसुतस्तत्पादनखमयूखसन्तानविसृतजाह्नवीजलोघप्रक्षा-लि[ ता ]शेषै-

१० कल्मषःप्रणयिशतसहस्रोपजीव्यमानसम्पद्रूपलोभादिवाश्रितः सरभसमाभिगामिकै-र्ग्गुणै[ : ][ स ]हज-

११ शक्तिशिक्षाविशेषविस्मापिताखिलधनुर्द्धरःप्रथमनरपतिसमतिसृष्टानामनुपालयिता . धर्म्मदा[ याना ]-

१२ मपाकर्त्ता प्रजोपघातकारिणामुपप्लवार्ना दर्शयिता श्रीसरस्वत्योरेकाधिवासस्य सेङ्ताराातिपक्षल[ क्ष्मी ]-

१३ परिभोगदक्षविक्रमो विक्रमोपसप्रप्तवि[ म ]लपार्त्थिवश्रीपरममाहेश्वरःश्रीधरसेन-स्तस्य सुतस्तत्पादानु-

१४ ध्यातः सेंकलजगदानन्दनात्यभुतगुणसमुदयस्थगितसमग्रादिङ्मण्डलः सम[ र ]शतविजयशोभास-

१ બે શાહી વાળી છાપો અને એક રબિંગ ઉપરથી ૨ ચિહ્નરૂપમાં ૩ प्रतापात्प्रना पा અને त्प्र ની વચ્ચે લીટી ઉપર કંઈક અસ્પષ્ટ ચિન્હછે. ૪ વાંચો वंशा ૫ વાંચો सत्त्व ૬ વાંચો संहति ७ વાંચો जलौघ ૮ વાંચો प्लवानां ૯ વાંચો संहता ૧૦ વાંચો संप्राप्त ૧૧ વાંચો त्यद्भुत

१५ नाथमण्डलाग्रद्युतिभासुरतरान्सपीठोदू[ ढ ] गु [ रु ]मनोरथमहाभा[ रं ]:सर्व्व
[ ।विद्या ]परावर[ वि ]भागाधिग-

१६ मविमलमतिरपि सर्व्वतस्सुभाषितलवेनापि सुखोपपा[ द ]नीयपरि[ तो ]षः समग्र-
लोकागाधगाम्भी-

१७ र्य्यहृदयोपि सुचरितातिशयसुव्यक्तपरमकल्याणस्व[ भा ]वः खिलीभूतकृतयुगानृप-
तिपथ[ वि ]शोध-

१८ नाधिगतोदग्रकीर्त्तिर्द्धर्म्मानुपरोधोज्वल[ त ]रीकृतार्त्थसुखसम्पदुपसेवानिरूढधर्म्मा-
[ दि ]त्यद्वितीय[ य ]नामा पर-

१९ ममाहेश्वर:श्रीशीलादित्यस्तस्यानुजस्तत्पादानुध्यातः[स्य]यमुपेन्द्रगुरुणेव गुरुणात्या-
दरवत[ । ]समभिल-

२० षणीयामपि राजलक्ष्मी[2] स्कन्धासक्तां परमभद्रइव धुर्य्यस्तदाज्ञासम्पादनैकरसत-
[ यै ]वोद्वहन्मेदसुखरतिभ्यां-

२१ मनायासितसत्वसपत्तिः[4]प्रभावसम्पद्वशीकृतनृपतिशतशिरोरत्नच्छायोपगूढपादपीठो-
पि परावज्ञाभि-

२२ मानरसाना[ लिङ्गित ]मनोवृत्तिः[5] प्रणतिमेका परित्यज्य प्रख्यातपौरुषाभिमानैरप्य-
रातिभिरनासादितप्र[ ति ] [ क्रि [ यो ]-

२३ पाय:कृतनिखिलभुवनामोदविमलगुणसङ्हतिप्रसभविघटितसकलकलिविलसितगति-
र्नी[ च ]जनाधि-

२४ रो[ हि]भिरशेषैर्दोषैरनामृष्टात्युन्नतहृदय:प्रख्यातपौरुषास्त्रकौशलातिशयगणतिथविद-
क्ष[ क्षि ]तिपाति[8]

२५ लक्ष्मीस्वयंग्रहप्रकाशितप्रविरपुरुषप्रथमसेम्याधिगमे:परममाहेश्वरः श्रीखरग्रहस्तस्य-
तनयस्तत्पादा-

२६ नुध्यातः स[ क ]लविद्याधिगमविहितनिखिलविद्वज्जनमनः परितोषातिशयः सैत्वस-
म्पदा त्यागौदार्य्येण च

२७ विगतानुसन्धान[।]शमाहितारातिपक्षमनोरथाक्षभङ्गः सम्यगुपलक्षिताणकशा[ स्त्रं[11] ]

२८ [ कं[12] ]लाथोकचरितगह्वरविभागोपि परमभद्रप्रकृति[ र ]कृत्रिमप्रश्र[ यविनय ]

---

१ वांचो रांस २ वांचो लक्ष्मीं ३ वांचो न्खेद ४ वांचो सत्वसंपत्ति ५ वांचो नालिङ्गित ६ वांचो मेकां ७ वांचो संहति ८ वांचो विपक्षक्षितिपति ९ वांचो प्रवीरपुरुषप्रथमसंख्याधिगमः १० वांचो सत्त्व ११ वांचो तानेक १२ वांचो कलालोक

पतरूं बीजुं

२९ शोभाविभूषणःसमरशतजयपताकाहरणप्रत्यलोदग्रबाहुदण्डविध्वन्सितं[1]

३० निखिलप्रतिपक्षदर्प्पोदयः स्वधनुःप्रभावपरिभूतास्त्रकौशलाभिमानसकलनृपतिम-

३१ ण्डलाभिवन्दितशासनः परममाहेश्वरः श्रीधरसेन[ : ]तस्यानुजस्तत्पादानुध्य[ ा ]-
त[ : ]सच्चरितातिशयितस-

३२ कलपूर्व्वनरपतिरतिदुस्साधानामपि प्रसाधयिता विषयाणां मूर्त्तिमानिव पुरुषकारः
परिवृद्धगु-

३३ णानुरागनिर्ब्भरचित्तवृत्तिभिर्म्मनुरिव स्वयमभ्युपपन्नःप्रकृतिभिरधिगतकलाकलापः-
कान्तिमा-

३४ न्निर्वृतिहेतुरकलङ्ककुमुदनाथः प्राज्यप्रतापस्थ[ गि ]तदिगन्तरालप्रध्वन्सितं[2]ध्वान्त-
राशिःसततो-

३५ दितस्सविताप्रकृतिभ्यः परं प्रत्ययमर्त्थवन्तमतिबहुतिथप्रयोजनानुबन्धमागमपरिपूर्ण्णं

३६ विदधानःसन्धिविग्रहसमासनिश्चयनिपुणःस्थानेनुरूप[ मादे ]शं ददद्गुणवृद्धिविधान-
जनितसं

३७ स्कारस्साधूनां राज्यंसालातुरियतन्त्रयोरुभयोरपिनिष्णातः[3] प्रत्कृष्टविक्रमोपि करुणा-
मृदुहृद-

३८ यःश्रुतवानप्यगर्व्वितः कान्तोपि प्रशमी स्थिरसौहृदय्योपि निरसिता दोषवतामुदर्य-[4]
समयसमुर्प-

३९ जनितजनतानुरागपरिपिहितभुवनसमर्त्थत[5]प्रथितबा[ ला ]दित्याद्वितीयनामा परममा-
हेश्वरःश्री-

४० ध्रुवसेनकुशली सर्व्वानेव यथासम्बध्यमानकान्समाज्ञापयत्यस्तु वस्संविदितं यथा
मया मातापित्रोः

४१ पुण्याप्यायनार्यं उदम्बरगह्वरविनिर्ग्गताय[ ा ]नकाग्र[ ा ]हारनिवासिदश पुरत्रैविद्य-
सामान्यपाराशरस-

४२ गोत्रमाध्यन्दिनवाजसनेयसब्रह्मचारिब्राह्मणबुधस्वामिपुत्रब्राह्मणदत्तस्वामि तथागस्ति-
काग्रहारनिवासि-

४३ [ उ ]च्यमानचातुर्व्विद्यसामान्यपाराशरसगोत्रवाजसनेयसब्रह्मचारिब्राह्मणबुधस्वमि-[7]
पुत्रब्राह्मणकुमारस्वामिभ्यां-

---

१ वांचो विध्वंसित २ प्रध्वंसित ३ वांचो शालातुरीय ४ वांचो मुदय ५ वांचो समर्त्थित ६ तायानका "એ" માં પાઠછે પંક્તિ ૪૦ ७ वांचो बुधस्वामिपुत्र

४४ मालवके उच्यमानविष[ ये ] चन्द्रपुत्रकग्रामे दक्षिणसीम्नि भक्तीशतप्रमाणक्षेत्रं
यस्याघ[ ा ]टनानि पूर्व्वतः धम्मणह-

४५ डिडकाग्रामकङ्कटः दक्षिणतो देवकुलपाट[ क ]ग्रामकङ्कटःअपरतः वीरतरमण्डलिम-
हत्तरक्षेत्रमर्य्यादा उत्तरपश्चि-

४६ मकोणे निर्ग्गण्डीतडाकिकाउत्तरतःवीरतरमण्डली एवमेतच्चतुराघाटनविशुद्धं भ-
क्तीशतप्रमाणक्षेत्रं शो-

४७ द्रङ्गं सोपरिकरं सभूतवातप्रत्यायं सधान्यहिरण्यादेयं सपशपराधं सोत्पद्यमानाविष्टिकं
सर्व्वराजकीयानामह-

४८ स्तप्रक्षेपणीयं पूर्व्वप्रत्तदेवब्रह्मदेयब्राह्मणविङ्गतिरहितं भूमिच्छिद्रन्यायेनाचन्द्रार्क्का-
र्णवक्षितिसरित्पर्व्व-

४९ तसमकालीनं पुत्रपौत्रान्वयभोग्यं उदकातिसर्गेण धर्म्मदायोनिसृष्ट[ : ]यतोनयोरु-
चितया ब्रह्मदेयस्थित्या भुञ्जत-

५० कृषतैः कर्षयतैःप्रदिशतोर्व्वा न कैश्चिद्व्यासेधे वर्त्तितव्यमागामिभद्रनृपतिभिरप्यस्म-
द्वङ्शजैरन्यैर्व्वा अनित्यान्यै[ श्व ]र्य्याण्य-

५१ स्थिरं मानुष्यं सामान्यञ्च भूमिदानफलमवगच्छद्भिरयमस्मद्दायोनुमन्तव्यः परिपा-
लयितव्यश्चेत्युक्तञ्च ॥ बहुभिर्व्वसुधाभु-

५२ क्ता राजभिस्सगरादिभिः [ । ] यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदाफलं[ ॥ ]
यानीह दारिद्यभयान्नरेन्द्रैर्द्धनानि धर्म्मायतनीकृतानि[ । ] निभुक्तमाल्यप्रति-

५३ मानि तानि को नाम साधुः पुनराददीत ॥ षष्टिवर्षसहस्र[ ा ]णि स्वर्ग्गे तिष्ठति
भूमिद[ : । ] आच्छेतो चानुमन्ता च तान्येव नरके वसेदिति । दूतकोत्र राज-

५४ पुत्रश्रीखरग्रह [ : ]लिखितमिदं सन्धिविग्रहाधिकृतदिविरपतिवत्रभट्टिपुत्रदिविरपति-
स्कन्दभटेन ॥ सं ३०० २० १ चैत्र ब ३ स्वहस्तो मम ॥

---

१ वांचो सो २ वांचो करं ३ वांचो सदशापराधं ४ वांचो णीयं ५ वांचो विंशति ६ वांचो कालीनं ७ वांचो तोः ८ वांचो द्रङ्ग ९ वांचो निर्भुक्त १० वांचो आच्छेत्ता.

નં० ७०

# ધરસેન ૪ થાના દાનપત્રનું બીજું પતરું[1]

સંવત્ ૩૨૬ માઘ વદ ૫

ભાવનગરથી પ્રસિદ્ધકર્તાને બે તામ્રપત્રોના બીજા અર્ધભાગ અનુવાદ માટે મોકલવામાં આવ્યા હતા, જે પૈકીનું આ પતરૂં છે. પતરાનું માપ ૧૨¾"×૧૦¼" છે, અને તે સુરાક્ષત સ્થિતિમાં છે, જો કે જમણી બાજુનો ખુણો ફક્ત ખંડિત થયો છે. બીજું પતરૂં જે ન્હાનું છે તેને ઘણું જ નુકશાન થયું છે અને તેમાં અક્ષરો અસ્પષ્ટ છે. તે બીજા પતરાનો દાતા શીલાદિત્ય ૧ લો (ધરસેન બીજાનો પુત્ર અને ઉત્તરાધિકારી ) છે.

આ પતરાનો દાતા, ઈ. એ. વો. ૧ ના પા. ૧૪ મે પ્રસિદ્ધ કરેલ અનુવાદમાં છે તેમ, ધરસેન ૪ થો છે. તારીખ પણ એ જ છે; એટલે કે સં. ૩૨૬ છે. ફક્ત માસ આ પતરાંમાં આષાઢને બદલે માઘ છે. પ્રથમ સાડાનવ પંક્તિઓનો અનુવાદ કરેલ નથી, કારણ કે તેમાં આપેલું રાજાઓનું વર્ણન વલભીનાં બીજાં દાનપત્રોના એવા જ ભાગોની સાથે મળતું આવે છે.

આ પતરૂં અને ઉપર કહેલું શીલાદિત્ય ૧ લાનું બીજું પતરૂં બન્ને જો કે ખંડિત અને શબ્દલોપવાળાં છે, છતાં ઘણાં જ જાણવા લાયક છે. અત્યાર સુધી ઉપલબ્ધ વલભી પતરાંઓમાં બ્રાહ્મણોને ભૂમિદાન આપ્યાની નોંધ છે. પરંતુ આ બન્ને પતરાંઓમાં બૌદ્ધમઠ અથવા વિહારને દાન કર્યાની નોંધ છે.

આ પતરામાં મંત્રી સ્કન્દભટથી બંધાવેલ એક વિહારને યોધાવક ગામ દાનમાં અર્પણ કર્યું છે, જે સ્કન્દભટ એક ધાર્મિક બૌદ્ધ હોય એમ જણાય છે. આ ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે વલભી રાજાઓ બ્રાહ્મણોની પેઠે બૌદ્ધોને પણ આશ્રય આપતા હતા. બ્રાહ્મણધર્મની સાથે સાથે બૌદ્ધ ધર્મનો પ્રચાર વલભી રાજાઓના રાજ્યમાં હતો તેમ જ મૂર્તિપૂજા પણ ધર્મનું એક અંગ હતી.

---

૧ ઈ. એ. વો. ૧ પા. ૪૫ પ્રો ભાંડારકર

ભાષાન્તર

શ્રી ધરસેન, પરમમાહેશ્વર સમ્રાટ્ જે પોતાના પિતામહના પાદનું સ્મરણ કરે છે, તે કુશળ હોઈ લાગતાવળગતા સર્વને શાસન કરે છે કે:-તમોને જાહેર થાઓ કે મારા માતપિતાના પુણ્યની વૃદ્ધિ અર્થે મેં, દિવિરપતિ સ્કંદભટે સુરાષ્ટ્રમાં હસ્તવપ્રાહારમાં યોધાવક ગામમાં બંધાવેલા વિહારમાં ચારે દિશાઓમાંથી આવતા મહાયાન શાખાના ભિક્ષુસંઘને તે યોધાવક ગામના ચાર ભાગો આ પ્રમાણે અર્પણ કર્યા છે:-ત્રણ ભાગ તેઓને વસ્ત્ર, અન્ન, શયન, અશન, ... તથા ઔષધ પૂરૂં પાડવા માટે તથા શ્રી બુદ્ધની પૂજાનાં અને સ્નાનનાં સાધનો જેવાં કે, ગન્ધ, ધૂપ, પુષ્પ, દીપ માટે તેલ પૂરાં પાડવા માટે તથા વિહારનાં સમારકામ માટે ( એટલે ખંડિત થયેલા ભાગ સરખા મૂકવા માટે ) આપ્યા છે. તે જ ગામનો ચોથો ભાગ દિવિરપતિ સ્કંદભટે તે જ સ્થળે ખોદાવેલ તળાવના વધારે ખોદકામ ચોખ્ખાઈ અથવા સમારકામ માટે આપ્યો છે, કે જેથી તેઓને પોતાના દ્વાર સમીપ જ જળ મળે. આ પ્રમાણે, આ ગામ પાણીના અર્ઘ્ય સાથે, તે વિહારને દાનમાં અર્પણ કર્યું છે. અને તળાવ પણ સાથેની વસ્તુઓ સહિત, તેના ઉપર જે કંઈ હોય, તેમાં રહેતાં પ્રાણીઓ, તેની અન્ન અગર સોનાની ઉપજ તેની સ્થિતિમાં ખામીઓ, તથા તેમાં કુદરતી રીતે જે ઉત્પન્ન થાય, તે સર્વ સહિત આપ્યું છે. આ દાન દેવો તથા બ્રાહ્મણોને પહેલાં આપેલી વસ્તુઓ શિવાયનું છે. તેમાં અધિકારીઓએ પ્રતિબન્ધ કરવો નહિં અને તે ભૂમિછિદ્રન્યાયને અનુસરીને "યાવત્ ચંદ્રદિવાકરૌ" સમુદ્ર, પૃથ્વી, નદી અને પર્વતોનાં અસ્તિત્વસુધી તેઓના ઉપભોગ માટે રહેશે. તેટલા માટે કોઈએ પણ પૂજ્ય ભિક્ષુઓને ખેતર ખેડવા ખેડાવવા તથા દેવાયતન હોવાથી બીજા કોઈને આપવામાં હરકત કરવી નહિ. સત્તા ક્ષણિક અને શરીર ક્ષણભંગુર છે એમ જાણીને તથા ભૂમિદાનનું સારૂં ફળ જાણીને ભાવિ સર્વ અમારા વંશના યા તો અન્યવંશના રાજાઓએ અમારા આ દાનને માન આપવું તથા તેને ચાલુ રાખવું. એમ કહેવાય છે કે વિગેરે ... ... અહિં દૂતક, કુમાર ધ્રુવસેન છે.

કોતર્યું સંધિવિગ્રહના મંત્રિ દિવિરપતિ વત્ર(?)ભટ્ટિના પુત્ર દિવિરપતિ સ્કંદભટે સં. ૩૨૬ ના માઘ વદ ૫ દિને. મ્હારા સ્વહસ્ત.

નં० ૭૧

# ધરસેન ૪ થાનાં તામ્રપત્રો*

સં. ૩૨૬ આષાઢ સુ. ૧૦

આ તામ્રપત્ર લગભગ બે માસ પહેલાં મી. બરજેસે મને આપ્યાં હતાં. તેનું અક્ષરાંતર આની નીચે આપેલું છે. તેનો તરજુમો અને વિવેચન ઈ. એ. વો. ૧ માં પાને ૧૪ મે આપેલ છે.

अक्षरान्तर

१ स्वस्ति वलभीतः प्रसभप्रणतामित्राणां मैत्रकाणामतुलबलसम्पन्नमण्डलाभोगसंस-
क्तप्रहारशतलब्धप्र-

२ तापात्प्रतापोनतदानमानार्ज्जवोपार्ज्जितानुरागादनुरक्तमौलिभृतश्रेणीबलावाप्तराज्य-
श्रियःपरममाहे-

३ श्वरश्री भटार्कादव्यवच्छिन्नराजवंशान्मातापितृचरणारविन्दप्रणतिप्रविधौताशेषक-
ल्मषःशैशवात्प्रभृतिखड्गद्वितीयबा-

४ हुरेव समदपरगजघटास्फोटनप्रकाशितप्रकाशितसत्वनिकषःतत्प्रभावप्रणताराातिचू-
डारत्नप्रभासंसक्तपादनख-

५ रश्मिसंहतिःसकलस्मृतिप्रणीतमार्गसम्यक्परिपालनप्रजाहृदयरञ्जनोन्वर्थ राजशब्दो
रुपकान्तिस्थैर्य्यगाम्भीर्य्य-

६ बुद्धिसंपद्भिःस्मरशशाङ्काद्रिराजोदधित्रिदशगुरुधनेशानतिशयानःशरणाभ्यत्तभयप्र-
दानपरतयातृणवदपास्ता-

७ शेषस्वकार्यः फलप्रार्थनाधिकार्थप्रदानानन्दितविद्वत्सुहृत्प्रणयिहृदयःपादचारीव
सकलभुवनमण्डलाभोगप्रमोदः

८ परममाहेश्वरःश्रीगुहसेनस्तस्य सुतस्तत्पादनखमयूखसंतानविसृतजाह्नवीजलौघ-
प्रक्षालिताशेषकल्मषःप्रणयि-

९ शतसहस्रोपजीव्यमानसंपद्रुपलोभादिवाश्रितः सरभसमाभिगाभिकैर्गुणैःसहजशक्ति-
शिक्षाविशेषशेषविस्मापिता-

१० खिलधनुर्धरःप्रथमनरपतिसमतिसृष्टानामनुपालयिता धर्म्मदायानामपकर्त्ता प्रजोपघा-
तकारिणामुपप्लवा-

११ नां दिर्श[ दर्श ]यिता श्रीसरस्वत्योरकाधिवासस्य संहितारातिपक्षलक्ष्मीपारिभो-
गदक्षविक्रमो विक्रमोपसंप्राप्तविमलपार्थिव-

---

* જ. બો. બ્રે. રો. એ. સો. વો. ૧૦. પા. ૬૬ તથા ઈ. એ. વો. ૧ પા. ૧૪ ડા. આર. જી. ભાંડારકર

૧ વાંચો विजयस्कन्धावार ... वासक ૨ વાંચો सपत्न ૩ વાંચો संप्रहार ૪ વાંચો प्रतापःप्रतापोपनतः ૫ अनुरागात् કેટલાંકમાં બે વાર છે. ૬ વાંચો मौलिभृतमित्र श्रेणी ૭ प्रकाशित એક વાર વાંચો ૮ વાંચો संसक्तसव्यपाद ૯ વાંચો रञ्जनादन्वर्थ ૧૦ स्वकार्यफलः વાંચો અગર स्वकार्यफलप्रार्थ ... ૧૧ કેટલાકમાં मण्ड જ છે. ૧૨ વાંચો श्री महाराजगुह ... ૧૩ વાંચો निर्वृत्त ૧૪ વાંચો विक्षालित ૧૫ વાંચો उपजीव्यभोगसंपत् પણ પાઠ બીજો છે. ૧૬ વાંચો सरसमा ૧૭ વાંચો विशेष એક વાર જ ૧૮ વાંચો दर्शयिता ૧૯ વાંચો संहता ૨૦ વાંચો परिक्षोभ ૨૧ વાંચો क्रमोप

१२ श्री परममाहेश्वरः[1] श्री धरसेनस्तस्य सुतस्तत्पादानुध्यातः सकलजगदानन्दनात्यद्भु-
तगुणसमुदयस्थगितसमग्र-

१३ दिङ्मण्डलः समरशतविजयशोभासनाथमण्डलाग्रद्युतिभासुरतरां सपीठोद्‌ढगुरुम-
नोरथमहाभारः सर्व्व-

१४ विद्यापरावरविभागाधिगमविमलमतिरपि सर्व्वतस्सुभाषतलखना[ षितलेखेना ]पि
सुखोपपादनीयपरितोषः समग्रलोकागाध-

१५ गाम्भीर्य्यहृदयोपि सुचरितातिशयसुव्यक्तपरमकल्याणस्वभावः खिलीभूतकृतयुगनृ-
पतिपथविशोधनाधिगतो-

१६ दग्रकीर्तिर्धर्म्मानुपरोधोज्ज्वलतरोकृतार्थसुखसम्पदुपसेवानिरूढधर्मादित्यद्वितीयनामा-
परममाहेश्वरः श्रीशिला-

१७ दित्यस्तस्यानुजस्तत्पादानुध्यातः स्वयमुपेन्द्र गुरुणेव गुरुणात्यादरवता समभिलप-
णीयामपि राजलक्ष्मीं स्कन्धासक्त

१८ परमभद्र इव धुर्य्यस्तदाज्ञासम्पादनैकरसतयैवोद्वहन्खेदसुखरतिभ्यामनायासितसत्व-
सम्पत्तिः प्रभावसम्पद्वशी

१९ कृतनृपतिशतशिरोरत्नच्छायोपगूढपादपीठोपि परावज्ञाभिमानरसानालिङ्गितमनो-
वृत्तिः प्रणतिमेकां परि-

२० त्यज्य प्रख्यातपौरुषाभिमानैरप्यरातिभिरनासादितप्रतिक्रियोपायः कृतनिखिलभुवना-
मोदविमलगुणसंहति

२१ प्रसभविघटितसकलकलिविलसितगतिर्नीचजनाधिरोहिभिरशेषैर्द्दोषैरनामृष्टात्युन्नत-
हृदयः प्रख्यातपारुषास्त्र-

२२ कौशलातिशयगणतिथविपक्षक्षितिपतिलक्ष्मीस्वयंग्राहप्रकाशितप्रवीरपुरुषप्रथनसंख्या-
धिगम[ : ] परममाहेश्वरः

२३ श्रीखरग्रहस्तस्य तनयस्तत्पादानुध्यातः सकलविद्याधिगमविहितनिखिलविद्वज्ज-
नमनःपरितोषातिशयः सत्वस-

२४ म्पदा त्यागौदार्य्येण च विगतानुसंधानसमाहितारातिपक्षमनोरथाक्षभङ्गः सम्यगुप-
लक्षितानेकशास्त्रकलालोकचरि-

२५ तगम्भीरविभागो [ वा ]पि परमभद्रप्रकृतिरकृत्रिमप्रश्रयविनयशोभाविभूषणः समर-
शतजयपताकाहरणप्रत्य[ ग्र ]लोदग्र

२६ बाहुदण्डविध्वंसितनिखिलप्रतिपक्षदर्प्पोदयः स्वधनुःप्रभावपरिभूतास्त्रकौशलाभि-
मानसकलनृपति

२७ मण्डलाभिनन्दितशासनः परममाहेश्वरः श्रीधरसेनस्तस्यानुजस्तत्पादानुध्यातः
सच्चरितातिशयित

---

१ વાંચો माहेश्वरो महाराज

२८ सकलपूर्वनरपतिरतिदुस्साध्यानामपि प्रसाधयिता विषयाणां मूर्तिमानिव पुरुषकारः परिवृद्ध

२९ गुणानुरागनिर्भरचित्तवृत्तिभिर्म्मनुरिव स्वयमभ्युपपन्नः प्रकृतिभिरधिगतकला-कलापः कान्तिमान्नि-

३० र्वृतिहेतुरकलङ्कंकुमुदनाथः प्राज्यप्रतापस्थगितदिशान्तरालप्रध्वंसितध्वान्तराशि-स्सततोदितस्स-

३१ विता प्रकृतिभ्यः परं प्रत्ययमर्थवन्तमतिबहुतिथप्रयोजनानुबन्धमागमपरिपूर्णंविद-धानः सन्धिविग्रह

३२ समासनिश्चयनिपुणः स्थानेनुरूपमादेशं ददद्गुणवृद्धिविधानजनितसंस्कारस्साधूनां राज्यसांलातुरीयतन्त्रयोरु-

३३ भयोरपि निष्णातः प्रकृष्टविक्रमोपि करुणामृदुहृदयः श्रुतवानप्यतिगर्व्वितः कान्थो [न्तो]पि प्रशमी स्थिरसौहृदय्योपि निर-

३४ सिता दोषवतामुदयसमयसमुपजनितजनतानुरागपरिपीडितभुवनसमर्थितप्रथितबा-लादित्यद्वितीयनामा परम

३५ माहेश्वरः श्रीध्रुवसेनतस्तस्य सुतस्तत्पादकमलप्रणामधरणिकषणजनितकिणलाञ्छ-नललाटचन्द्रशकलः शिशुभाव इव

३६ श्रवणनिहितमौक्तिकालङ्कारविभ्रमामलश्रुतिविशेषः प्रदानसलिलक्षालिताग्रहस्तार-विन्दः कन्याया इव मृदुकरग्र-

३७ हणादमन्दीकृतानन्दविधिर्व्वसुन्धरायाः काम्मुर्के धनुर्वेद इव संभाविताशेषलक्ष्यक-लापः प्रणतसामन्तमण्डलोत्तमाङ्ग-

३८ धृतचूडारत्नायमानशासनः परममाहेश्वरः परमभट्टारकमहाराजाधिराजपरमेश्वरचक्र-वर्त्ती श्री अज्जकपादानुध्यातः

३९ श्री धरसेन ४ कुशली सर्व्वानेव यथासंबध्यमानकान्समाज्ञापयत्यस्तु वस्संविदितं यथा मया मातापित्रोः पुण्याप्यायनाय

४० सिंहपुरविनिर्ग्गतकिक्कटापुत्रग्रामनिवासीसिंहपुरचातुर्व्विद्यसामान्यभारद्वाजसगोत्र-छन्दोगसब्रह्मचारिब्राह्मणगु-

४१ हाढयपुत्रब्राह्मणार्जुनाय सुराष्ट्रेषु कालापकपथकान्तर्ग्गतकिक्कटापुत्रग्रामोपारिवाटक-शर्करापद्रकदक्षिणसीम्निष-

४२ ट्पञ्चाशत्पादावर्त्तपरिमाणक्षेत्रखण्डं यस्याघाटनानि पूर्व्वतः विण्हलसत्कवापी दक्षिणतः वत्तकसत्कक्षेत्रं अपरतः

४३ कुटुम्बिविण्हलसत्कक्षेत्रं उत्तरतः ब्राह्मणषष्टिभवसत्कक्षेत्रं तथासिंहपुरविनिर्ग्गत-सिंहपुरचातुर्विद्यसामान्यकिक्कटा-

१ वांचो कलङ्क २ वांचो शालातुरीय ३ वांचो कान्तोपि ४ वांचो जनानुराग

४४ पुत्रग्रामनिवासिभारद्वाजसगोत्रछन्दोगसब्रह्मचारिब्राह्मणगुहाढयपुत्रब्राह्मणमङ्कस्वा- मिने सुराष्ट्रेषु कालापकप-

४५ थकान्तर्गतकिक्कटापुत्रग्रामे अपरसीम्नि षोडशपादावर्त्तपरिसरा वापी यस्या आघाटनानि पूर्व्वतश्चत्रसरकवापी दक्षिणतोप-

४६ रतश्च कुटुम्बिचन्द्रमत्कक्षेत्रं उत्तरतः महत्तरदासकसत्कक्षेत्रं तथा किक्कटापुत्रग्रा- मोपरिवाटकशर्करापद्रकग्रामे अ-

४७ परसीम्नि अष्टाविंशतिपादावर्त्तपरिमाणं क्षेत्रखण्डं यस्याघाटनानि पूर्व्वतः कुटुम्बि- बव्यस्थविरकसत्कक्षेत्रं दक्षिणतः आश्विनिक-

४८ पुत्रग्रामीण कुटुम्बिवराहसत्कक्षेत्रं अपरतः आश्विनिपुत्र कप[ ब ]प्पटीयकस- त्कक्षेत्रं उत्तरतो ब्रह्मदायिकभागीयकसत्कक्षेत्रं तथा

४९ चतुर्द्दशपादावर्त्तपरिमाणं क्षेत्रखण्डं यस्याघाटनानि पूर्व्वतः बव्यस्थविरकक्षेत्रमेव दक्षिणतः कुटुम्बीश्वरक्षेत्रं अपरतः बप्पटीय-

५० कक्षेत्रमेव उत्तरतः ब्रह्मदेयिकबारिलकक्षेत्रं तथा पट्ट पत्तकाः येषामाघाटनानि पूर्व्वतः विञ्छीयकक्षेत्रं दक्षिणतः कुटुम्बीश्वरक्षेत्रमेव

५१ अपरतः कु [ टुम्बी ]श्वरक्षेत्रमेव उत्तरतः पटानकग्रामसीमा एवमेतद्विंशत्युत्तर- पादावर्त्तशतप्रमाणं वापीक्षेत्रं सोद्रङ्गं स-

५२ परिकरं .... .... सधान्यहिरण्यदेयं सदशापराधं सोत्पद्यमानविष्टिकं सर्व्व- राजकीयानामहस्तप्रक्षेपणीयं पूर्व्वप्रत्तदेव

५३ ब्रह्मदायवर्ज्यं .... न्यायेनाचन्द्रार्क्कार्णवक्षितिसरित्पर्वतसमकालीनं पुत्रपौत्रा- न्वयभोज्यं उदकातिसर्गेण धर्म्मदायोनिसृष्टः

५४ यतोस्योचितया ब्रह्मदायस्थित्या भुञ्जतः कृषतः कर्षयतः प्रदिशतो वा न कैश्चि- द्व्यासेधे वर्तितव्यमागामिभद्रनृपतिभिरस्मद्वंशजैरन्यैर्व्वा

५५ अनित्यान्यैश्वर्याण्यस्थिरं मानुष्यं सामान्यं च भूमिदानफलमवगच्छद्भिरयमस्म- द्दायोनुमन्तव्यः परिपालयितव्यश्चेत्युक्तं च बहुभिर्व्वसुधा भुक्ता राजा

५६ भिः सगरादिभिः यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं यानीह दारिद्रभया- न्नरेन्द्रैर्धनानि धर्मायतनीकृतानि निर्भुक्तमाल्यप्रतिमानि तानि को नाम साधुः

५७ पुनराददीत षष्टिवर्षसहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः आच्छेत्ता चानुमन्ता च तान्येव नरके वसेदितिदूतकोत्र राजपुत्रध्रुवसेनः लिखितमिदं

५८ संधिविग्रहाधिकृतदिविरपतिवश [ ? ] भटपुत्रदिविरपतिस्कन्दभटेन सं ३२६ आषाढ सु १० स्वहस्तो मम

ભાષાન્તર

સ્વસ્તિ ! વલભીમાંથી અતુલબળસંપન્ન મિત્રોના મંડળમાં રહી અનેક જખમોથી પ્રતાપ પ્રાપ્ત કરનાર, અતિ બળથી તેમના શત્રુનો પરાજય કરનાર, નિજ પ્રતાપના ફળરૂપ, દાન, માન અને સમભાવથી નૃપોનો અનુરાગ પ્રાપ્ત કરનાર, અનુરક્ત નૃપોના બળથી રાજ્યશ્રી પ્રાપ્ત કરનાર અને અચ્છિન્ન રાજવંશવાળા પરમ માહેશ્વર ભટારકમાંથી, માતપિતાના ચરણકમળને પ્રણામ કરી સર્વ પાપ ધોઈ નાંખનાર, બાળપણથી કરમાં અસિધારી, શત્રુના મસ્ત માતંગોની શ્રેણી ભેદી મહાન પ્રતાપ દર્શાવનાર, જેના પદનખપંક્તિની રશ્મિ તેના વિક્રમથી ચરણે નમતા શત્રુઓના ચૂડામણિની પ્રભા સાથે ભળતી, સ્મૃતિઓના માર્ગ અનુસાર સુરક્ષણ કરી જનોનાં હૃદય રંજનાર અને આમ રાજ શબ્દનો અર્થ સત્ય કરનાર, રૂપ, કાન્તિ, સ્થિરતા, ગાંભીર્ય, બુદ્ધિ અને સંપત્તિમાં કામ, ઈન્દુ, હિમાલય, સાગર, બૃહસ્પતિ, અને કુબેર કરતાં અધિક, શરણાગતને સંકટમાંથી રક્ષણ આપવામાં પરાયણ હોઈ નિજ અર્થ તૃણવત્ લેખી ભોગ આપનાર, અને વિદ્વાન્, મિત્રો અને પ્રણયિજનોનાં હૃદય પ્રાર્થના કરતાં અધિક ધન આપી રંજનાર, અને સકળ ભુવનનો સાક્ષાત્ આનંદ પરમમાહેશ્વર શ્રીગુહસેન પ્રકટ થયો હતો. તેનો પુત્ર જેનાં પાપોનાં સર્વ કલંક, નિજ પિતાના પદનખની રશ્મિના રૂપમાં ગંગાનદીનાં જલથી ધોવાઈ ગયાં હતાં, જેની લક્ષ્મીથી લાખો પ્રણયિજનોનું પાલન થતું, તેના રૂપને લઈને ઘણા પ્રાપ્ત કરેલા ગુણોથી જેનું અવલંબન થતું, જે નૈસર્ગિક બળ અને પ્રાપ્ત કરેલી વિદ્યાથી સર્વ ધનુર્ધરોને વિસ્મિત કરતો, જે પૂર્વેના નૃપોનાં દાન ચાલુ રાખતો, જે નિજ પ્રજાને હણનાર કષ્ટ હરતો, જે શ્રી અને સરસ્વતીનો એકત્ર નિવાસસ્થાન હતો, જેનું વિક્રમ નિજ સંઘટ શત્રુઓની લક્ષ્મી અને પ્રતાપને ઉપભોગ આપતાં, અને જેણે પરાક્રમથી વિમળ રાજ્યશ્રી પ્રાપ્ત કરી હતી તે પરમમાહેશ્વર શ્રીધરસેન હતો. તેનો પુત્ર, તેનો પાદાનુધ્યાત, જે તેનામાં એકત્ર થએલા અને સકળ જગતને આનન્દ આપતા અદ્દ્ભુત ગુણોથી સર્વ દિગ્મંડળ ભરતો, અનેક યુદ્ધમાં જય કરી યશ મેળવનાર, તેના મિત્રોમાં સ્પષ્ટતાથી અન્ય કરતાં અધિક ભૂષિત સ્કન્ધ ઉપર મહાન્‌મનોરથોનો ભાર ધારનાર, જે સર્વ વિદ્યાના અધ્યયનથી વિમલ મનવાળો હોવા છતાં બુદ્ધિશાળી લઘુ કવિતા લખી સ્હેલાઈથી પ્રસન્ન થતો. જેના હૃદયનું ગાંભીર્ય સર્વ જનોથી અગાધ હતું છતાં સદાચારથી સ્પષ્ટ થતા ઉમદા સ્વભાવવાળો હતો, જેણે કૃતયુગના નૃપોથી સંચરાતો માર્ગ જે બંધ થઈ ગયો હતો તે શુદ્ધ કરી મહાયશ પ્રાપ્ત કર્યો, જેની લક્ષ્મીની મધુરતાનો ઉપભોગ ન્યાયપરાયણતાથી વિશુદ્ધ થતો, અને આમ ધર્માદિત્યનું અપર નામ મેળવ્યું હતું તે પરમમાહેશ્વર શિલાદિત્ય હતો. તેનો અનુજ, તેનો પાદાનુધ્યાત, ઉપેન્દ્રના વડીલ બન્ધુસમાન પ્રેમાળ વડીલ બન્ધુની અભિલાષિત રાજ્યસત્તા ધારનાર-ધુરિ ધારનાર વૃષભ જેમ સ્કન્ધ ઉપર કંઈક મહાન્ વસ્તુ ધારે છે તેમ નિજ બન્ધુની આજ્ઞાનું પાલન ફક્ત આનન્દ કરનાર, અને તેમ કરતાં આનન્દ અથવા મોહના પ્રેમ વડે તેવા ગુણોનો ઘટાડો ન થવા દેનાર, જેનું ચિત્ત, તેનું પાદપીઠ નિજ પ્રતાપથી શરણ થયેલા અનેક નૃપોના મુગટનાં મણિના પ્રકાશથી આવૃત હતું છતાં મદ અથવા અન્ય તરફ હલકાઈથી વર્તવાના શોખથી મુક્ત હતું, જેના શત્રુઓને પણ તેઓ વિખ્યાત બળ અને મદવાળા હતા છતાં શરણ સિવાય તેના બળ સામે થવાનો માર્ગ ન હતો, જે જગત્ સુગંધિત કરનાર અનેક ગુણો વડે કાલિની લીલાના પ્રસારની સામે અતિ બળથી થતો, જેનું હૃદય અલ્પ જનોના સર્વ દોષથી અસ્પર્શિત અને ઉમદા હતું, જે વિખ્યાત વિક્રમ અને શસ્ત્રકળામાં નિપુણ હોવાથી તેને સ્વેચ્છાથી ભેટવા શત્રુ નૃપોના મંડળની રાજ્યલક્ષ્મી વડે શૌર્યસંપન્ન જનોમાં પ્રથમ પદ પ્રાપ્ત કરતો તે પરમમાહેશ્વર શ્રી ખરગ્રહ હતો. તેનો પુત્ર, તેનો પાદાનુધ્યાત, જે સર્વ વિદ્યા પ્રાપ્ત કરી વિદ્વાનોનાં હૃદય અતિ રંજતો, જેણે ગુણસંચય અને દાનમાં ઉદારતાથી શત્રુઓના મનોરથનો પરાજય કરવાની યુક્તિ શોધી કહાડી, જે અનેક શાસ્ત્રો, કળા, અને લોકચરિતથી પૂર્ણ પરિચિત હોવાથી હૃદયમાં ગંભીર વિચારવાળો હોવા છતાં

અતિ આનન્દી પ્રકૃતિનો હતો, જેની અકૃત્રિમ નમ્રતા અને વિનય તેનાં ભૂષણ હતાં, જેણે અનેક રણક્ષેત્રમાં વિજયધ્વજ ધારનાર પ્રબળ અને વિશાળ કરથી નિજ સર્વ શત્રુઓના મદનો નાશ કર્યો હતો, અને જેની આજ્ઞાનો નિજ ધનુષ્યના બળથી પરાજય કરેલી શસ્ત્રકળાવાળા અખિલ નૃપમંડળથી સ્વીકાર થતો, તે પરમમાહેશ્વર શ્રી ધરસેન હતો. ત્હેનો અનુજ અને તેનો પાદાનુધ્યાત જે સત્કૃત્યોમાં પૂર્વના સર્વ નૃપ કરતાં અધિક હતો, જે અતિ કઠિણ કાર્યો પૂર્ણ કરતો, જે પરાક્રમના સાક્ષાત મનુષ્યરૂપે હતો, જેની પ્રજા તે પોતે મનુ હોય તેમ તેના મહાન્ ગુણોના પ્રેમથી પૂર્ણ હૃદયથી તેને માન આપતી, જે કલંકરહિત, પૂર્ણ, ઉજ્જવળ અને અન્યને આનન્દ આપનાર સાક્ષાત્ શશિસમાન હતો, જે ( તેના મહાન્ પ્રતાપના ) ઉજ્જવળ તેજથી સર્વ દિશા ભરી તિમિર હણનાર અને નિત્ય પ્રકાશતો સૂર્ય હતો, જે અર્થપ્રાપ્તિ, અનેક પ્રયોજનની વૃદ્ધિમાં અને ઉન્નતિની વૃદ્ધિ અર્થે નિજ પ્રજામાં વિશ્વાસ ઉત્પન્ન કરતો, સમાસ, વિગ્રહ અને સંધિનાં કાર્યોના નિશ્ચયમાં નિપુણ [ સંધિ અથવા સ્વરશાસ્ત્રના નિયમમાં–સમાસ છૂટો કરવામાં અને સમાસમાં નિપુણ ] યોગ્ય સ્થાને આદેશ કરતો, [ મૂળ સ્થાનમાં આદેશ કરનાર ] અને સાધુઓને નીચા સ્થાનથી સંસ્કાર કરી માન આપતો [ ગુણ અને વૃદ્ધિના ફેરફારથી શબ્દોને સાચું રૂપ આપતો ], અને શાલાતુરીયની કળામાં નિપુણ હતો તે પરમમાહેશ્વર ધ્રુવસેન હતો. તે અતિ વિક્રમસંપન્ન હતો, છતાં દયાથી મૃદુ-હૃદયવાળો હતો, વિદ્વાન્ હતો છતાં મદરહિત હતો, તે વલ્લભ હતો, છતાં તેની વાસનાઓ વશ હતી, નિત્ય માયાળુ હતો છતાં દોષીને તે તજી દેતોઃ તેણે તેના ઉદય સમયે જનોમાં પ્રકટેલા અને ભૂમિમાં પ્રસરેલા અનુરાગથી તેનું બાલાદિત્ય( ઉષાના સૂર્ય )નું બીજું નામ સત્ય ઠર્યું. તેનો પુત્ર, તેના પિતાના ચરણકમળને પ્રણામ કરતાં ભૂમિ પર ઘર્ષણથી થએલા ચિન્હરૂપી ઈન્દુકલા લલાટ પર ધારનાર, જેની મહાન્ વિદ્યા ત્હેના રમ્ય કર્ણપર બાળપણમાં ધારેલાં મૌક્તિક અલંકારસમાન શુદ્ધ છે, જેનાં કરકમળ દાન [ આપતાં રેડેલા ] જળથી સદા ધોવાતા, જેનો આનન્દ કન્યાના કરના મૃદુગ્રહણસમાન મૃદુ કરગ્રહી ઉન્નત થતો, જેણે ધનુર્વેદ માફક પોતાના ધનુષ્યથી જગતમાં સર્વ લક્ષિત વસ્તુઓ કરી છે, જેની આજ્ઞાનું પાલન સર્વ નમન કરતા નૃપોના મંડળથી શિર પર ધારેલાં રત્નો માફક થતું, તે નિજ પિતાનો પાદાનુધ્યાત, પરમમાહેશ્વર, પરમભટ્ટારક મહારાજાધિરાજ, પરમેશ્વર અને ચક્રવર્તી શ્રી ધરસેન હતો. તે કુશળ હાલતમાં આ શાસનની સાથે સંબંધવાળા સર્વને શાસન કરે છેઃ—

તેમને જાહેર થાઓ કે મારાં માતા પિતાના પુણ્યની વૃદ્ધિઅર્થે ષર્કરાપદ્રકની દક્ષિણમાં ૫૧ પાદાવર્ત્તનું એક ક્ષેત્ર, કિક્કટાપુત્ર વિષય, સુરાષ્ટ્રમાં કાલાપક પથમાં એક ગામ બ્રાહ્મણ ગુહદયના પુત્ર, કિક્કટાપુત્રમાં વસતા, પૂર્વે સિંહપુરના, સિંહપુરના ચાર વેદ જાણતા દ્વિજોમાં માન પામેલા, ભારદ્વાજ ગોત્રના અને છન્દોગ સબ્રહ્મચારી બ્રાહ્મણ અર્જુનને આપ્યું છે. ક્ષેત્રની સીમાઃ—પૂર્વે વિન્હલસત્કવાપી, દક્ષિણે વત્તુકસત્કક્ષેત્ર; પશ્ચિમે કુટુમ્બિ વિન્હલસત્કક્ષેત્ર; ઉત્તરે બ્રામ્હણ ષષ્ટિભવસત્કનું ક્ષેત્ર. અને વળી બ્રાહ્મણ ગુહદયના પુત્ર, કિક્કટાપુત્રમાં વસતા, પૂર્વે સિંહપુરના, સિંહપુરના ચાર વેદ જાણતા દ્વિજોથી માન પામેલા, ભારદ્વાજ ગોત્રના, છન્દોગ સબ્રહ્મચારી બ્રાહ્મણ મનુ સ્વામિનને, સુરાષ્ટ્રમાં કલપ ... ... ... ... માં, કિકક ... ... ... ગામની પશ્ચિમ હદપર ૧૬ ( સોળ ) પાદાવર્ત્તનો એક વાપી. જેની સીમાઃ— પૂર્વે ચન્દ્રસત્કક વાપી, દક્ષિણે અને પશ્ચિમે કુટુમ્બિ ચન્દ્રસત્કક ક્ષેત્ર અને ઉત્તરે મહક ... ... ... ક્ષેત્રઃ તથા ષર્કરાપદ્રક ગામની પશ્ચિમ હદપર કિકકટાપુત્ર વિષય, ૨૮ પાદાવર્તનું ક્ષેત્ર જેની સીમા–... ... ... ... તથા ૧૪ પાદાવર્તનું એક ક્ષેત્ર જેની સીમા– ... ... ... ... ... , તથા ૬ પત્તકો જેની સીમાઃ–પૂર્વે ... ... દક્ષિણે ... ..., પશ્ચિમે ... ..., અને ઉત્તરે પટાનક ગામની હદપર

વાપીક્ષેત્ર ૧૮૨ પાદાવર્તનું. આ સર્વ સ્થાવર મીલકતના હક્ક સહિત અને તેના પર સર્વ સહિત, તેમાં ઉત્પન્ન થતા સર્વની જાતમાં કે સુવર્ણમાં આવક સહિત, પૂર્વે કરેલાં દેવો અને દ્વિજોનાં દાન વર્જ્ય કરી મેં આપ્યું છે. આ સર્વ રાજપુરૂષના હસ્તપ્રક્ષેપણમુક્ત, અને પુત્ર પૌત્રના ઉપભોગ માટે સૂર્ય, ચંદ્ર, સાગર, પૃથ્વી, નદીઓ અને પર્વતોના અસ્તિત્વકાળ સુધી છે. આથી બ્રહ્મદેયના નિયમ અનુસાર કોઇ ઉપભોગ કરે, ખેતી કરે, ખેતી કરાવે અથવા અન્યને સોંપે ત્યારે કોઇએ પ્રતિબંધ કરવો નહિ. અમારા વંશના કે અન્ય ભાવિ નૃપોએ પ્રતાપ ચંચળ છે, મનુષ્યત્વ અસાર છે, એ મનમાં રાખી અને ભૂમિદાનમાંથી ઉદ્ભવતાં સારાં ફળ જાણી આ અમારા દાનને અનુમતિ આપવી અને ચાલુ રાખવું. કહ્યું છે કે આ ભૂમિનો સગર આદિ ઘણા નૃપોએ ઉપભોગ કર્યો છે. જે જે સમયે ભૂપતિ તેને તેનું ફળ છે. દારિદ્રયના ભયથી નૃપોથી દાનમાં દેવાએલી વસ્તુઓ, ઉપભોગ થયેલા કુસુમસમાન કયો સુજન પુનઃ હરી લેશે? ભૂમિદાન દેનાર સ્વર્ગમાં ૬૦,૦૦૦ વર્ષ વસે છે અને તે હરી લેનાર અથવા હરી લેવા દેનાર તેટલાં જ વર્ષ નરકમાં વાસ કરે છે. દૂતક, ધ્રુવસેન કુમાર છે. દિવિરપતિ વર્ષ (?) ભટના પુત્ર સંધિવિગ્રહિક દિવિરપતિ સ્કન્દભટથી કોતરાયું સંવત ૩૨૬ અષાઢ શુદિમાં. મારા સ્વહસ્ત.

નં૦ ૭૨

# ધરસેન ૪ થાનાં તામ્રપત્રો*

સંવત્ ૩૩૦ માર્ગશીર્ષ સુદિ ૩

આ દાનપત્રનાં પતરાંઓનું માપ ૧૪.૫ ઈંચ×૧૧" નું છે. કડીઓ તથા મુદ્રા ખોવાઈ ગયાં છે. તે શિવાય પતરાંઓ સુરક્ષિત સ્થિતિમાં છે. અક્ષરો ઈ. એ. વો. ૧ પા. ૧૬ માં પ્રસિદ્ધ કરેલા દાનપત્રને મળતા, બહુ ચોખ્ખા અને છૂટા છૂટા છે. લખાણની ભૂલો બહુ થોડી છે. પરંતુ ખરગ્રહ ૧ લાના વર્ણનનો મોટો ભાગ ધરસેન ૨ જાને લગતા ભાગની ફક્ત પુનરૂક્તિ છે. આ ભૂલ બન્ને ઠેકાણે આવતા " શતસહસ્રો " શબ્દને લીધે થઈ છે.

વંશાવળીમાં કંઈ નવીન જાણવા જેવું નથી. પરમમાહેશ્વર રાજાઓનો મહાન્ રાજા પરમેશ્વર રાજાધિરાજ ધરસેન ૪ થાનાં પ્રસિદ્ધ થયેલાં બે દાનપત્રોમાં સંવત્ ૩૨૬ અને ૩૨૮[1] છે. સંવત્ ૩૨૨ તથા સંવત્ ૩૨૮ નાં નુકસાન પામેલાં બે પતરાંઓ, એક વળામાં, તથા બીજું હાલ બૉ. બ્રૈં. રો. એ. સો. ના સંગ્રહમાં, સાચવેલાં મેં જોયાં છે. આપણા દાનપત્રની તારીખ સંવત્ ૩૩૦, ધરસેનના રાજ્યના અંતથી બહુ દૂર હોવા સંભવ નથી. કારણ, તેના પછી આવતા ધ્રુવસેન ૩ જાના એક અપ્રસિદ્ધ દાનપત્રમાં તારીખ સંવત્ ૩૩૨ લખેલી છે. ધરસેનના રાજ્યની શરૂવાત બહુ ચોક્કસ નથી, કારણ કે તેની પહેલાં આવનાર ધ્રુવસેન ૨ જાનું તારીખ ૩૧૦ નું ફક્ત એક જ દાનપત્ર મળ્યું છે.

કાસર ગામમાં વસતા, આનર્તપુરના રહીશ કેશવમિત્રના પુત્ર, શાર્કરાક્ષિ ગોત્રના ઋગ્વેદી બ્રાહ્મણ નારાયણમિત્રને દાન આપ્યું છે. તેને લગાડેલું " आनर्तपुर–चातुर्विद्य " એટલે " આનર્તપુરનો એક ચતુર્વેદી " એવું વિશેષણ, બ્રાહ્મણ જ્ઞાતિનો જે પેટા–ભાગ અથવા ભેદમાં તે હતો તે બતાવે છે, એ ખાસ ધ્યાનમાં લેવા જેવું છે. બીજાં પતરાંઓ ઉપર चातुर्विद्य શબ્દ પહેલાં तत्र લગાડેલ આપણે જોયો છે, એટલે तच्चातुर्विद्य[2] હોય છે. આ દાનપત્રમાં જ્યાં જ્યાં तत्र લગાડેલું ત્યાં ચતુર્વેદીના નિવાસસ્થાનને સંબોધન કર્યું છે, એમ દેખાય છે.

દાનમાં ખેટક જીલ્લામાં સિંહપલ્લિકા તાલુકામાં આવેલું દેસુરક્ષિતજ્જ નામનું ગામ આપેલું છે. દાનનો હેતુ હમ્મેશ મુજબનો છે. વર્ણવેલા બે અધિકારીઓમાં, દૂતક રાજપુત્રી ભૂપા, અને દિવાન તથા મુખ્ય મંત્રિ સ્કંદભટ છે. અધિકારીના દરજ્જામાં એક સ્ત્રી હોવાનું જરા અજાયબી જેવું છે. તે પોતાની ફરજ કોઈના પ્રતિનિધિ તરીકે બજાવતી હતી એવું માનીએ તો જ આ સમજાય તેમ છે.

આંહિ લખેલો સ્કંદભટ મેં પ્રથમ અનુમાન કર્યું હતું તેમ ગુહસેન અને ધરસેન ૨ જાનો મંત્રિ સ્કંદભટ નથી,[3] આ બે જુદી વ્યક્તિઓ છે તેની સાબિતીનું કારણ, એક તો એ છે કે, સંવત્ ૨૪૦ થી સંવત ૩૩૦ સુધી એટલે ૯૦ વર્ષ સુધી એક જ માણસ અધિકાર ભોગવી શકે એ અસંભવિત છે; બીજું, શીલાદિત્ય ૧ લાએ સ્કંદભટના પિતા ચંદ્રભટ્ટિને સંવત ૨૮૬માં પોતાના દિવાન તરીકે રાખ્યો હતો.[4]

* ઈ. એ. વો. ૭ પા. ૭૩ ડૉ. બ્યુલ્હર. ૧ જુઓ ઈ. એ. વો. ૧ પા. ૧૫ અને ૪૫ ૨ સરખાવો–દાખલા તરીકે ઈ. એ. વો. ૫ પા. ૨૦૯ વો. ૬ પા. ૧૭ ૩ ઈ. એ. વો. ૪ પા. ૧૭૩ ૪ જ. બો. બ્રા. રો. એ. સો. વો. ૧૧ પા. ૩૬૨

## अक्षरान्तर

### पहेलुं पतरूं

१ ओं स्वस्ति विजयस्कन्धावाराद्भर भरुकच्छवासकात्प्रसभप्रणतमित्राणां मैत्र-
काणामतुलबल-

२ [ सं ]पन्नमण्डलाभोगसंसक्तप्रहारशतलब्धप्रतापात्प्रतापोपनतदानमानार्ज्जवो-
पार्ज्जिता-

३ नुरागादनुरक्तमौलभृतश्रेणीबलावाप्तराज्यश्रियः **परममाहेश्वरश्रीभटार्क्का**दव्यव-
च्छिन्नराजव-

४ शाँन्मातापितृचरणारविन्दप्रणतिप्रविधौताशेषकल्मषः शैशवात्प्रभृति खड्गद्वितीय-
बाहुरेव समद-

५ परगजघटास्फोटनप्रकाशितसत्वनिकषः तत्प्रभावप्रणताराातिचूडारत्नप्रभासंमक्त-
पादनखरश्मि-

६ सँहतिः सकलस्मृतिप्रणीतमार्ग्गसम्यक्परिपालनप्रजाहृदयरञ्जनान्वर्त्थराजशब्दो
रूपकान्तिस्थैर्य्यगाम्भीर्य्य-

७ बुद्धिसम्पद्भिः स्मरशशाङ्काद्रिराजोदधित्रिदशगुरुधनेशानतिशयानः शरणागताभय-
प्रदानपरतया तृणव-

८ दपास्ताशेषस्वकार्य्यफल प्रार्त्थनाधिकार्त्थप्रदानानन्दितविद्वत्सुहृत्प्रणयिहृदयः पाद-
चारीव सकलभुवन-

९ मण्डलाभोगप्रमोदः **परममाहेश्वरः श्रीगुहसेनस्तस्य** सुतस्तत्पादनखमयूखसन्तान-
विसृतजाह्नवीजलौघ-

१० प्रक्षालिताशेषकल्मषः प्रणयिशतसहस्रोपजीव्यमानसम्पद्रूपलोभादिवाश्रितः सरभस-
माभिगामि[ कै ]र्गुणैस्स-

११ हजशक्तिशिक्षाविशेषविस्मापिताखिलधनुर्द्धरः प्रथमनरपतिसमतिसृष्टानामनुपाल-
यिता धर्म्मदायानामपाकर्त्ता

१२ प्रजोपघातकारिणामुपप्लवानां दर्शयिता श्रीसरस्वत्योरेकाधिवासस्य सँहताराातिपक्ष-
लक्ष्मीपरिभोगद[ क्ष ]विक्र-

१३ मो विक्रमोपसंप्राप्तविमलपार्त्थिवश्रीः **परममाहेश्वरः श्रीधरसेनस्तस्य** सुतस्तत्पा-
दानुध्यातः सकलजगदानन्द-

१४ नात्यद्भुतगुणसमुदयस्थगितसमग्रदिङ्मण्डलः समरशतविजयशोभासनाथमण्डला-
[ ग्र ] द्युतिभासुरतरान्स-

---

પં. ૮ વાંચો फलः પં. ૧૪ વાંચો રાંસ.

१५ पीठो व्यूढगुरुमनोरथमहाभार [ : ] सर्व्वविद्यापरापरविभागाधिगमविमलमतिर-
[ पि ] सर्व्वतस्सुभाषितल-

१६ वेनापि सुखोपपादनीयपरितोषः समग्रलोकागाधगाम्भीर्य्यहृदयोपि सुचरितातिशय-
सुव्यक्तपरमक[ ल्या ]-

१७ णस्वभावः खिलीभूतकृतयुगनृपतिपथविशोधनाधिगतोदग्रकीर्तिर्द्धर्म्मानुपरोधोज्ज्व-
लतरीकृतार्त्थसुखसम्पदु-

१८ पसेवानिरूढधर्म्मादित्यद्वितीयनामा परममाहेश्वरः श्रीशीलादित्यस्तस्यानुजस्त-
त्पादानुध्यातः स्वयमुपे[ न्द्र ]-

१९ गुरुणेव गुरुणात्यादरवता समभिलषणीयामपि राजलक्ष्मीं स्कन्धासक्तां परमभद्र
इव धुर्य्यस्तदाज्ञासम्पा[ द ]-

२० नैकरसतयैवोद्वहन्खेदसुखरतिभ्यामनायासितसत्वसम्पत्तिः प्रभावसम्पद्व[ शी ]-
कृतनृपतिशतसहस्रो-

२१ पजीव्यमानसम्पद्रूपलोभादिवाश्रितः सरभसमाभिगामिकैर्गुणैस्सहजशक्तिशिक्षावि-
शेषविस्मापिता-

२२ खिलधनुर्द्धरः प्रथमनरपतिसमतिसृष्टानामनुपालयिता धर्म्मदायानमपाकर्त्ता प्रजोप-
घातकारिणामु-

२३ पप्लवानां दर्शयिता श्रीसरस्वत्योरेकाधिवासस्य संहताराातियक्षलक्ष्मीपरिभोगदक्ष-
विक्रमो विक्रमो-

२४ संप्राप्तविमलपार्त्थिवश्रीः परममाहेश्वरः श्रीखरग्रहस्तस्य तनयस्तत्पादानुध्यातः
सकलविद्याधिगम-

२५ विहितनिखिलविद्वज्जनमनःपरितोषातिशयः सत्वसम्पदा त्यागौदार्य्येण च वि-
[ ग ] तानुसन्धानशमाहितारााति-

२६ पक्षमनोरथाक्षभङ्गः सम्यगुपलक्षितानेकशास्त्रकलालोकचरितग[ ह्व ] रविभागोपि
परमभ-

२७ द्रप्रकृतिरकृत्रिमप्रश्रयविनयशोभाविभूषणः समरशतजयपताकाहरण-

पं. २० लख्याणुनो भाग सहस्रोपजीव्यमान थी पार्थिवश्रीः ( पं. २४ ) सुधीनो लखनारनी भूलथी फरी वार लखायो छे, ज्यारे खरग्रहनुं खरुं वर्णन छोडी देवामा आव्युं छे. पं. २५ वांचो समाहित.

## पतरूं बीजुं

१ प्रत्यलोदग्रबाहुदण्डविध्वन्सितनिखिलप्रतिपक्षदर्प्पोदयः स्वधनुःप्रभावपरिभू-
ताम्त्राकौ–

२ शलाभिमानसकलनृपतिमण्डलाभिनन्दितशासनः **परममाहेश्वरः श्रीधरसेन-**
स्तस्यानुजः

३ तत्पादानुध्यातः सच्चरितातिशयितसकलपूर्व्वनरपतिरतिदुस्साधानामपभसाधयिता
विषयाणा मू-

४ र्त्तिमानिव पुरुषकारः परिवृद्धगुणानुरागनिर्भरचित्तवृत्तिभिर्म्मनुरिव स्वयमभ्युपपन्नः
प्रकृति-

५ भिरधिगतकलाकलापः कान्तिमान्निर्वृतिहेतुरकलङ्क × कुमुदनाथः प्राज्यप्रतापा-
स्थगितदिगन्तरालप्रध्व-

६ न्सितध्वान्तराशिस्सततोदितसविता प्रकृतिभ्यः परंप्रत्ययमर्त्थवन्तमतिबहुतिथप्र-
योजनानुपन्धमागम-

७ परिपूर्ण्णं विदधानः सन्धिविग्रहसमासनिश्चयनिपुणः स्थानेनुरूपमादेशं ददद्गुणवृ-
द्धिविधानजनितसंस्का–

८ रस्साधूनां राज्यसालातुरीयतन्त्रयोरुभयोरपि निष्णातः प्रकृष्टविक्रमोपि करुणामृ-
दुहृदयः श्रुतवानप्य–

९ गर्व्वितः कान्तोपि प्रशमी स्थिरसौहृदय्योपि निरसिता दोषवतामुदयसमयसमुपज-
नितजनतानुरागपरि–

१० पिहित भुवनसमर्त्थितप्रथितबालादित्य द्वितीय नामा **परममाहेश्वरः श्रीध्रुवसेन-**
स्तस्य सुतस्तत्पादकम-

११ लप्रणा[ मध ]रणिकषणजनितकिणलाञ्छनललाटचंद्रशकलः शिशुभाव[ एव ]
श्रवणनिहितमौक्तिकालङ्कार-

१२ विभ्रमामलश्रुतविशेषः प्रदानसलिलक्षालिताग्रहस्तारविन्दः कन्याया इव मृदुकरग्र-
हणादमन्दक्रितानन्द

१३ विधिर्व्वसुन्धरायाः कार्म्मुकधनुर्व्वेद इव सम्भाविताशेषलक्ष्यकलापः प्रणतसाम-
न्तमण्डलोत्तमाङ्गधृतचूडा-

१४ [ र ]लायमानशासनः **परममाहेश्वरः परमभट्टारकमहाराजाधिराजपरमेश्वर-**
**चक्रवर्तिश्रीधरसेन** × कुशली

१५ सर्व्वानेव समाज्ञापयत्यस्तु वस्संविदितं यथा मया मातापित्रो × पुण्याप्यायनाया-
**नर्त्तपुरविनिर्ग्गत कासरग्राम-**

---

પં. ૧ વાંચો विध्वंसित. પં. ૩ વાંચો मपि; विषयाणां. પં. ૫ વાંચો प्रतापस्थगित. પં. ૬ વાંચો प्रध्वंसित; नुबन्ध.

१६ निवास्यानर्त्तपुरचातुर्व्विद्यसामान्यशर्क्कराक्षिसगोत्रबह्वृचसब्रह्मचारीब्राह्मणकेशव-
मित्रपुत्रब्राह्मणनारायणा–

१७ मित्राय खेटकाहारे सिंहपल्लिकापथके देसुरक्षितिज्जग्रामः सोद्रङ्गः सोपरिकरः
सभूतवातप्रत्यायः सधान्य-

१८ हिरण्यादेयः सदशापराधः सोत्पद्यमानविष्टिकः सर्व्वराजकीयानामहस्तप्रक्षेपणीयः
पूर्व्वप्रत्तदेव-

१९ ब्रह्मदेयब्राह्मणविंशतिरहि [ त ]ः भूमिच्छिभ्रन्यायेनाचन्द्रार्क्कार्णवक्षितिसरित्पर्व्व-
तसमकालीनः पुत्रपौत्रा–

२० न्वयभोग्यः उदकातिसर्ग्गेण धर्म्मदायो निसृष्टः यतोस्योचितया ब्रह्मदेयाग्रहारस्थि-
त्या भुञ्जतः कृषतः कर्षयतः

२१ प्रदिशतो वा न कैश्चिद्व्यासेधे वर्तितव्यमागामिभद्रनृपतिभिरप्यस्मँद्वंशजैरन्यैर्व्वा
अनित्यान्यैश्वर्य्याण्यस्थिरं मा-

२२ नुष्यं सामान्यञ्च भूमिदानफलमवगच्छद्भिरयमस्मद्दायोनुमन्तव्यः परिपालयितव्य-
श्चैत्युक्तञ्च —

२३ बहुभिर्व्वसुधा भुक्ता राजभिस्सगरादिभिः यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा
फलं ॥ यानीह दारिद्यभया-

२४ न्नरेन्द्रैर्द्धनानि धर्म्मायतनीकृतानि निर्भुक्तमाल्यप्रतिमानि तानि को नाम साधुः
पुनराददीत ॥ षष्टि वर्ष–

२५ सहस्राणि स्वर्ग्गे तिष्ठति भूमिदः आच्छेत्ता चानुमन्ता च तान्येव नरके वसेत्
दूतकोत्र राजदुहितृभूपा ॥ लिखितमि–

२६ दं सन्धिविग्रहाधिकृतदिविरपतिचन्द्रभट्टिपुत्रदिविरपतिश्रीस्कन्दभटेनेति सं ३३०
मार्ग्गशिर श्रु ३ स्वहस्तो मम– ॥

पं. १६ वांचो शार्कराक्षि; नारायण. पं. १९ वांचो च्छिद्र. पं. २३ वांचो फल.

નં० ૭૩

# ધરસેન ૪ થાનાં તામ્રપત્રો*

## સં. ૩૩૦ દ્વિ. માર્ગશીર્ષ સુ. ૨

ડૉ. જે. બરજેસની કૃપાથી મને મળેલા ઉલટા ફોટોઝીન્કોગ્રાફ ઉપરથી ધરસેન ૪ થાના આ નવા તામ્રપત્રનું અક્ષરાન્તર કરેલું છે. ડૉ. બરજેસે જણાવ્યા મુજબ મૂળ પતરાંઓ ગયા વર્ષ-( ૧૮૮૫ ઈ. સ. )માં ખેડા જીલ્લામાંથી મળેલાં છે. તે સાધારણ રીતે સુરક્ષિત છે અને બીજા પતરાના થોડા અક્ષરો અસ્પષ્ટ છે. તેની લંબાઈ પહોળાઈ આશરે ૧૨૩/૪ ઇંચ×૧૦૩/૪ ઇંચ છે. પહેલા પતરામાં ૨૮ પંક્તિ છે. અને બીજામાં ૨૯ પંક્તિ છે, જેમાંની છેલ્લી બેને 'સ્વહસ્તો–મમ' ની જગ્યા કરવા જરા સંકડાવી છે. ઈ. એ. વૉ. ૧ પા.૧૪ મે તથા વૉ. ૭ પા. ૭૩ મે પ્રસિદ્ધ થએલાં ધરસેન ૪ થાનાં તામ્રપત્રોના અક્ષરને મળતા જ આમાં અક્ષર છે. લેખની ઈબારત સારી છે. કેટલાક લેખન દોષો છે તેમ જ અક્ષરોમાં ફેર છે. વંશાવલિમાં ખાસ કાંઈ નવીન નથી, પણ લેખમાં કેટલાક ઉપયોગી મુદ્દાઓ છે.

વૉ. ૭ પા. ૭૩ મે અને વૉ. ૧૦ પા. ૨૭૮ મે આપેલાં બીજાં દાનપત્રોની માફક આ દાન પણ ભરૂકચ્છ( ભરૂચ )માં વિજય ( યાત્રા )નો મુકામ હતો ત્યાંથી અપાએલ છે. ધરસેન ૪ થો તે વખતે વિજયયાત્રાએ તે બાજુ ગયો હોય કે માત્ર પોતાના પ્રદેશમાંથી પસાર થતાં ત્યાં રહ્યો હોય, પણ તે ઉપરથી એટલું તો પુરવાર થઈ શકે કે નર્મદા નદી પર્યંતનો ભરૂચ જીલ્લાનો ભાગ વલભીના રાજ્ય નીચે હોવો જોઈએ.

પં.૪૧–૪૨ માં આપેલ છે કે દાન લેનાર બ્રાહ્મણ અદિતિશર્મનૂ બ્રાહ્મણ ભવીનાગનો પુત્ર પરાશર ગોત્રનો અને વાજસનેયી શાખાનો હતો. ઉદુમ્બરગહ્વર છોડીને આવેલા અને ખેડામાં રહેતા ઉદુમ્બરગહ્વર ચાતુર્વેદી પૈકીનો તે હતો. ઉદુમ્બરગહ્વર સ્થળના નામ તરીકે કદિ જોયું નથી, પણ હાલ ઉમર( ઉદુમ્બરનું અપભ્રંશ )ની સાથે સમાસવાળાં ઘણાં ગામનાં નામ મળી આવે છે તેથી તે મુજબ ઉદુમ્બરગહ્વર પણ ગામનું નામ હશે, એમ હું અનુમાન કરૂં છઉં. ખેડા પંચમહાલ અને અમદાવાદ જીલ્લામાં અત્યારે રહેતા ઉદમ્બર બ્રાહ્મણો આ ઉદુમ્બરગહ્વર ચાતુર્વેદીના વંશજ હોવા જોઈએ.

માલતીમાધવમાં ભવભૂતિએ પોતાને ઉદુમ્બર બ્રાહ્મણ અને વિદર્ભ અથવા બરારના રહેવાસી તરીકે વર્ણવ્યો છે તેથી ઉદુમ્બરગહ્વરનું પ્રાચીનત્વ સિદ્ધ થાય છે.

દાનમાં અપાએલી વસ્તુનું વર્ણન પં. ૪૩ થી ૫૦ માં છે. અદિતિશર્મન્‌ને બે ખેતરો અને ભૂમિ દાનમાં આપેલાં છે. ખેટક ( ખેડા ) જીલ્લામાં કોલંબમાં ખેડાના માપ અનુસાર બે દ્રીપિટક સાળ વાવી શકાય તેવડું વહુસોમાલિકા ગામના અગ્નિપાદરમાં એક ખેતર આપેલું, જેની સીમા નીચે મુજબ છે. પૂર્વે સીહમુહિજ્જ ગ્રામની સીમ, દક્ષિણે વિશ્વપલ્લિ ગામની સીમ, પશ્ચિમે શમીકેદાર ખેતર દ્રોણની માલીકીનું અને ઉત્તરમાં ખગ્ગડિકેદારી મહેશ્વરની માલીકીનું ખેતર છે. ટ્રીગ્નોમેટ્રીકલ સર્વેના નકશામાં જોતાં મહમુદાબાદની પૂર્વે હાલનું વંટવાલી તે વહુસોમાલિકા હોવું જોઈએ. તેની અગ્નિખૂણાની સીમની પૂર્વમાં સીહુજ્જ અથવા સુજ્જ નામનું મોટું ગામડું છે તે સ્પષ્ટરીતે સીહમુહિજ્જ હોવું જોઈએ. વંટવાલીની અગ્નિખૂણાની સીમની બરોબર દક્ષિણે વન્સોલ નામનું ગામડું છે, જે વિશ્વપલ્લિને મળતું આવે છે. આ પ્રમાણે ગામો નિશ્ચિત કરીએ તો કોલમ્બ તે મહમુદાબાદ તાલુકાનો અમુક ભાગ હોવો જોઈએ.

* ઈ. એ. વૉ. ૧૫ પા. ૩૩૫ ડૉ. જી. બુલર.

બીજું ખેતર કોટીલ નામનું હતું અને તે બે પીઠક સાળ વાવી શકાય તેવડું હતું અને તે નગરકપથકમાં ( નગરની આસપાસના તાલુકામાં એટલે કે ખેડા તાલુકામાં ) દુહુદ્દુહુ ગામની સીમમાં હતું. તેની સીમા નીચે મુજબ હતી. પૂર્વે મહત્તર ગોલ્લકનું આટીરમણકેદાર નામનું ખેતર અને સબ્ભીલકનું ખણ્ડકેદાર નામનું ખેતર, દક્ષિણે જાઈણપલ્લિ નામના ગામની સીમ, પશ્ચિમે ગુડ્ડપલ્લિ ગામની સીમ અને ઉત્તરે આરલિકેદાર શમીકેદાર અને બે રાફડા હતા; તથા પૂર્વ સીમમાં દુહુદુહિકાના પાદરમાં ભૃષ્ટી આપેલી હતી. તેની સીમા નીચે મુજબ હતી. પૂર્વમાં કપિત્થોન્દન, દક્ષિણમાં વિશીણ્ણો નામનું કેદારિક, પશ્ચિમમાં કપિત્થોન્દની અને ઉત્તરમાં બ્રાહ્મણ વૈરભટના બ્રહ્મદેય ક્ષેત્રની પહેલી બાજુની બે ઉન્દની.

ભૃષ્ટી શબ્દનો અર્થ હાલના હિંદી ભીટી અગર ભીટ શબ્દની માફક તળાવ પાસેની ચઢીયાતી જમીન એવો થવો જોઈએ. ઉન્દનીનો અર્થ પાણીનો કુંડ અગર ખેતીવાડી માટે પાણીની નહેર હોવો જોઈએ. કોશમાં આપેલ શૂન્યવાટિકા તેનો અર્થ આંહી થતો લાગતો નથી. દાનની શરતોમાં પૂર્વપ્રત્તદેવબ્રહ્મદેય પછી બ્રાહ્મણ વિંશતિ એ શબ્દો બીજાં દાનપત્રોમાં મળતા નથી, તેથી ખાસ ધ્યાન ખેંચે તેવા છે.

ઈ. એ. વો. ૭ પા. ૭૩ મે આપેલા અલીણાના દાનપત્રમાં છે તેવી રીતે આંહી પણ દૂતક તરીકે રાજપુત્રી ભૂવા આપેલ છે. ધરસેનના દાનપત્રમાં રાજપુત્રી ભૂપા આપેલ છે. સંભવ છે કે આંહી પણ તે જ સ્ત્રી હોય અને ભૂપા તે ભૂવાને બદલે ભૂલથી લખાયું હોય.

આ લેખની તિથિ સંવત્ ખાસ ઉપયોગી છે. છેલ્લી પંક્તિમાં સં. ૩૩૦ દ્વિ. માર્ગશિર સુ. ૨ એમ આપેલ છે. આમાં આપેલ અધિક માર્ગશિર માસથી આ વલભી દાનપત્રોનો સંવત્ કયારે શરૂ થયો તે નિશ્ચિત થઈ શકે છે. અત્યારે જો કે માર્ગશીર્ષ, પૌષ અને માઘ માસ અધિક આવી શકતા નથી, પણ નેપાલના એક શિલાલેખમાં મી. સી. બેન્ડેલે નેપાલમાંની મુસાફરી નામના પુસ્તકમાં બતાવ્યા મુજબ પ્રથમ પૌષ મળેલો છે. તે ઉપરથી એમ અનુમાન થાય છે કે તે સમયે તે મહિનાઓ અધિક થઈ શકે છે. આ લેખથી આ પ્રમાણે સમર્થન મળ્યાથી અત્યાર સુધીની ત્રણે જુદી જુદી ગણત્રીની સાલો વિએનાના ડૉ. સ્કમ પાસે રજુ કરવામાં આવી. જનરલ કર્નીંગહેમ પ્રમાણે ૧૬૭ ઈ. સ. થી આ વર્ષ શરૂ થાય છે. સર ઈ. સી. બેઈલી પ્રમાણે ૧૯૦ ઈ. સ. થી શરૂ થાય છે અને બેરૂની પ્રમાણે ૩૧૯ ઇ. સ. થી શરૂ થાય છે. આ ત્રણે ગણત્રી પ્રમાણે આ સંવત્ ૩૩૦ બરોબર ઈ. સ. ૪૯૬–૪૯૮ ઇ. સ. ૫૧૯–૫૨૧ અને ઈ. સ. ૬૪૮–૬૫૦ પૈકી કઈ સાલમાં માર્ગશિર અધિક હતો તે તપાસ કરતાં માર્ગશીર્ષ અધિક માસ માત્ર ૬૪૮ ઈ. સ. માં જ મળે છે અને તેથી ૩૧૯ ઈ. સ. પહેલાં આ સંવતની શરૂવાત બીલકુલ અસંભવિત થઈ જાય છે, એટલે કે આ ગુપ્ત વલભી સંવત્ ઇ. સ ૩૧૯ થી શરૂ થાય છે તે સિદ્ધ થાય છે.

## अक्षरान्तर

### पहेलुं पतरूं.

१ ओं स्वस्ति विजयस्कन्धावाराद्भरुकच्छवासकात्प्रसभप्रणतामित्राणां मैत्रकाणामतुल-
बलसम्पन्नम-

२ ण्डलोभोगससक्तप्रहारशतलब्धप्रतापात्प्रतापोपनतादानमानार्ज्जवोपार्जितानुरागाद-
नुरक्तमौल-

३ भृतश्रेणीबलावाप्तराज्यश्रियः परममाहेश्वरश्रीभटार्कादव्यवच्छिन्नराजवङ्शान्माता-
पितृचरणारविन्दप्र-

४ णतिप्रविधौताशेषकल्मषः शैशवात्प्रभृति खड्गद्वितीयबाहुरेव समदपरगजघटास्फो-
टनप्रकाशितसत्व-

५ निकष[ : ]तत्प्रभावप्रणताराातिचूडारत्नप्रभासंसक्तपादनखरश्मिसङ्हतिः सकल-
स्मृतिप्रणीतमार्ग्गसम्यक्परिपा-

६ लनप्रजाहृदयरञ्जनान्वर्त्थराजब्दो रूपकान्तिस्थैर्य्यगाम्भीर्य्यबुद्धिसम्पद्भिः स्मरश-
शाङ्काद्रिराजोदधित्रिदश-

७ गुरुधनेशानतिशयानः शरणाशताभयप्रदानपरतया तृणवदपास्ताशेषस्वकार्य्यफल-
प्रार्त्थनाधिकार्त्थ-

८ प्रदानानन्दितविद्वत्सुहृत्प्रणयिहृदयः पादचारीव सकलभुवनमण्डलाभोगप्रमोदः
परममाहेश्वर-

९ श्रीगुहसेनस्तस्य सुतस्तत्पादनखमयूखसन्तानविसृतजाह्नवीजलौघप्रक्षालिताशेषक-
ल्मषः प्रणयिशतसह-

१० स्रोपजीव्यमानसम्पद्रूपलोभादिवाश्रितः सरभसमभिगामिकैर्ग्गुणैस्सहजशक्तिशिक्षा-
विशेषविस्मापिताखिलधनु-

११ र्द्धरः प्रथमनरपतिसमतिसृष्टानामनुपालयिता धर्म्मदायानामपाकर्त्ता प्रजोपघातका-
रिणामुपप्लवानां दर्श-

१२ यिता श्रीसरस्वत्योरेकाधिवासस्य सङ्हताराातिपक्षलक्ष्मीपरिभोगदक्षविक्रमो विक्र-
मोपसंप्राप्तविमलपार्थिवश्री [ : ]

१३ परममाहेश्वरः श्रीधरसेनस्तस्य सुतस्तत्पादानुध्यातः सकलजगदानन्दनात्यद्भुतगु-
णसमुदयस्थगितसमग्रदिङ्[ ण्ड ]-

१४ लः समरशतविजयशोभासनाथमण्डलाग्रद्युतिभासुरतरान्सपीठोदूढगुरुमनोरथम-
हाभारः सव्वविद्यापरा-

---

पं. १ वाचो ओं. पं. २ वाचो पनतदान. पं. ७ वाचो शरणागता. पं. ८ वाचो लाभोग पं. १० वाचो
गाभिगामि पं. ११ वाचो मनुपाल. पं. १४ वाचो सर्व्वविद्या

१५ वरविभागाधिगमविमलमतिरपि सर्व्वतस्सुभासितलवेनापि सुखोपपादनीयपरितोषः-समग्रलोकागाध-

१६ गाम्भीर्य्यहृदयोपि सुचरितातिशयसुव्यक्तपरमकल्याणस्वभावः खिलीभूतकृतयुग-नृपतिपथविशोधनाधिगतो-

१७ दग्रकीर्त्तिर्द्धर्म्मानुपरोधोज्ज्वलतरीकृतार्थसुखसम्पदुपसेवानिरूढधर्म्मादित्यद्वितीयनामा परममाहेश्वरः श्रीशिलादित्यः

१८ तस्यानुजस्तत्पादानुध्यात[ : ] स्वयमुपे[न्द्र]गुरुणेव गुरुणात्यादरवतासमभिलषणीयामपि राजलक्ष्मीं स्कन्धसक्तां परमभद्र

१९ इव धुर्य्यस्तदाज्ञासम्पादनैकरसतयेवोद्वहन्खेदसुखरतिभ्यामनायासितसत्वसम्पत्तिः प्रभावसम्पद्वशीकृत-

२० नृपतिशतशिरोरत्नच्छायोपगूढपादपीठोपिपरावज्ञाभिमानरसानालिङ्गितमनोवृत्तिः प्रणतिमेकां परित्यज्य

२१ प्रख्यातपौरुषाभिमानैरप्यरातिभिरनासादितप्रतिक्रियोपायः कृतनिखिलभुवनामोदविमलगुणसङ्हतिप्र-

२२ सभविघटितसकलकलिविलसितगतिर्न्नीचजनाधिरोहिभिरशेषैर्द्दोषैरनामृष्टात्युन्नतहृदयः प्रख्यातपौरुषास्त्र-

२३ कौशलातिशयगणतिथविपक्षक्षितिपतिलक्ष्मीस्वयंग्रहप्रकाशितप्रवीरपुरुषः प्रथमसंख्याधिगमः परममाहेश्वर-

२४ श्रीखरग्रहस्तस्य तनयस्तत्पादानुध्यातः सकलविद्याधिगमविहितनिखिलविद्वज्जनमनःपरितोषातिशयःसत्वस-

२५ म्पदा त्यागौदार्य्येण च विगतानुसन्धानाशमाहितारातिपक्षमनोरथाक्षभङ्गः सम्यगुपलक्षितानेकशास्त्रकला-

२६ लोकचरितगह्वरविभागोपि परमभद्रप्रकृतिरकृत्रिमप्रश्रयविनयशोभाविभूषणः समरशतै-

२७ जयपताकाहरणप्रत्यग्रोदग्रबाहुदण्डविध्वन्सितनिखिलप्रतिपक्षदर्प्पोदयः स्वधनुःप्रभावपरि-

२८ भूतास्त्रकौशलाभिमानसकलनृपतिमण्डलाभिनन्दितशासनः परममाहेश्वरः श्रीधरसेनस्तस्यानुजः

---

પં. ૧૫ વાંચો સુભાષિત. પં. ૨૩ પ્રથમપુરુષ.

## पतरूं बीजुं

२९ तत्पादानुध्यातः सच्चरितातिशयितसकलपूर्व्वनरपतिरतिदुस्साधानामपिप्रसाधयिता
३० विषयाणां मूर्तिमानिव पुरुषकारः परिवृद्धगुणानुरागनिर्भरचित्तवृत्तिभिम्मनुरिव स्वय-
३१ मभ्युपपन्नः प्रकृतिभिरधिगतकलाकलापः कान्तिमान्निर्वृतिहेतुरकलङ्क× कुमुदनाथ प्राज्यम
३२ तापस्थगितदिगन्तरालप्रध्वन्सितध्वान्तराशिस्सततोदितस्सविता प्रकृतिभ्यः परं प्रत्ययमर्त्थवन्तमतिबहुतिथ-
३३ प्रयोजनानुबद्धमागमपरपूर्ण्णं विदधानः सन्धिविग्रहसमासनिश्चयनिपुणः स्थानेनुरू-पमादेशं ददद्गुण-
३४ वृद्धिविधानजनितसंस्कारस्साधूनां राज्यसालातुरीयतन्त्रयोरुभयोरपि निष्णातः प्रकृष्टविक्रमोपि करुणामृदु-
३५ हृदयः श्रुतवानप्यगर्व्वितः कान्तोपि प्रशमी स्थिरसौहृदय्योपि निरसिता दोषवता-मुदयसमयमुपजनित-
३६ जनतानुरागपरिपिहितभुवनसमर्थनप्रथितबालादित्यद्वितीयनामा परममाहेश्वरः श्रीध्रुवसेनस्तस्य सुत
३७ तत्पादकमलप्रणामधरणिकषणजनितकिणलाञ्छनललाटचन्द्रशकलः शिशुभाव एव श्रवणनिहितमौक्तिका-
३८ लङ्कारविभ्रमामलश्रुतविशेषः प्रदानसलिलक्षालिताग्रहस्तारविन्दः कन्याया इव मृदु-करग्रहणादमन्दीकृतानन्द-
३९ विधिर्व्वसुन्धरायाः कान्मुके धनुर्व्वेद इव सम्भाविताशेषलक्ष्यकलापः प्रणतसा-मन्तमण्डलोत्तमाङ्गधृतचूडारत्नायमा-
४० नशासनः परममाहेश्वरः परमभट्टारकमहाराजाधिराजपरमेश्वरचक्रवर्तिश्रीधरसेन ** कुशली सर्व्वानेव समाज्ञाप-
४१ यत्यस्तु वस्संविदितं यथा मया मातापित्रो × पुण्याप्यायनाय उदुम्बरगह्वरवि-निर्ग्गतखेटकवास्तव्योदुम्बरगह्वरचातु-
४२ र्व्विद्यसामान्यपराशरसगोत्रवाजसनेयिसब्रह्मचारिब्राह्मणभवीनागशर्म्मपुत्रब्राह्मणादि-तिशर्म्मणे खेटका-
४३ हारे कोलम्बे वङ्कसोमालिकाग्रामपूर्व्वसीम्नि खेटकेमानेन व्रीहिहिट्टिपिटुकद्वयवापं सभृष्टीकं क्षेत्रं यस्या-

पं. ३० वांचो भिर्म्मनु पं. ३३ वांचो परिप; गुरूप. पं. ३४ वांचो शालातुरीय पं. ३६ वांचो समर्थित; सुत पं. ३९ वांचो कार्म्मुके; समाज्ञ. पं. ४२ वांचो र्व्विद्य पं. ४३ वांचो खेटका

४४ घाटनानि पूर्व्वतः सीहमुहिज्जग्रामसीमा दक्षिणतो विश्वपल्लिग्रामसीमा अपरतो द्रोणकसत्कशमीकेदारक्षेत्रं

४५ उत्तरतो महेश्वरसत्कखग्गडिकेदारीक्षेत्रं तथा नगरकपथकान्तर्गतदुहुदुहुग्रामे दक्षिणापरसीम्निखेटक–

४६ मानेन व्रीहिद्विपीठकवापं कोटीलकक्षेत्रं यस्याघाटनानि पूर्व्वतः आटिरमणकेदार-संज्ञितं महत्तरगोल्लकसत्कक्षेत्रं

४७ सब्भीलकसत्कखण्डकेदारश्च दक्षिणतः जाइण्णपल्लिग्रामसीमा अपरतो गुड्डप-ल्लिग्रामसिमा उत्तरतआरीलकेदारः शमी-

४८ केदारो वल्मीकद्वयश्च तथा पूर्व्वसीम्नि दुहुदुहिकापद्रके भृष्टी यस्या आघाटनानि पूर्व्वतः कपित्थोन्दन दक्षिणतो विशीण्णोज्ञित-

४९ केदारिक अपरतः कपित्थोन्दनी उत्तरतः ब्राह्मणवैरभटसत्कब्रह्मदेयक्षेत्रमतिक्रम्य उन्दनीद्वयं एवं क्षेत्रद्वयं सभृष्टीकं

५० सोद्रङ्गं सोपरिकरं सभूतवातप्रत्यायं सधान्यहिरण्यादेयं सदशापराधं सोत्पद्यमान-विष्टिकं सर्व्वराजकीयानामहस्त-

५१ प्रक्षेपणीयं पूर्व्वप्र[ त्त ]देवब्रह्मदेयब्राह्मणविङ्शतिरहितं भूमिच्छिद्रन्यायेनाच-न्द्रार्क्कार्ण्णवक्षितिसरित्पर्व्वतसमकालीनं

५२ पुत्रवौत्रान्वयभोग्यं उदकातिसर्ग्गेण धम्मदायो निसृष्टः यतोस्योचितया ब्रह्मदय-स्थित्या भुञ्जतः कृषतः कर्षयतः प्रदिश-

५३ तो वा न कैश्चिद्व्यासेधे वर्त्तितव्यमागामिभद्रनृपतिभिरप्यस्मद्वङ्शजैरन्यैर्व्वा अनित्यान्यैश्वर्य्याण्यस्थिरं मानुष्यं सामान्यञ्च भूमिदानफलम-

५४ वगच्छद्भिरयमस्मद्दायोनुमन्तव्यः परिपालयितव्यश्चेत्युक्तञ्च ॥ बहुभिर्व्वसुधा भुक्ता राजभिस्सगरादिभिः यस्य यस्य यदा भूमिस्तस्य

५५ तस्य तदा फलं ॥ यानीह दारिद्र्यभयान्नरेन्द्रैर्द्धनानि धर्म्मायतनीकृतानि निर्भुक्त-माल्यप्रतिमानि तानि को नाम साधुः पुनराददीत ॥

५६ [ षष्टि ] वर्षसहस्राणि स्वर्ग्गे तिष्ठति भूमिदः आच्छेत्ता चानुमन्ता च तान्येव नरके वसेत् दूतकोत्र राजदुहितृभूवा ॥

५७ [ लिखित ] मिदं सन्धिविग्रहाधीकृतदिविरपतिवत्रभट्टिपुत्रदिविरपतिश्रीस्कन्दभटे-नेति । सं २०० ३० द्वि. मार्ग्गशिर शु २ स्वहस्तो मम-

पं. ४७ वांचो सीमा पं. ४८ कदाच विशीर्ण्णसंज्ञित वांचन होई शके. पं. ५२ वांचो पौत्रा धर्म्म. पं. ५५ वांचो नरेन्द्रै

નં० ૭૪

# ધ્રુવસેન ૩ જાનાં તામ્રપત્રો*

સંવત્ ૩૩૪ માઘ સુદ ૯ ( ઇ. સ. ૬૫૩–૫૪ )

ઉપર પ્રસિદ્ધ કરેલા[1] રાષ્ટ્રકૂટના દાનપત્રની પેઠે નીચે આપેલા દાનપત્રનો મૂળ લેખ ગુજરાતમાં કપડવણજમાં મળ્યો હતો. આ લેખ ઉપસાવેલા કાંઠાવાળાં બે તામ્રપત્રોના અંદરના ભાગમાં કોતરેલો છે. દરેક પતરાંનુ માપ ૧૩"×૧૦⅞"નું છે. જમણી બાજુની કડી ખોવાઈ ગઈ છે. ડાબી બાજુની કડી જેના ઉપર મુદ્રા છે તે વિસમ આકૃતિની આશરે ⅜" જાડી છે. લંબગોલાકૃતિની મુદ્રાનું માપ ૨" × ૨⅜"નું છે. તેના ઉપર ઉપસાવેલા ભાગમાં ડાબી તરફ મુખવાળો બેઠેલો એક નંદી છે. તેની નીચે હંમેશનો श्रीभटार्कः લેખ છે. બન્ને પતરાંઓ તથા મુદ્રા સુરક્ષિત સ્થિતિમાં છે.

દાન આપ્યાનું સ્થળ "સિરિ—સિમ્મિણિકા"—જે પ્રાકૃત નામ જેવું દેખાય છે—ની છાવણી છે. લેખમાં હંમેશ મુજબની ધ્રુવસેન ૩ જા સુધીની વંશાવળી આપી છે. તેમાં લખ્યું છે કે તેણે વાજસનેય શાખાનો અભ્યાસ કરતા કૌશિક ગોત્રના, ચતુર્વેદી મહિછકના રહીશ બપ્પાના પુત્ર બ્રાહ્મણ ભટ્ટિભટને શિવભાગ પુર વિષય[2]ના દક્ષિણાપટ્ટમાં આવેલું પટ્ટપદ્ર નામનું ગામ આપ્યું છે.

આ દાનપત્રમાં બે વાર આવતું મહિછક નામ જરા જુદી લિપિમાં પાછળથી સુધારા તરીકે લખેલું જણાય છે. દૂતક प्रमातृ નાગ[3] હતો, અને લેખ લખનાર संधिविग्रहाधिकृत મુખ્ય મંત્રી સ્કંદભટ[4]નો પુત્ર દિવિરપતિ અનહિલ[5] હતો. દાનપત્રની તારીખ [ ગુપ્ત- ) સંવત્ ૩૩૪ અથવા ઇ. સ. ૬૫૩–૫૪ ના માઘ શુદ ૯ હતી.

---

* એ. ઈ. વો. ૧ પા. ૮૫ ઈ. હુલ્શ. ૧ ઉપરનું નં. પા.૫૨ ૨ જુઓ ઈ. એ. વો. ૭ પા.૭૬ ૩ જુઓ ઈ. એ. વો. ૭ પા. ૭૯ જ્યાં પ્રતિકૃતિનું વાંચન श्रीनाग છે. પણ श्रीना ॥ જે અક્ષરાંતરમાં છે તે પ્રમાણે નથી. ૪જુઓ. ઈ. એ. વો.૭ પા. ૭૬ અને વો. ૧૧ પા. ૩૧૬ ૫ જુઓ. ઈ.એ. વો.૧ પા.૧૭ અને ૪૫ અંતમાં અને વો. ૭ પા. ૭૩ ૬ પ્રો. બ્યુલ્હરના મત પ્રમાણે ( ઈ. એ. વો. ૧૫ પા. ૩૩૭ નોટ ૧૦ અને વો. ૧૭ પા. ૧૯૭ નોટ ૫૦) ધ્રુવસેન ૩ જાનું અપ્રસિદ્ધ દાનપત્ર તારીખ ૩૩૨ સંવત નું છે. ધ્રુવસેન ૩ જાના રાજ્યસમયની સીમા તેની પહેલાંના ધરસેન ૪ થા ( ૩૩૦ ) તથા તેની પછીના ખરગ્રહ ૨ જા ( ૩૩૭) ની વચ્ચે નક્કી થાય છે.

ભાષાન્તર

ૐ ! સ્વસ્તિ ! વિખ્યાત આનન્દપુરમાં વિજયી નિવાસસ્થાનથી[1]—મૈત્રકોની અતુલબળવાળી મહાન સેનાઓ સાથે અનેક યુદ્ધો કરી યશસંપન્ન, શત્રુઓને બળથી નમાવનાર અને પ્રતાપથી વશ કરેલા અને દાન, માન અને સરળતાથી પ્રાપ્ત કરેલા અને અનુરાગથી અનુરક્ત મૌલ ભૃત શ્રેણિના બળથી રાજ્યશ્રી પ્રાપ્ત કરનાર પરમમાહેશ્વર શ્રીભટાર્કના અચ્છિન્ન વંશમાં જેણે નિજ માતપિતાનાં ચરણકમળને પ્રણામ કરી સર્વ પાપ ધોઈ નાંખ્યાં હતાં, જેને બાલપણથી તલવાર બીજા કર સમાન હતી, જેનું બળ નિજશત્રુઓના સમદ માતંગોનાં કપોળ ઉપર કરથી પ્રહાર કરી પ્રકાશિત થયું હતું, જેના પદનખની રશ્મિ તેના પ્રતાપથી નમાવેલા શત્રુઓના ચૂડામણિની પ્રભા સાથે ભળતી, જેણે સકળ સ્મૃતિથી નિર્માણ થએલા માર્ગનું સારી રીતે પરિપાલન કરી નિજ પ્રજાનાં હૃદય અનુરંજી રાજ શબ્દ સ્પષ્ટ અને ઉચિત કર્યો હતો, જે રૂપ, કાન્તિ, સ્થિરતા, ગાંભીર્ય, બુદ્ધિને સંપદમાં અનુક્રમે સ્મર, ઇન્દુ, અદ્રિરાજ ( હિમાલય ), સાગર, દેવોના ગુરૂ ( બૃહસ્પતિ ) અને ધનેશ કરતાં અધિક હતો, જે શરણાગતને અભય દેવામાં પરાયણ હોવાથી નિજ સર્વ પરાક્રમનાં કાર્યોનાં ફળ તૃણવત લેખતો: જે વિદ્વાનો, મિત્રો અને પ્રણયિજનોનાં હૃદય પ્રાર્થના કરતાં અધિક ધન આપી રંજતો, ( અને )જે અખિલ ભૂમંડળનો સાક્ષાત આનન્દ હતો તે પરમ માહેશ્વર શ્રી ગુહસેન હતો.

( લીટી. ૭ ) તેનો પુત્ર, જેનાં સર્વ પાપ તેના પિતાના પદનખની રશ્મિના પ્રસારથી બનેલી જાહ્નવી નદીના જળના પ્રવાહથી ધોવાઈ ગયાં હતાં, જેની લક્ષ્મી લક્ષ પ્રણયિજનોનું પાલન કરતી, જેનું સર્વ આકર્ષક ગુણોએ તેના રૂપની અભિલાષથી આતુરતાથી અવલંબન કર્યું છે, જે સર્વ ધનુર્ધરોને નૈસર્ગિક બળ અને શિક્ષાથી પ્રાપ્ત કરેલી વિદ્યાની વિશેષતાથી વિસ્મય પમાડતો, જે પૂર્વના નૃપોએ કરેલાં દાન રક્ષતો, જે નિજપ્રજાનાં દુ:ખ હરતો, જે શ્રી અને સરસ્વતીનો એકત્ર નિવાસસ્થાન હતો, જેનો પ્રતાપ નિજ શત્રુગણની લક્ષ્મીના ઉપભોગમાં દક્ષ હતો, ( અને ) જે નિજ પ્રતાપથી પ્રાપ્ત કરેલી વિમળ રાજ્યશ્રી સંપન્ન છે તે પરમમાહેશ્વર શ્રી ધરસેન( ૨ ) હતો.

(લી. ૧૦ ) તેનો પુત્ર, અને પાદાનુધ્યાત, જેણે ધર્મપાલનથી પ્રકાશિત અર્થ, સુખ અને સંપદના સેવનથી ધર્માદિત્યનું અપર નામ પ્રાપ્ત કર્યું હતું, જેણે સકળ જગતને આનન્દકારી અતિ અદ્ભુત ગુણોથી સર્વ દિગ્મંડળ વ્યાપી દીધું હતું, જે અનેક યુદ્ધોમાં વિજયની પ્રભાસંપન્ન તલવાર તેજથી પ્રકાશિત કાંધ ઉપર મહા મનોરથોનો ભાર ધારતો, જેની મતિ સર્વ વિદ્યાના વિભાગોમાં પારંગત હોવાથી શુદ્ધ હોવા છતાં કિંચિત સુભાષિતથી સહેલાઈથી તુષ્ટ થતી, જેના હૃદયનું ગાંભીર્ય જનોથી અગાધ હતું છતાં અનેક સુકૃત્યોથી સ્પષ્ટ થતા પરમ કલ્યાણ સ્વભાવવાળો હતો, અને જેણે કૃતયુગના નૃપોના ( સદાચારનો ) પૂરાઈ ગએલો પંથ શુદ્ધ કરી મહાયશ પ્રાપ્ત કર્યો હતો તે પરમ માહેશ્વર શ્રી શીલાદિત્ય ( ૧ ) હતો.

( લી. ૧૪ )તેનો અનુજ અને પાદાનુધ્યાત, તે( ઈન્દ્ર ) ઉપેન્દ્ર[2]નો વડીલ બન્ધુ હોય તેમ તેના વડીલ બન્ધુથી અભિલાષિત રાજ્યશ્રી કાંધ ઉપર ધારતો; તેના આદેશો પૂર્ણ કરવાના એક જ આશયથી અને સર્વોત્તમ વૃષભની પેઠે જ્યારે ધુરી ધારતો ત્યારે શ્રમ કે આનન્દના ઉપભોગથી ક્ષીણ ન થાય તેવીસંપદ સંપન્ન; જેનું પાદપીઠ તેના પ્રતાપથી વશ થએલા અનેક નૃપોના ચૂડામણિની પ્રભાથી પ્રકાશિત હતું છતાં અન્ય જનો તરફ તિરસ્કારને લઈ ને ઉદ્ભવેલી ઉગ્રતાથી મુક્ત સ્વભાવવાળો હતો, જેના શત્રુઓને પુરૂષાર્થ અને અભિમાન માટે વિખ્યાત હતા છતાં નમન સિવાય અન્ય માર્ગ ન હતો, જેના વિશુદ્ધ ગુણોનો સચય સકલ જગતને આનન્દ આપતો, જેણે કલિયુગના સર્વ માર્ગનો બળથી નાશ કર્યો હતો, જેનું અતિ ઉમદા હૃદય ઉતરતી પદવીના માણસો

૧ આનો સબંધ પંક્તિ ૬૪ માં શ્રીશીલાદિત્ય ૭ મો બધા લોકોને હુકમ કરે છે તેની સાથે છે. ૨ ઇન્દ્રનો નાનો ભાઈ ઉપેન્દ્ર તે વિષ્ણુ છે. કૃષ્ણને ઇન્દ્રની લડાઈ અને કૃષ્ણની જિતનો આમાં ઉલ્લેખ છે. ( વિષ્ણુપુરાણ વિ. ૫. પ્ર. ૩૦ ) ઉપરના કિસ્સા ઉપરથી અનુમાન થાય છે કે શીલાદિત્ય ૧ લાને અને ખરગ્રહ ૧ લાને કંઈ કલેશ થયો હશે અને તેમાં શીલાદિત્યે પોતાના નાના ભાઈના લાભમાં જતું કર્યું હોય.

ઉપર મોટાઈ ભોગવવાના દોષ વિનાનું હતું, જે પુરૂષાર્થ માટે વિખ્યાત હતો, જે શ્રુતિના પરમ જ્ઞાનસંપન્ન હતો, (અને) જે એકત્ર થએલા શત્રુનૃપોની લક્ષ્મીથી સહસા સ્વયંવર તરીકે ગ્રહણ થવાથી વીર પુરૂષોમાં પ્રથમ પદની પ્રાપ્તિ સ્પષ્ટ કરતો હતો તે પરમ માહેશ્વર શ્રી ખરગ્રહ (૧) હતો.

(લી. ૧૯) તેનો પુત્ર અને પાદાનુધ્યાત જે સર્વ શાસ્ત્રમાં નિપુણતા પ્રાપ્ત કરી સર્વ વિદ્વાનોના મનમાં પરમ આનન્દ ઉપજાવતો, જેણે સત્વ, સંપદ અને દાનથી અને શૌર્યથી તેના બળના વિચારોમાં અતિનિમગ્ન થએલા હોવાથી તેના સામે એકત્રપણે થવાની શક્તિ ગુમાવી દીધી હતી તેમના મનોરથની ધરી ભગ્ન કરી નાંખી, જે શાસ્ત્ર, કલા, અને લોકચરિતના અનેક વિભાગથી પૂર્ણ જાણીતો હતો છતાં પરમભદ્ર પ્રકૃતિવાળો હતો, જે નૈસર્ગિક સ્નેહાળ હતો છતાં વિનયથી અતિ આભૂષિત હતો, જે સેંકડો યુદ્ધોમાં વિજય ધ્વજ લેવા નિજ દણ્ડ સમાન કર ઉંચો કરતો તેનાથી તેના શત્રુઓનો મદ હણતો, અને જેની શસ્ત્ર કળાનો મદ તેના ધનુષના પ્રભાવ વડે વશ થયો હતો તેવા સકળ નૃપમંડળથી જેના આદેશોનું અભિનન્દન થતું તે પરમ માહેશ્વર શ્રીધરસેન (૩) હતો.

(લી. ૨૨) તેનો અનુજ અને પાદાનુધ્યાત, જે તેના ઉદયથી ઉત્પન્ન થએલા જનોના અનુરાગથી અખિલ ભુવન ભરાઈ ગયું હતું તેથી યોગ્ય અર્થવાળા બાલાદિત્યના અપર નામથી વિખ્યાત હતો, જે સર્વ નૃપોથી સુચરિતમાં અધિક હતો, જે દુર્લભ અર્થની સાધના કરતો હતો, જે સાક્ષાત્ પુરૂષાર્થ હતો, જેનું તેના સદ્ગુણો માટે અતિ પ્રેમવાળી પ્રજાથી મનુ સમાન અવલંબન થતું, જેણે સર્વ વિદ્યા અને શાસ્ત્રમાં નિપુણતા પ્રાપ્ત કરી હતી, જે કાન્તિમાં કલંકવાળા ઇન્દુને શરમાવતો હતો, જેણે નિજ અતિ તેજથી (પ્રતાપથી) દિગન્તર ભરી દીધું છે, જેણે તિમિરનો નાશ કર્યો હતો, જે નિત્ય ઉદય પામતા સૂર્યસમાન નિજ પ્રજાનો પરમ વિશ્વાસ તેના કલ્યાણના અનેક અર્થમાં પ્રવૃત્ત રહી પૂર્ણ સિદ્ધ કરતો અને જે સતત વૃદ્ધિથી પરિપૂર્ણ હતો, જે સંધિવિગ્રહ અને સમાસના નિશ્ચયમાં નિપુણ હોઈ યોગ્ય સ્થાને આદેશ દેનાર ગુણવૃદ્ધિવિધાનના સંસ્કારમાં વિખ્યાત છે તે રાજ્ય અને શાલાતુરીય[1] બન્ને તંત્રોમાં નિપુણ હતો, જે નૈસર્ગિક રીતે વિક્રમવાળો હોવા છતાં કરૂણાથી મૃદુ હૃદયવાળો હતો, જે શાસ્ત્રથી પૂર્ણ જાણીતો હતો છતાં મદ રહિત હતો, જે કાન્તિવાળો હતો છતાં શાન્તિથી ભરેલો હતો, અને જે મિત્રતામાં સ્થિર હતો છતાં દોષવાળા જનોનો ત્યાગ કરતો, તે પરમ માહેશ્વર શ્રીધ્રુવસેન (૨) હતો.

(લી. ૨૮) તેનો પુત્ર, જેનું ઇન્દુકલા સમાન કપાળ તેના પાદપદ્મને પ્રણામ કરતાં ભૂમિ સાથે ઘર્ષણના ચિહ્નવાળું હતું, જેને બાળપણથી જ કર્ણમાં ધારેલા મૌક્તિક અલંકારની સુંદરતા સમાન વિશુદ્ધ અનુરાગ શાસ્ત્ર તરફ હતો, જેની કમળસમાન આંગળીઓ સતત દાનના પ્રવાહથી ભીંજાએલી હતી, જે કન્યાનો કર મૃદુ રીતે (લગ્નમાં) ગ્રહી તેના સુખની વૃદ્ધિ કરતો હોય તેમ હળવા કરો લઈને પૃથ્વીના સુખની વૃદ્ધિ કરતો, જે ધનુર્વિદ્યાનો સાક્ષાત્ અવતાર હોય તેમ સર્વ લક્ષિત અર્થ સહસા જોઈ લેતો, અને જેના આદેશો તેને નમન કરતા સર્વ સામંતોના શિર પરના ચૂડામણિ સમાન હતા તે પરમ માહેશ્વર પરમ ભટ્ટારક, મહારાજાધિરાજ, પરમેશ્વર અને ચક્રવર્તિ[2] શ્રીમાન ધરસેન (૪) હતો.

(લી. ૩૨) શ્રી શીલાદિત્ય (૧) જે તેના પિતામહ[3] (ખરગ્રહ ૧) નો વડિલ બન્ધુ હતો અને જે સારંગપાણિ સાક્ષાત્ હતો તેનો પુત્ર, જે અનુરાગથી અંગ નમાવી પ્રણામ કરતો, જેનું શિષ નિત્ય પાદપદ્મનાં નખના રત્નની રશ્મિના અતિ તેજથી મંદાકિની જેમ વિશુદ્ધ થતું, જે અગસ્ત્ય હોય

૧ શાલાતુર ગામમાં જન્મેલો વ્યાકરણી પાણિની. સંધિવિગ્રહ વિગેરેના સાદા અર્થ તથા વ્યાકરણી અર્થ જૂદી જૂદી રીતે ઘટાવ્યા છે. ૨ ચક્રવર્તિનો અર્થ મોનીયરવીલીયમ્સે નીચે મુજબ કર્યો છે: જેના રથનાં ચક્ર ગમે ત્યાં વિના-અવરોધે ફરે તેવો રાજા. અથવા બે દરિયા વચ્ચેનો પ્રદેશ (ચક્ર) નો રાજા. વિષ્ણુપુરાણ પુ. ૧ મ. ૧૩ શ્લો. ૪૬ માં ચક્રવર્તિનો અર્થ નીચે મુજબ છે: બધા ચક્રવર્ત્તિના હાથમાં વિષ્ણુના ચક્રનું લાંછન હોય છે. સાધારણ રીતે તેનો અર્થ સર્વ પ્રદેશ ઉપર રાજ કરનાર રાજા એવો થાય છે. ૩ ઉપર બતાવેલા ધરસેન ૪ થાનો પિતામહ.

તેમ સર્વ દિશામાં વિનય દર્શાવતો રાજઋષિ હતો, જેના યશની અતિ પ્રભાવાળી કળા જે સર્વ મંડળને ભૂષિત કરતી તે નભમાં ઇન્દુની કલા બનતી, અનેજે ઘનશ્યામ વાદળથી સ્તનાગ્ર સમાન શિખરવાળા સહ્ય અને વિન્ધ્ય રૂપે રમ્ય પયોધરવાળી ભૂમિનો પતિ હતો તે શ્રી દેરભટનો પુત્ર જેણે સર્વ નૃપમંડળમાંથી તેઓના યશથી રાજવાં સુંદર વસ્રો જે તે તેને અર્પતી હતી તે ( વસ્રો ) ધારી તેના તરફના અનુરાગને લઈને સ્વયંવર તરીકે સ્વીકારતી હતી તે રાજ્યશ્રીનો લગ્નમાં સ્વીકાર કર્યો; જે તેના પ્રચંડ શત્રુઓના મંડળને નમાવનાર તલવાર માફક તેના સફળ શૌર્ય ઉપર આધાર રાખતો, જે શરદ ઋતુમાં તેના ધનુષ જેનાં શર બળથી પૂર્ણ ખેંચેલાં હતાં તેનાથી જેની શાન્તિનો નાશ થયો હતો તે શત્રુઓના પ્રદેશમાંથી યોગ્ય રીતે કર લેતો, જેના કર્ણ શાસ્રના વિવિધ વર્ણની ઉજ્જવળ શ્રુતિના અતિશયપણાથી અલંકારિત છતાં પુનઃ શ્રુતિની પુનઃ ઉક્તિથી અલંકારિત થતા હોય તેમ રત્નોથી ભૂષિત હતા, અને જે સતત દાન રૂપી જળમાં રમ્ય દેખાતા શૈવલના નવ અંકુર જેમ પ્રકાશતાં કંકણુ અને સુંદર જંતુની પાંખોથી અને રત્નોનાં કિરણોથી આવૃત કર ઉંચો કરી રત્ન પ્રવલય ધારણ કરતા હતા તેથી સાગરના તટના કિનારા સમાન ભાસતા કરથી અખિલ ભૂમિને આલિંગન કરતો તે પરમ માહેશ્વર શ્રીધ્રુવસેન ( ૩ ) હતો.

( લી. ૩૯ ) તેનો વડીલ બન્ધુ, જેનું અપર ઉચિત નામ ધર્માદિત્ય બીજો હતું, જેના નાજુક અંગને જાહેર રીતે લક્ષ્મી દેવીએ અન્ય નૃપોના સ્પર્શના કલંક નાશ કરવાના નિશ્ચયથી આલિંગન કર્યું હતું, જે અન્ય સર્વ નૃપો કરતાં પ્રતાપ કાર્યોમાં અધિકતાવાળો હતો, જેનાં પાદપદ્મ તેના તરફના અતિ પ્રેમના બળથી વશ થઈ શિર નમાવતા સર્વ સામંતમંડળના મુગટનાં મણિની રશ્મિથી આભૂષિત બન્યાં હતાં, જે તેના વિશાળ અને વિપુલ કરના દણ્ડથી શત્રુગણનો મદ હણતો, જે દૂર ફેલાતા તેના અતિ ઉગ્ર પ્રતાપથી શત્રુઓના સમસ્ત વંશને બાળતો, જે નિજ સર્વ સંપદ પ્રણયિ જનોને આપતો, જેની પાસે તે ઉપાડતો તે ગદા હતી અને તે ફેંકતો તે ચક્ર હતું, જે બાલક્રીડાની અવગણના કરતો, જે કદી દ્વિજને તિરસ્કારતો નહીં, જેણે નિજ પ્રતાપથીજ સકળ ભૂમિની પ્રાપ્તિ કરી હતી, જે મૂર્ખ જનોનો અંગીકાર કરતો નહીં, જે અપૂર્વ જાતિમાં શ્રેષ્ઠ જનોમાંનો એક હતો; જે સાક્ષાત્ ધર્મ હોય તેમ તેણે વિવિધ જાતિ અને આશ્રમના નિયમો યોગ્ય રીતે કર્યા, જેના ધર્મના ઉચ્ચ અને ઉત્તમ શ્વેત ધ્વજનું, તેની શુદ્ધ પ્રકૃતિના આનન્દથી સંચય કરવાં અને પછી અલ્પ લોભને લઈને પૂર્વેના નૃપોએ જપ્ત કરેલાં દાનોમાં ( ભાવિ ઉપભોગમાં )દેવો અને દ્વિજોને અનુમતિ આપી તેથી પ્રસન્ન થએલાં ત્રિભુવનથી અભિનન્દન થતું, જેણે નિજ વંશને ઉજ્જવળ કર્યો હતો, અને જે દેવો, દ્વિજો અને ગુરૂઓની સેવા કરી દાન દેવાએલા જનની પાત્રતા અનુસાર સતત ઉદ્રંગ આદિ અન્ય હક્ક સહિત ઉદાર દાનથી ઉદ્ભવેલા સંતોષથી પ્રાપ્ત કરેલા ઉત્તમ યશથી સર્વ ભૂમંડળને ભરતો તે પરમ માહેશ્વર શ્રીખરગ્રહ (૨) હતો.

( લી. ૪૭ ) તેના વડીલ બન્ધુ, શ્રી શીલાદિત્ય ( ૨ )જેણે સર્વ ભૂમિને કુમુદનું સૌંદર્ય ખીલવનાર પૂર્ણ ઈન્દુના પ્રકાશ સમાન નિજ યશથી શ્વેત કરી; ( અને ) જે ખંડિત અગુરૂ વિલેપનનાં સમાન શ્યામ વિન્ધ્ય પર્વતો રૂપે વિપુલ પયોધર ધારનાર ભૂમિનો સ્વામિ હતો, તેનો જે દિન પ્રતિદિન કળામાં વૃદ્ધિ પામતા નવ ચંદ્રની માફક કળામાં વૃદ્ધિ કરતો, જે પર્વતના વનને આભૂષિત કરવા યુવાન ગિરિરાજ ( સિંહ )જેમ રાજ્યશ્રીને આભૂષિત કરતો, જે મયૂર ધ્વજવાળા કાર્તિકેયની માફક શિર પરની રમ્ય શિખાથી આભૂષિત હતો, જે પ્રચંડ શક્તિ અને પ્રભાવવાળો હતો જે ( કમળને વિકસાવનાર )શરદના આગમનની માફક ( પૂર્ણ યશ અને અતિ ધનથી સંપન્ન ) જે હતો, જે કિરણો વડે મેઘ ભેદતા ઉદય પામતા બાલ રવિ જેમ શત્રુઓના ગજોને યુદ્ધમાં ભેદતો, યુદ્ધમાં નિજ શત્રુઓના પ્રાણ હરતો, તે નિજ શ્રીમાન કાકો પરમ ભટ્ટારક, મહારાજાધિરાજ અને પરમેશ્વરનો પાદાનુધ્યાત પરમ માહેશ્વર પરમ ભટ્ટારક, મહારાજાધિરાજ અને પરમેશ્વર શ્રી શીલાદિત્યદેવ ( ૩ ) હતો.

(લી. ૫૧) તેનો પુત્ર, જેણે અન્ય ભૂમિની રચના કરી પરમસ્વામિત્વ પ્રાપ્ત કર્યું હતું, જેના મહાન પ્રતાપનો પ્રસાર પામેલો અગ્નિ તેની કોપથી ખેંચેલી તલવારના પ્રહારથી ભેદાવાં ગજોનાં કુમ્ભ ઉપર બળતો હતો, જેણે દિવાલથી આવૃત કરી ભૂમિ પર સ્થિર પદ પ્રાપ્ત કર્યું હતું, જેનો છત્ર જે નિજ કરમાંથી લટકી રહેલો અને જે સકલ ભૂમંડળને આવૃત કરતો તે મંથન-દણ્ડના મંથનથી થએલા પયોદધિના શ્વેત ફીણસમાન યશનો બનેલો હતો, જે નિજ શ્રીમાન પિતા પરમ ભટ્ટારક, મહારાજાધિરાજ અને પરમેશ્વરનો પાદાનુધ્યાત હતો તે પરમ માહેશ્વર પરમ ભટ્ટારક, મહારાજાધિરાજ, અને પરમેશ્વર શ્રીશીલાદિત્ય (૪) હતો.

(લી. ૫૩) તેનો પુત્ર, જેનાં પાદપદ્મ તેના પ્રતાપથી ઉદ્‌ભવેલા પ્રેમને લઈને નમન કરતા સમસ્ત સામંતોના શિર પરનાં ચૂડામણિના કિરણો આવૃત થઈ રંગાવાં હતાં, જે નિજ શ્રીમાન પિતા પરમ ભટ્ટારક, મહાજાધિરાજ અને પરમેશ્વરનો પાદાનુધ્યાત હતો, તે પરમ માહેશ્વર પરમ ભટ્ટારક, મહારાજાધિરાજ અને પરમેશ્વર શ્રી શીલાદિત્ય દેવ (૫) હતો.

(લી. ૫૫) તેનો પુત્ર, જેણે નિજ શત્રુઓના બળનો મદ શાન્ત કર્યો હતો, જે મહાન વિજયનું સ્વસ્તિધામ હતો, જેનું વક્ષઃસ્થળ લક્ષ્મીના આલિંગનની ક્રીડા કરતું, જેની અબદ્ધ શક્તિ નૃસિંહ રૂપ ધારનાર વિષ્ણુ ભગવાન કરતાં પણ અધિક હતી, જે શત્રુનૃપોનો નાશ કરી અખિલ પૃથ્વીનું રક્ષણ કરતો, જે પુરૂષોમાં ઉત્તમ હતો, જે તેને નમન કરતા બળવાન સામંતો-ના ચૂડામણિથી વિરાજતા નખનાં કિરણોથી દૂર પ્રદેશો રૂપી સર્વ નારીઓનાં મુખ રંગતો, જે તેના શ્રીમાન પિતા પરમભટ્ટારક, મહારાજાધિરાજ અને પરમેશ્વરનો પાદાનુધ્યાત હતો તે પરમ માહેશ્વર પરમ ભટ્ટારક, મહારાજાધિરાજ અને પરમેશ્વર શ્રીશીલાદિત્યદેવ (૬) હતો.

(લી. ૫૮) તેનો પુત્ર, જે મહારાજાધિરાજ અને પરમેશ્વરના વંશમાં અવતર્યો છે, અને, મહા સુખસમ્પન્ન છે— જે વિમુખ થવા કઠણ શૌર્યના અતિશયપણા માટે વિખ્યાત છે, જે લક્ષ્મીનો નિવાસ છે, જેણે નરકનો નાશ કરવાનો યત્ન કર્યો છે, જેણે પૃથ્વીને રક્ષવા પરમ નિશ્ચય કર્યો છે, જેનો યશ પૂર્ણેન્દુનાં કિરણો સમાન શુદ્ધ છે, જે ત્રણ વેદના જ્ઞાનને લીધે ગુણથી પરિ-પૂર્ણ છે, જેણે શત્રુશ્રેણીનો વિજય કર્યો છે, જે ... ... સુખસમ્પન્ન છે, જે સદા સુખ આપે છે, જે જ્ઞાનનો નિવાસ છે, જે સર્વ લોકથી પ્રશંસિત પૃથ્વીનો રક્ષક છે, જેને વિદ્વાનો સેવે છે, જે પૃથ્વીમાં અતિ દૂર સુધી સ્તુતિ પામ્યો છે, જે રત્નોથી આભુષિત છે, જેનું અંગ રમ્ય છે, જે સદ્‌ગુણરૂપી રત્નોનો સાક્ષાત રાશિ (ઢગ) હતો, જે પ્રભુત્વ અને પ્રતાપના ઉત્તમ ગુણસમ્પન્ન હતો, જે નિત્ય પ્રાણીઓના શ્રેયમાં પ્રવૃત્ત હતો, જે સાક્ષાત્ જનાર્દન (દેવ) હોય તેમ દુષ્ટ જનોનો મદ હણે છે,—જે નિત્ય યુદ્ધમાં ગજશ્રેણિની રચનામાં મહામતિવાળો હતો, જે પુણ્યનું ધામ હતો, અને જેના મહાન પ્રતાપનું અખિલ પૃથ્વીમાં ગાન થતું તે શ્રીમાન ધ્રુભટ વિજયી છે.

(લી. ૬૩) અને તે, નિજ શ્રીમાન પિતા પરમ ભટ્ટારક, મહારાજાધિરાજ અને પરમેશ્વરનો પાદાનુધ્યાત અને પરમ માહેશ્વર પરમ ભટ્ટારક, મહારાજાધિરાજ અને પરમેશ્વર શ્રીશીલાદિત્યદેવ (૭) સમસ્ત પ્રજાને શાસન કરે છે :—

(લી. ૬૪) "તમને જાહેર થાઓ કે મારાં માતપિતા અને મારા પુણ્યની વૃદ્ધિ અર્થે અને આ લોક તેમ જ પરલોકમાં ફળપ્રાપ્તિ અર્થે ખેટક આહારમાં ઉપ્પલહેટ પથકમાં મહિ-લબલી[1] નામે ગામ, ઉદ્રંગ, ઉપરિકર, ઉદ્‌ભવતી વેઠના હક સહિત, ભૂત, વાત, પ્રત્યાય સહિત, દશ અપરાધના દણ્ડ સહિત ઉપભોગ અને હિસ્સા સહિત, ધાન્ય, સુવર્ણ, અને આદેય સહિત, રાજપુરૂષના હસ્તપ્રક્ષેપણમુક્ત, અને પૂર્વે દેવો અને દ્વિજોને કરેલાં દાનો વર્જ કરી, મારાથી

૧ અથવા કદાચ મહિલાબલી.

પાણીના અતિ અર્ઘ સહિત બ્રહ્મદેય અનુસાર, ભૂમિચ્છિદ્રના ન્યાયથી,–ચન્દ્ર, સૂરજ, સાગર, પૃથ્વી અને પર્વતોના અસ્તિત્વકાળ સુધી પુત્ર અને પૌત્રોના ઉપભોગ અર્થે—ભટ્ટવિષ્ણુના પુત્ર વિખ્યાત આનન્દપુર શહેરના નિવાસી, તે સ્થાનના ચતુર્વેદી જાતિના, શાર્કરાક્ષિ ગોત્રના, બહ્વૃચ સબ્રહ્મચારી, ભટ્ટ આખણ્ડલમિત્રને—બલિ, ચરૂ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર અને અતિથિના યજ્ઞ અને અન્ય વિધિના નિભાવ અર્થે અપાયું છે. ”

( લી. ૬૯ ) “ આથી આ પુરૂષ જ્યારે બ્રહ્મદેય અનુસાર તેનો ઉપભોગ કરે, ખેતી કરે, કે ખેતી કરાવે, અથવા અન્યને સોંપે ત્યારે કોઈએ પ્રતિબંધ કરવો નહી.

( લી. ૭૦ ) આ અમારા દાનને અમારા વંશના કે અન્ય ભાવિ ભદ્ર નૃપોએ લક્ષ્મી અનિત્ય છે, જીવિત અનિશ્ચિત છે, અને ભૂમિદાનનું ફળ ( દેનાર અને રક્ષનાર બન્નેને ) સામાન્ય છે એમ મનમાં રાખી અનુમતિ આપવી અને રક્ષવું જોઈએ.

( લી. ૭૨ ) અને વેદવ્યાસે કહ્યું છે કે— “ સગરથી માંડીને ઘણા નૃપોએ ભૂમિનો ઉપભોગ કર્યો છે. ( અને હાલ કરેલા દાનને જો તે રક્ષે તો ) જેની જે સમયે ભૂમિ તેને તે સમયનું ફળ છે. પૂર્વના નૃપોએ આપેલાં ધન તે દેવોને આહુતિ કરેલાની શેષ સમાન છે અને ઉલટી કરેલા અન્ન સમાન છે. ખરે ! કયો સુજન તે પુનઃ હરી લેશે ? ભૂમિદાન દેનાર સ્વર્ગમાં ૬૦ હજાર વર્ષ વસે છે, ( પણ ) તે દાન જપ્ત કરનાર અથવા તેમાં અનુમતિ આપનાર તેટલાં જ વર્ષ નરકમાં વાસ કરે છે. જે ભૂમિદાન જપ્ત કરે છે તે નિર્જલ વિન્ધ્યાદ્રિના શુષ્ક વૃક્ષોના કોતરોમાં વસતા કાળા સર્પ જન્મે છે !

( લી. ૭૫ ) આમાં દૂતક, શ્રી શાર્વટનો પુત્ર, મહાપ્રતિહાર ... ... ... મહાક્ષપટલિક, રાજવંશી શ્રી સિદ્ધસેન છે. અને આ દાન તેના પ્રતિનિધિ હેમ્બટના પુત્ર, પ્રતિનર્તક, કુલપુત્ર અમાત્ય ગુહ જેને તે લખવા મોકલ્યો હતો તેનાથી લખાયું છે.

( લી. ૭૭ ) સંવત્ ચારસો અધિક સુડતાળીશ, જ્યેષ્ઠ શુદિ પંચમી અથવા સંખ્યામાં સં. ૪૦૦ અને ૪૦ અને ૭, જ્યેષ્ઠ શુ. ૫ આ મારા સ્વહસ્ત છે.

નં૦ ૯૭

# એક વલભી દાનપત્રનું પહેલું પતરૂં*

આ પતરૂં બરડ સ્થિતિમાં છે. તેની બન્ને બાજુએ તેમ જ નીચેના કાંઠામાં નુકશાન થયું છે. અને વચ્ચેથી તડ પડી છે. તેની કોરવાળીને કાંઠા કર્યા છે. તેનું માપ ૮$\frac{3}{8}$" × ૧૧$\frac{3}{4}$" છે, અને તેના ઉપર ૧૮ પંક્તિઓ લખેલી છે.

અક્ષરો બીજા કરતાં જરા મોટા કદના છે અને તે ચોખ્ખા કોતર્યા છે. લેખ વ્યાકરણની ભૂલો વગરનો છે.

આ દાનપત્ર વલભીમાંથી કાઢયું છે, અને શીલાદિત્ય ધર્માદિત્યના વર્ણનમાં છેલ્લા ભાગમાંથી "धर्मानुपरोधो" શબ્દથી ભાંગી ગયું છે. એટલે આ રાજાનું સંપૂર્ણ વર્ણન આપતાં બીજાં પતરાંઓ જોવાથી આપણે કહી શકીએ કે આ દાનપત્રનું બીજું પતરૂં નીચેનાં વાકયથી શરૂ થવું જોઈએ.

ज्वलतरीकृतार्थसुखसंपदुपसेवानिरूढधर्मादित्यद्वितीयनामा परममाहेश्वरश्रीशीलादित्यः ।

આ કદાચ શીલાદિત્ય ૧ લાના એક દાનપત્રનું પહેલું પતરૂં હોય, કારણ કે તે રાજાનાં દાનપત્રોનાં પહેલાં પતરાંઓમાં આ પતરાં પ્રમાણે જ અંત છે.

આ દાનપત્રનું માપ, પંક્તિઓ વિગેરે પણ તેના રાજાનાં દાનપત્રોનાં પતરાંઓ પ્રમાણે જ છે. દાખલા તરીકે સંવત્ ૨૮૭ નાં દાનપત્ર મુજબ.

## अक्षरान्तर

१ ओं स्वस्ति वलभीतः प्रसभप्रणतामित्राणां मैत्रकाणात्रतुलबलसम्पन्नमण्डलाभो-
गसंसक्तप्रहार-

२ शतलब्धप्रतापः प्रतापोपनतदानमानार्ज्जवोपार्ज्जितानुरक्तमौलभृतश्रेणीबला-
वाप्तरा-

३ ज्यश्रीः परममाहेश्वरश्रीभटार्क्कादव्यवच्छिन्नराजवङ्शान्मातापितृचरणारविन्द-
प्रणतिप्रविधौताशेष-

४ कल्मषश्शैशवात्प्रभृति खड्गद्वितीयबाहुरेव समदपरगजघटास्फोटनप्रकाशितसत्त्व-
निकषस्तत्प्रभा-

५ वप्रणताराातिचूडारत्नप्रभासंसक्तपादनखरश्मिसंहतिस्सकलस्मृतिप्रणीतमार्ग्गसम्य-
क्परिपालन-

* જ. બો. બ્રા. રો. એ. સો. વો. ૧ પા. ૪૩ ડી. બી. ડીસ્કલકર

६ प्रजाहृदयरञ्जनान्वर्त्थराजशब्दः रूपकान्तिस्थैर्य्यगाम्भीर्य्यबुद्धिसम्पद्भिस्स्मर-
शशाङ्काद्रि-

७ [ राजो ]दधित्रिदशगुरुधनेशानतिशयानश्शरणागताभयप्रदानपरतया तृणवद-
पास्ताशेष-

८ [ स्वकार्य्यफलः ] प्रार्त्थनाधिकार्त्थप्रदानानन्दितविद्वत्सुहृत्प्रणयिहृदयः पाद-
चारीव सकलभुवन-

९ [ मण्डलाभो ]गप्रमोद॰ परममाहेश्वरः श्रीगुहसेनस्तस्य सुतस्तत्पादनखमयूख-
सन्तानविसृत-

१० [ जाह्नवीजलौ ]घप्रक्षालिताशेषकल्मष॰ प्रणयिशतसहस्रोपजीव्यमानसम्पद्रूप-
लोभादिवाश्रित-

११ [ स्सरभस ]माभिगामिकैर्ग्गुणैस्सहजशक्तिशि[ क्षाविशेषविस्मा ]पिताखिलध-
[ नुर्द्धरः प्रथमनरपति- ]

१२ [ समतिसृष्टा ]नामनुपालयिता धर्म्मदायानामपाकर्त्ता प्रजोपघातकारिणामुप-
प्लवानां दर्श-

१३ [ यिता श्रीसरस्वत्यो ]रेकाधिवासस्य संहताराातिपक्षलक्ष्मीपरि[ भोगदक्षविक्र-
मो विक्रमोपसंप्रा- ]

१४ [ प्तविमलपार्त्थिव ]श्रीः परममाहेश्वरः श्रीधरसेनस्तस्य सुतस्तत्पादानु-
द्ध्यातस्स-

१५ [ जगदानन्दनात्यद्भु ]तगुणसमुदयस्थगितसमग्रदिग्मण्डलस्समरशतविजय-
[ शोभासनाथ- ]

१६ [ मण्डलाग्रद्युतिभा ]सुरांसपीठो व्यूढगुरुमनोरथमहाभारस्सर्व्वविद्यापरापर-
[ विभागाधि- ]

१७ [ गमविमलमतिरपि स ]र्व्वतस्सुभाषितलवेनापि सुखोपपादनीयपरितोषस्समग्र
[ लोकागाध- ]

१८ [ गाम्भीर्य्यहृदयो ]पि सुचरितातिशयसुव्यक्तपरमकल्याणस्वभावः [ खिली-]

१९ [ भूतकृतयुग ]नृपतिपथविशोधनाधिगतोदग्रकीर्त्तिर्धर्म्मानुपरोधो

# એક વલભી દાનપત્રનું પહેલું પતરૂં*

આ પતરાની જમણી બાજુનો થોડો ભાગ ભાંગી ગયો છે. તથા ડાબી બાજુએ પણ એક ન્હાનો કાપો પડ્યો છે. જેથી અગીયારમી પંક્તિ પછીથી બધી પંક્તિઓની શરૂવાતના થોડા અક્ષરો નાશ પામ્યા છે. તે શિવાય પતરૂં સંપૂર્ણ છે. નીચે કડીઓ માટેનાં બે કાણાંઓ વચ્ચે ૭$\frac{3}{4}$"નું અંતર છે. પતરાનું માપ ૮$\frac{3}{4}$"×૧૩"નું છે. અને તેના ઉપર ૨૦ પંક્તિઓ લખેલી છે.

અક્ષરો જરા અસ્પષ્ટ થઈ ગયા હોવાથી બહુ મુશ્કેલીથી વાંચી શકાય છે.

ધરસેન ૩ જાના વર્ણનની શરૂવાતમાં લેખ ભાંગી ગયો છે. આ વર્ણન કદાચ **विगताङ्गसंबा-नमाहितारातिपक्ष** એ શબ્દોથી પુરૂં થતું હશે. તો પછી બીજા પતરાની શરૂવાત “**मनोरथाक्षसंग सम्यगुपलक्षितानेक**” જેવા કંઈક શબ્દોથી થવી જોઈએ.

ધ્રુવસેન ૨ જાનાં પહેલાં પતરાંઓ સાધારણ રીતે જે પ્રમાણે પૂરાં થાય છે તેમ આ પતરૂં પણ પૂરૂં થાય છે.

## अक्षरांतर

१ ओं स्वस्ति स्कन्धावारात् ... .... वासकात् प्रसभप्रणतामित्राणां मैत्रकाणामतुलबलसंपन्नमण्डलाभोगसंसक्तप्रहारशतलब्धप्रताप-

२ प्रतापोपनतदानमानार्ज्जवोपार्जितानुरागादनुरक्तमौलभृतश्रेणीबलावाप्तराज्यश्रियः परममाहेश्वरश्रीभटार्क्कादव्यवच्छिन्नराजव-[1]

३ ङ्शान्मातापितृचरणारविन्दप्रणतिप्रविधौताशेषकल्मषः शैशवात्प्रभृति खड्गद्वि-तीयबाहुरेव समदपरगजघटास्फोटनप्रकाशितसत्वनिक-

४ [2]शस्तत्प्रभावप्रणताराातिचूडारत्नप्रभासंसक्तपादनखरश्मिसंहतिः सकलस्मृति-प्रणीतमार्ग्गसम्यक्परिपालनप्रजाहृदयरञ्जनान्वर्त्थ-

५ राजशब्दः रूपकान्तिस्थैर्य्यधैर्य्यगाम्भीर्य्यबुद्धिसम्पद्भिः स्मरशशाङ्काद्रिराजोदधि-त्रिदशगुरुधनेशानतिशयानः शरणागताभयप्रदानपरत-

६ या तृणवदपास्ताशेषस्वकार्य्यफलं[3] प्रार्त्थनाधिकार्त्थप्रदानानन्दितविद्वत्सुहृत्प्रणयि-हृदयः पादचारीव सकलभुवनमण्डलाभोग-

७ प्रमोदः परममाहेश्वरः श्रीगुहसेनस्तस्य सुतस्तत्पादनखमयूखसंतानविसृतजाह्नवी-जलौघप्रक्षालिताशेषकल्मषः प्रणयिशतस-

८ हस्रोपजीव्यमानसम्पद्रूपलोभादिवाश्रितः सरभसमाभिगामिकैर्गुणैस्सहजशक्तिशि-क्षाविशेषविस्मापिताखिलधनुर्द्धरः प्रथमनरप-

---

* જ. બૉ. બ્રા. રૉ. એ. સો (નવી આવૃત્તિ) વૉ. ૧ પા. ૪૪-૪૫ ડી. બી. દિસ્કળકર

૧ વાંચો वंशा. ૨ વાંચો निकष. ૩ વાંચો फलः.

९ तिसमतिसृष्टानामनुपालयिता धर्म्मदायानामपाकर्त्ता प्रजोपघातकारिणामुपप्लवानां दर्शयिता श्रीसरस्वत्योरेकाधिवासस्य संहताराति पक्ष-

१० लक्ष्मीपरिभोगदक्षविक्रमो विक्रमोपसंप्राप्तविमलपार्थिवश्रीः परममाहेश्वरः श्रीधर-सेनस्तस्य सुतस्तत्पादानुद्ध्यातः सकलजगदानन्द-

११ [ ना ]त्यद्भुतगुणसमुदयस्थगितसमग्रदिङ्मंडलः समरशतविजयशोभासनाथमण्डला-ग्रद्युतिभासुरतरान्सपीठोदूढगुरुमनोर [ थ- ]

१२ [ म ]हाभारः सर्व्वविद्यापरापरविभागाधिगमविमलमतिरपि सर्व्वतः सुभाषितलवे-नापि सुखोपपादनीयपरितोषः समग्रलोक[ गाध- ]

१३ [ गा ]म्भीर्य्यहृदयोपि सुचरितातिशयसुव्यक्तपरमकल्याणस्वभावः खिलीभूतकृत-युगनृपतिपथविशोधनाधिगतो[ दग्रकीर्त्तिः ]

१४ [ ध ] र्म्मानुपरोधोज्ज्वलतरीकृतार्त्थसुखसंपदुपसेवानिरूढधर्म्मादित्यनामा परम-माहेश्वरः श्रीशीलादित्यः तस्या[ नुजस्तत्पादानु- ]

१५ [ द्ध्या ]तः स्वयमुपेन्द्रगुरुणेव गुरुणात्यादरवता समभिलषणीयामपि राजलक्ष्मीं स्कन्धासक्तां परमभद्र इव [ धुर्य्यस्तदाज्ञासम्पादनैक- ]

१६ [ क ]रसतयेवोद्वहन्खेदसुखरतिभ्यामनायासितसत्त्वसम्पत्तिः प्रणतिमेकां परित्य-ज्य प्रख्यातपौरुषाभिमानैरप्यरातिभिरनासादित-

१७ प्रतिक्रियोपायः कृतनिखिलभुवनामोदविमलगुणसंहति[2] [3]प्रषभविघटितसकलकलि-विलसितगतिः नीचजनाधिरोहिभिरशेषै-

१८ र्द्दोषैरनामृष्टात्युन्नतहृदयः प्रख्यातपौरुषास्त्रकौशलातिशयगणतिथविपक्षक्षितिपति-लक्ष्मीस्वयंग्रहप्रकाशितप्र-

१९ वीरपुरुषप्रथमसंख्याधिगमः परममाहेश्वरः श्रीखरग्रहस्तस्य तनयस्तत्पादानुद्ध्यातः सकलविद्याधिगमविहितनिखिल-

२० विद्वज्जनमनःपरितोषातिशयः सत्त्वसंपदा त्यागौदार्य्येण च विगतानुसंधानमाहि-ताराति पक्ष[1]

---

१ वांचो तरांस. २ वांचो संहतिः ३ वांचो प्रसभ.

# એક વલભી દાનપત્રનું પહેલું પતરૂં[1]

વલભીના એક દાનપત્રનું આ પહેલું પતરૂં છે. તે દાન, તેમાં લખેલી પંક્તિઓની સંખ્યા તથા તેમાંના મુદ્દા ઉપરથી વલભીવંશના કોઈ અંતકાલીન રાજાએ આપ્યું હોય તેમ જણાય છે.

તેમાંનો લેખ ધરસેન ૪ થાનાં વર્ણનથી પૂરો થાય છે. તે બધી બાજુએથી સુરક્ષિત છે, પરંતુ પતરાંની સપાટીમાં ચાર મોટાં તથા કેટલાંક ન્હાનાં કાણાંઓ પડેલાં છે. પતરાનો મોટો ભાગ, ખાસ કરીને જમણી બાજુનો, જાડા કાટના થરવડે ઢંકાયેલો છે. અને તે કોઈ પણ રીતે સાફ થઈ શકતો નથી. સુભાગ્યે દરેક પંક્તિની શરૂવાતમાં થોડા અક્ષરો દેખાય છે. પતરાનું માપ ૧૪૩/૪"×૧૨૩/૪"નું છે. તેને છેડે ત્રાંબાંની કડીઓ માટેનાં બે કાણાંઓ છે. આ કડીઓ ખોવાઈ ગઈ છે.

કાટના થર નીચે ઢંકાયેલા અક્ષરો અનુમાનથી આપવાને બદલે પંક્તિની શરૂવાતના જેટલા અક્ષરો વાંચી શકાય છે તે નીચે આપું છું. લેખના બાકીના ભાગ માટે આવાં બીજાં પહેલાં પતરાંઓમાં વાંચનારે જોઈ લેવું: દાખલા તરીકે ઉપર પ્રસિદ્ધ કરેલું સં. ૩૫૬ નાં દાનપત્રનું પહેલું પતરૂં.

## अक्षरान्तर

१ [ ओं स्वस्ति विजयस्कन्धावारात् पु ]लेण्डक (?)[ वासकात् ] ...

२ पनतदानमानार्ज्जवोपार्जितानुरागा .... .... ... .... ....

३ विन्द्मणातिप्रविधौताशेष .... ... .... .... ... ....

४ चूडारत्नप्रभासंसक्तपादनख .... .... .... .... ....

५ स्थैर्य्यधैर्य्यगाम्भीर्यबुद्धिसंपद्भिः .... .... .... ... ...

६ र्य्यफलः प्रार्त्थनाधिकार्थप्रदानानन्दित ... .... ... .... ...

७ पादनखमयूखसंतानविसृत .... ... ... .... ...

८ गुणैस्सहजशक्तिशिक्षाविशे ... .... .... .... .... ...

---

૧ જ. બો. બ્રા. રો. એ. સો. (નવી આવૃત્તિ) વો. ૧ પા. ૪૬ ડી. બી. દિસ્કલ્કર

९ रिणामुपप्लवानां दर्शयिता … … … …. …. ….
१० ममाहेश्वरः[1] श्रीधरसेनस्तस्य सुत …. …. …. …. …
११ सनाथमण्डलाग्रद्युतिभासुर …. …. …. … …. …
१२ लवेनापि सुखोपपादनीयपरितोषः …. …. … …. ….
१३ नृपतिपथविशोधनाधिगतोदग्रकीर्ति …. …. …. …. ….
१४ [2]दित्यस्तस्यानुजस्तत्पादानुद्ध्यात …. …. … …. ….
१५ संपादनैकरसतयैवोद्वह …. …. …. …. …. ….
१६ परावज्ञाभिमानरसानामालिङ्गितमनोवृत्तिः …. …. … ….
१७ नामोदविमलगुणसंहतिः … …. …. …. … …
१८ रुषास्त्रकौशलातिशयगणतिथविपक्ष …. …. … … ….
१९ तस्य[3] तनयस्तत्पादानुध्यातः … …. …. …. ….
२० नासमाहितारातिपक्षमनोरथाक्षभङ्गः …. …. …. …. …
२१ विनयशोभाविभूषणः समरशत … … … …. …. ….
२२ भूतास्त्रकौशलाभिमान …. … …. …. … ….
२३ सकलपूर्व्वनरपतिरतिदुस्साधनामपि …. …. …. …. ….
२४ रिव स्वयमभ्युपपन्नः प्रकृतिभि …. …. …. …. ….
२५ न्सितध्वान्तराशिः सततोदितसविता …. …. …. …. ….
२६ विग्रहसमासनिश्चयनिपुणः …. … …. …. …. ….
२७ रुभयोरपि निष्णातः प्रकृष्टविक्रमोपि … …. …. …. ….
२८ वतामुदयः समयसमुपजनित …. …. …. … … …
२९ [5]श्रीध्रुवसेनस्तस्य सुत … … …. …. …. ….
३० एव श्रवणनिहितमौक्तिकालङ्कार …. …. …. …. ….
३१ [6]मृदुकरग्रहणादमन्दीकृतानन्द …. …. …. …. ….

૧ ધરસેન ૨ જો. ૨ આ શિલાદિત્ય ૧ લો છે. તેનું અપર નામ ધર્માદિત્ય છે. ૩ આ ખરગ્રહનું નામ છે, શિલાદિત્યનો કનિષ્ટ બંધુ. ૪ આ ધરસેન ૩ જો છે. ૫ આ ધ્રુવસેન ૨ જો. ૬ આ ધરસેન ૪ થાની પ્રશસ્તિનો આરંભનો ભાગ છે,

નં૦ ૧૦૦

# એક વલભી દાનપત્રના પહેલા પતરાંનો એક કકડો[+]

વલભીના એક અંતકાલીન રાજાના દાનપત્રના એક પહેલા મોટા તામ્રપત્રનો આ ન્હાનો કકડો છે. બધી બાજુએ નુકશાન થયું હોવાથી આમાંથી કંઈ પણ ઉપયોગી હકીકત મળતી નથી. આ કકડો હાલની સ્થિતિ પ્રમાણે સુરક્ષિત છે. અને જ્યાં જ્યાં અક્ષરો સુરક્ષિત છે, ત્યાં ત્યાં સહેલાઈથી વાંચી શકાય છે. ધ્રુવસેન ૨ જાના બાલાદિત્યના વર્ણન પછી પતરૂ પૂરૂં થાય છે.

## अक्षरान्तर

१ [1] ... .... .... .... .... .... .... .... ....

२ .... ... .... .... .... ... ... ... ....

३ .... .... प्तविमलपार्थिवश्रीः परममाहेश्वरश्रीधर[2] ....

४ ... ... ....ल्त्समरशतविजयशोभासनाथमण्डल.... ...

५ .... .... विमलमतिरपि सर्वतः सुभाषितलवेनापि सुखो ....

६ .... .... ... परमकल्याणस्वभावः खिलीभूतकृतयुग ....

७ .... ... ....रूढधर्मादित्यद्वितीयनामा परममाहेश्वर[3] ....

---

+ જ. બો. બ્રા. રે. એ. સો. ( નવી આવૃત્તિ ) વો. ૧ પા. ૪૮ ડી. બી. ડિસ્કલ્કર.

૧ પેલી બે લીટીઓ વાંચી શકાતી નથી. ૨ આ ધરસેન ૨ જો હોવો જોઇએ. ૩. શિલાદિત્ય ૧ લો.

८ .... ... .... समभिलषणीयामपि राजलक्ष्मीं स्कन्धासक्त ....

९ ... .... सत्वसंपत्तिः प्रभावसंपद्वशीकृतनृपति ... .... ....

१० ... .... त्यज्यप्रख्यातपौरुषाभिमानैरप्य .... .... .... ...

११ .... ... सकलकक्रिविलसितगतिर्नीचजना .... .... .... ...

१२ ... .... गणतिथविपक्षक्षितिपति .... .... .... .... ....

१३ [1] ... .... .... .... .... .... .... .... .... ....

१४ [2] ... .... .... ... .... .... .... .... .... ....

१५ .... .... .... शोभाविभूषणः समरशत .... .... .... ....

१६ .... .... परिभूतास्त्रकौशलाभिमान[3] ... .... .... .... ....

१७ .... .... ... यिता विषयाणां ... .... .... .... ....

१८ ... .... .... .... .... ... .... .... .... .... ...[4]

---

१ આ લીટીમાં ખરગ્રહનું નામ આવવું જોઇએ. २ વંચાતી નથી. ૩ આ અધ્યાહાર લીટીમાં ધરસેન ૩ જાનું નામ હોવું જોઇએ. ૪ અહિં છેડે ધ્રુવસેન ૨ જા ઉર્ફે બાલાદિત્યના વર્ણનનો ભાગ હોવો જોઇએ.

નં० १०१

# એક વલભી દાનપત્રના પહેલા પતરાંનો એક કકડો*

વલભી વંશના અંતકાલીન કોઈ રાજાનાં દાનપત્રના પહેલા ભાગના એક મોટા પતરાનો આ કકડો છે. આ કકડો બધી બાજુએ નુકશાન પામેલો છે. તેમાં અસંખ્ય ન્હાનાં કાણાંઓ છે તે ઉપરાંત તે બહુ જ બરડ સ્થિતિમાં છે. અક્ષરો મોટા કદના અને સારી રીતે કોતરેલા છે અને જ્યાં જ્યાં રક્ષિત છે ત્યાં મુશ્કેલી વગર વાંચી શકાય છે.

## अक्षरान्तर

१ .... .... .... .... .... .... परितोषा .... .... .... ....
२ .... .... .... .... .... शास्त्रकलालोक .... .... .... ....
३ .... .... .... .... .... प्रत्यलोदग्रबाहु .... .... .... ....
४ .... .... .... .... कलनृपतिमण्डलाभिनन्दितशासनः .... ....
५ .... .... .... .... .... पतिरति दुस्साधानाम् प्रसाधयिता ....
६ .... .... .... .... कः प्रकृतिभिरधिगतकलाकलाप×कान्तिमा ....
८ .... न्सितध्वान्तराशिः सततोदितसविता प्रकृतिभ्यः परंप्र- .... ....
९ सन्धिविग्रहसमासनिश्चयनिपुण स्थानेनुरूपमादेशं .... .... .... ....
१० रुभयोर[ पि नि ]ष्णातः प्रकृष्टविक्रमोपि करुणामृदुहृद .... .... ....
११ दोषवतामुदयसमुपज [ नित ] जनतानुरागप .... .... .... .... ....
१२ ह्रेश्वरश्रीध्रुवसेनस्तस्य [ सुतस्त ]त्पादकमल .... .... .... .... ....
१३ .... .... .... विभ्रममल .... .... .... .... .... ....

---

* જ. બો. બ્રા. રો. એ. સો. ( નવી આવૃત્તિ ) વો. १ પા. ४५ ડી. બી. ડિસ્કલકર.

श्रीः

# गुजरातना ऐतिहासिक लेख

# ગુજરાત ચાલુક્ય વંશના લેખો

# ગુજરાત ચાલુકય વંશના લેખો

નં॰ ૧૦૨

## ચાલુક્ય વિજયરાજનાં ખેડાનાં તામ્રપત્રો[1]

ચે. સં. ૩૯૪ વૈ. સુ. ૧૫=ઈ. સ. ૬૪૨

આ તામ્રપત્રો પ્રો. જે. ડાઉસને રૉ. એ. સો. ના જરનલમાં ( ન્યુ. સીરીઝ ) વો. ૧ પા. ૨૪૭ મે પ્રસિદ્ધ કર્યાં હતાં. તે હાલમાં રૉ. એ. સો.ની લાઇબ્રેરીમાં છે. ત્યાંથી માગીને અક્ષરાન્તર તથા તરજુમો વિગેરે ફરીથી કરીને પ્રસિદ્ધ કરૂં છું :

આ પતરાં ઈ. સ. ૧૮૨૭ માં ખેડામાંથી મળેલાં છે. તેના વાયવ્ય ખૂણાએ વત્રુઆ નદી વહે છે તેના પાણીથી દીવાલ ધોવાઈ જવાથી આ તામ્રપત્રો મળ્યાં હતાં.

પતરાં બે છે અને તેનું માપ ૧૩$\frac{1}{4}$" × ૮$\frac{1}{2}$" છે. તેની કોર તેને સુરક્ષિત રાખવા માટે સ્હેજ વાળેલી છે. બે કડી માટે કાણાં છે પણ કડી તેમજ સીલ ઉપલબ્ધ નથી. ભાષા સંસ્કૃત છે. લિપિ શરૂવાતનાં ચાલુક્ય અને કદમ્બ તામ્રપત્રો ઉપરના જેવી જ છે.

વિજયપુર ગામે મુકામ હતો ત્યાંથી દાન આપવામાં આવેલ છે. ચાલુક્ય વંશના જયસિંહ-ના દીકરા બુદ્ધવર્માના વિજયરાજે આ દાન આપેલું છે.

જંબુસરના અધ્વર્યું અને બ્રહ્મચારીઓને દાનમાં પરિયચ ગામ આપવામાં આવેલ છે. આ જંબુસર ખેડા અને ભરૂચની વચ્ચે ખેડાથી અગ્નિ ખૂણે ૫૦ માઈલ ઉપર અને ભરૂચથી વાયવ્યમાં ૨૫ માઇલ ઉપર આવેલ છે.

પરિયચ શોધી શકાયું નથી. દાન ૩૯૪ મા વર્ષમાં વૈશાખ સુદ પૂર્ણિમાને દિવસે આપેલ છે. તિથિ પંક્તિ ૩૨ મે શબ્દોમાં અને પં. ૩૪ મે અંકમાં આપવામાં આવેલ છે. તેથી ૩૦૦, ૯૦, ૪, ૧૦ અને ૫ એટલા અંકનાં ચિહ્નો પ્રાપ્ત થાય છે. આ ચિહ્નો, ચાર અને પાંચનાં ચિહ્નો સિવાય, ઇ. એ. વો. ૬ પા. ૪૨ મે વલભી અને ચાલુકય સમયનાં ચિહ્નો ડૉ. ભગવાનલાલે આપ્યાં છે તેને મળતાં છે.

આ દાનની સાલ કયા સંવતની છે તે બાબતમાં પ્રો. ડાઉસને સંવત્સરનો અર્થ વિક્રમ સંવત્ કરેલ. ત્યારબાદ મી. કે. ટી તિલેંગે તે શક સંવતની સાલ છે એમ પૂરવાર કરેલ ( જ. બો. બ્રૅં. રૉ. એ. સો. વો. ૧૦ પા. ૩૪૮ ). પરંતુ જે ગુર્જર તામ્રપત્રોને આધારે તેણે શક સંવત્ વપરાયો છે એમ માનેલ તે તામ્રપત્રો પણ ચેદી સંવતમાં છે એમ સિદ્ધ થયું છે. તેથી આ સાલ પણ ચેદી સંવતની હોવી જોઇએ અને તે ઇ. સ. ૬૪૨ ની બરોબર થાય છે.

વિશેષમાં પ્રો. ડાઉસને તેમ જ મી. તિલેંગે ચાલુકયનું વંશવૃક્ષ ઉપજાવવાનો તેમ જ દક્ષિણના ચાલુક્ય સાથે સંબંધ શોધી કાઢવાનો પ્રયત્ન કરેલ તે ભૂલભરેલો છે, એમ વિસ્તારથી ડૉ. ફ્લીટે બતાવી આપેલ છે. વંશાવળી સંબંધમાં તેઓએ કરેલા ઘણા ઊહાપોહ પછી છેવટ એમ નિર્ણય થાય છે કે વિજયરાજના મૃત્યુ પછી અગર લડાઈમાં હાર અને મરણ પછી ઉત્તરમાં ચાલુકયની સત્તા પડી ભાંગી અને ગુર્જર અથવા વલભી રાજાઓ જોરમાં આવ્યા. પુલકેશી ૧ લો તે વંશનો વારસ હતો અને તે નાઠો ત્યારે તેની સાથેના અનુયાયીની મદદથી રસ્તે કદાચ પલ્લવ રાજાઓ પાસેથી વાતાપિ પડાવી લઇને ત્યાં નવું રાજ્ય સ્થાપ્યું. અથવા આ વિજયરાજના તામ્રપત્રને દદ્ બીજાનાં તામ્રપત્ર સાથે સરખાવતાં એમ પણ સંભવિત છે કે ચાલુકયો ગુર્જરના ખંડીયા હતા પણ પુલકેશીએ સ્વતંત્ર થઇને દક્ષિણ તરફ પ્રયાણ કરી નવું રાજ્ય સ્થાપ્યું.

આ તામ્રપત્રની પાછળ કોતરીને છેકી નાંખેલ લેખ છે તે સાફ કરીને વાંચી જોતાં બીજી બાજુના પતરામાંની જ હકીકત છે.

---

૧. ઈ. એ. વો. ૭ પા. ૨૪૧ ડૉ. જે. એફ. ફ્લીટ

## अक्षरान्तर

### पतरूं पहेलुं

१ स्वास्ति विजयस्कन्धावारात् विजयपुरवासकात् शरदुपगमप्रसन्नगगनतलविमल-
विपुले विविधपुरुषरत्नगुण-

२ निकरावभासिते महासत्वापाश्रयदुर्लंघ्ये गांभीर्यवति स्थित्यनुपालनपरे महोद-
धाविव मानव्यसगोत्राणां हा-

३ रीतिपुत्राणां स्वामिमहासेनपादानुध्यातानां चालुक्यानामन्वये व्यपगतसजलज-
लधरपटलगगनतलगतशीशीरकर

४ किरणकुवलयतरयशसः[ यशाः ]श्री जयसिंहराजः[ ॥ ]तस्य सुतः प्रबलरिपु-
तिमिरपटलभिदुरः सततमुदयस्थोनक्तन्दिव-

५ मप्यखण्डितप्रतापो दी[ दि ]वाकर इव वलभरणविक्रान्त श्री बुद्धवर्म्मराजः
[ ॥ ]तस्य सूनुः प्रि[ पृ ]थिव्यामप्रतिरथः चतुरुदधिसलिला-

६ स्वादितयशो[ शा ]धनदवरुणेन्द्रान्तकसमप्रभावः स्वबाहुवलोपात्तोर्जितराज[ ज्य ]
श्रीः प्रतापातिशयोपनतसमप्रसामन्त म-

७ ण्डलः परस्परापीडितधम्मा[ र्म्मा ]र्थकामनिमो[ र्मो ]चि प्रणतिमात्रसुपरि-
तोषगंभीरोन्नतहृदयः सम्यक्प्रजापालनाधिगतः दीना-

८ न्धकृपणभे[ श ]रणागतवत्सलः यथाभिलषितफलप्रदो मातापितृपादानुध्यातः
श्रीविजयराजस्सर्व्वानेवं विषयपतिराष्ट्र

९ ग्राममहत्तराधिकारिकादीन्समनुदर्शयत्यस्तु वस्संविदितमस्माभिर्यथा काशाकूल-
विषयान्तरगतः सन्धियरपूर्व्वि[ र्व्वि ]ण परिय-

१० य एष ग्रामः सोद्रं[ द्रं ]गः सोपरिकरः सर्व्वदित्यविष्टिप्रातिभेदिका परिहीणः
भूमिछि[ च्छि ]द्रन्यायेनाचाटभटप्रावेश्यः जम्बुस-

११ र सामान्यमा[ वा ]जसनेय काण्वाधर्य्य[ र्य्यु ]सब्रह्मचारी[ रि ]णां मातापित्रो-
रात्मनश्चपुण्ययशोभिवृद्धये वैशाखपूर्णमास्यामुदकाति

१२ सर्ग्गेण प्रतिपादितः[ ॥ ]भारद्वाजसगोत्रादित्यरविए[ वेः ]पत्तिके द्वे इन्द्रसूराय
पत्तिका तादिसूराय द्व्यर्धपत्तिका ईश्वरस्यार्धं पत्तिका

१ પહેલાં વ મૂકી દીધેલ તે પાછળથી પંક્તિ નીચે ઉમેરેલ છે.

१३ दामाय पत्तिका द्रोणायार्धपत्तिका अत्त[ र्त ]स्वामिने अर्धपत्तिका मैलायार्ध-
पत्तिका षष्टिदेवायार्धपत्तिका सोमायार्धपत्तिका रामश-

१४ र्म्मणेर्धपत्तिका भाय्यायार्धपत्तिका द्रोणधरायार्धपत्तिका धूम्रायणसगोत्रआणुकाय
दिवर्धपत्तिका सूरायार्धपत्तिका ॥ दण्डकीय-

१५ सगोत्रभट्टेः पत्तिका समुद्राय दिवर्धपत्तिका द्रोणाय पत्तिकात्रयं ताविशर्म्मणे
पत्तिके द्वे भट्टिनेर्धपत्तिका व[ च ]त्राय पत्तिका

१६ द्रोणशर्म्मणेर्धपत्तिका द्वितीयद्रोणशर्म्मणेर्धपत्तिका ॥ काश्यपसगोत्रवप्पस्वामिने
त्रिस्रः पत्तिका दुर्गशर्म्मणेर्धपत्तिका दत्ताया–

१७ यार्धपत्तिका ॥ कौण्डीन[ ण्य ]सगोत्र वादाया .... .... वर्धपत्तिका शेलाय
पत्तिका द्रोणाय पत्तिका सोमायार्धपत्तिका सेलायार्धपत्तिका

१८ व[ च ]त्रशर्म्मणेर्धपत्तिका भायिस्वामिनेर्धपत्तिका माधरसगोत्रविशाखाय पत्तिका
धरायपत्तिका नन्दिने पत्तिका कुमाराय पत्तिका

१९ रामाय पत्तिका बाभ्रस्यार्ध पत्तिका गणायार्धपत्तिका कोर्ट्टवायार्धपत्तिका भायिव
[ भः ]ट्टायार्धपत्तिका नर्म्मणेर्धपत्तिका रामशर्म्मणेर्ध-

२० पत्तिका हारितसगोत्रधर्म्मधराय दिवर्धपत्तिका ॥ वैष्णवसगोत्रभट्टिने पत्तिका गौ-
तमसगोत्र धरायार्धपत्तिका अम्मधरा-

२१ यार्धपत्तिका सेलायार्धपत्तिका ॥ शाण्डिलसगोत्रदामायार्धपत्तिका लक्ष्मणसगोत्र-
कार्कस्य पत्तिका

· पतरूं बीजुं

२२ वत्ससगोत्रगोपादित्याय पत्तिका विशाखायार्घपत्तिका सूरायार्घपत्तिका भाविस्वामि-
नेर्घपत्तिका यक्षशर्मा–

२३ र्घपत्तिका ताविसूरायपत्तिका कार्क्क[ र्क ]स्यार्धपत्तिका ताविशम्म[ र्म्म ]णेर्घपत्तिका
शम्मर्णेर्घपत्तिका कुमारायार्घपत्तिका

२४ मात्रिश्वरायार्धपत्तिका बाटलायार्धपत्तिका[ ॥ ]एतेभ्यः सर्व्वेभ्यः बलिचरुवैश्वदेवा-
ग्निहोत्रादिक्रियोत्सर्प्पणार्त्थं आचन्द्रर्कार्णवक्षि–

२५ तिस्थितिसमकालीनः पुत्रपौत्रान्वयभोग्यः यत[ तो ]स्मद्वंश्यैरन्यैर्वागाभिभोगपति-
भिस्सामान्यभूप्रदानफलेप्सुभिः नलवेणुकदलि

२६ सारं संसारमुदधिजलवीची चपलांश्च भोगान् प्रबलपवनाहताश्वत्थपत्रचंञ्चलं च
श्रियं कुसुमितशिरीषकुसुमसद-

२७ शापायं च यौवनमाकलय्य अयमस्मदायोनुमन्तव्यः पालयितव्यश्च योवाज्ञानतिमि
रपटलावृतमतिराच्छिद्य[ द्या ]दाच्छि–

२८ द्यमानं वानुमोदेत स पञ्चभिर्म्महापातकैस्संयुक्त[ क्तः ] स्यात उक्तं च भगवता
वेदव्यासेन व्यासेन ॥ षष्टिं ... .... . . .... ...

२९ र्गेवसति .... ... .... .... वसेत् विन्ध्याटवीश्वतोयासु ....

३० योहिजायन्ते ... . . ... . . . ... बहुभिर्व्वसुधा .. ..

३१ तस्य तदा फलं ॥ उर्व्वदत्तं द्विजातिभ्यो ... ... .. यानीह

३२ दत्तानि ... ... ... पुनराददीत ॥ संवत्सरश

३३ तत्रये चतुर्न्नवत्यधिके वैशाख पौर्णमास्यां नन्नवा[ चा ]सापक दूतकं लिखितं
महासन्धिविग्रहाधिकृतेनखुद्द[ द्ध ]स्वा-

३४ मिना ॥ संवत्सर ॥ ३९४ ॥ वैशाख सु १५ ॥ क्षत्रियमातृसिंहेनोत्कीर्णानि ॥

भाषान्तरमांथी अमुक भाग

સ્વસ્તિ વિજયપુર મુકામેથી—

હારીતિના વંશનો, માનવ્ય ગોત્રના અને સ્વામી મહાસેનના પાદનું ધ્યાન ધરનારા ચાલુક્યોના વંશમાં—

જે વંશ મોટા સમુદ્ર જેવો, શરદસમયમાં પ્રસન્ન ગગનતલ જેવો વિમલ, અનેક નરરત્નોના ગુણોથી દેદીપ્યમાન, મહાસત્વોના આશ્રય રૂપ હોઈને જે દુર્લધ્ય ગાંભીર્યવાન સ્થિતિનું પાલન કરવામાં તત્પર એવો હતો તેમાં શ્રીજયસિંહ હતો ... ... ... ... ... ... ... ...

તેને દીકરો શ્રી બુદ્ધવર્મન ... ... ... ... ... ... હતો.

તેનો દીકરો શ્રી વિજયરાજ ... ... ... ... ... ... ... ... ... ... દેશના બધા મહત્તરોને તેમ જ અધિકારીને હુકમ કરે છે કે—

તમને બધાને વિદિત થાઓ કે વૈશાખની પૂર્ણિમાને દિવસે માતાપિતાના પુણ્યની વૃદ્ધિ માટે કાશાકૂલ પરગણામાં પ્રથમ સન્ધિયર નામે ઓળખાતું અને હાલનું પરિચય ગામ દાનમાં આપવામાં આવ્યું છે. તે દાન વાજસનેય શાખાના અને કાણ્વ ગોત્રના જંબુસરના અધ્વર્યુ અને બ્રહ્મચારીઓને આપવામાં આવેલ છે.

( પં. ૧૩-૨૪ ) જુદી જુદી વ્યક્તિઓને આપેલ દાનની વિગત આપેલ છે.

બલિ, ચરૂ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર અને બીજી વિધિઓ માટે સૂર્ય, ચન્દ્ર, સમુદ્ર અને પૃથ્વીની સ્થિતિ પર્યંત ટકે તેવી રીતે દાન આપવામાં આવેલ છે અને હવે પછીના રાજાઓએ તે દાનને અનુમતિ આપવી અને પાલન કરવું.

ત્યાર બાદ દાનનો લોપ કરવામાં જે પાપ છે તેનો ખ્યાલ આપનારા શ્લોકો છે.

આ દાનનો દૂતક નન્નવાસપક હતો અને લેખક બુદ્ધસ્વામી હતો. દાન ૩૯૪ મા વર્ષમાં વૈશાખ પૂર્ણિમાને દિવસે આપવામાં આવેલ છે. ક્ષત્રિય માતૃસિંહે કોતર્યું છે.

નં૦ ૧૦૩

# ક્યાશ્રય શીલાદિત્યનાં નવસારીનાં તામ્રપત્રો.[1]

ચે. સં. ૪૨૧ માઘ. સુ. ૧૩ ઈ. સ. ૬૭૧

વડોદરા સ્ટેટના નવસારી પ્રાંતના મુખ્ય શહેર નવસારી[2]માંથી આ તામ્રપત્રો મળ્યાં હતાં. જ. બો. બ્રે. રો. એ. સો. ના વો. ૧૬ પાને ૧ લે ડો. ભગવાનલાલે આ તામ્રપત્રો પ્રસિદ્ધ કર્યાં છે. ડો. ફ્લીટે મોકલેલી પ્રતિકૃતિ ઉપરથી હું ફરી પ્રસિદ્ધ કરૂં છું. તેણે તામ્રપત્ર સંબંધી નીચેની નોંધ મોકલી હતી.

"૧૮૮૪ માં શાહીની છાપ બનાવી હતી તેની ઉપરથી મારી દેખરેખની નીચે આ પ્રતિકૃતિઓ બનાવી છે. તે પતરાં મને ડો. ભગવાનલાલ પાસેથી માગવાથી મળ્યાં હતાં. તે વખતે લીધેલા ફોટોગ્રાફ ઉપરથી સીલની પ્રતિકૃતિ કરી છે. તામ્રપત્રો બે છે અને તે ૮ ૫/૮"લાંબાં છે. પહોળાઈ છેડા ઉપર ૫" અને વચમાં ૪ ૭/૮" છે. કોર કયાંક કયાંક જાડી છે, પણ તે ઘડતર દોષને લીધે છે, નહીં કે રક્ષણને માટે કોરો વાળવાનો પ્રયાસ કર્યો હોય. પતરાં દળદાર છે અને અક્ષરો ઊંડા છે, છતાં બીજી બાજુ દેખાતા નથી. કોતરકામ સારૂં છે. કડી ૭/૧૬" જાડી છે અને વ્યાસ ૧ ૩/૪" છે. પતરાં મને મળ્યાં તે પહેલાં કડી કપાઈ ગઈ હતી. સીલને હમ્મેશની માફક કડી સાથે રેવેલી છે; તે ગોળ છે અને તેનો વ્યાસ ૧ ૩/૪" છે. તેના ઉપર માત્ર श्रीआश्रय એટલા જ અક્ષર છે. બન્ને પતરાંનું વજન ૨ પાઉંડ (રતલ) છે અને કડી તથા સીલનું ૫ ૩/૪ આઉંસ (અધોળ) મળી કુલ વજન ૨ પા. ૫ ૩/૪ આ. થાય છે."

ચાલુકયના બીજા લેખોના જેવી જ લિપિ છે. સાલ છેવટે શબ્દમાં તથા અંકમાં લખવામાં આવેલ છે. ભાષા સંસ્કૃત છે અને ઘણો ભાગ ગદ્યમાં છે. પતરાં સારી રીતે કોતરેલાં છે તેમ જ સુરક્ષિત છે, છતાં ગંભીર ભૂલોથી ભરેલાં છે. અક્ષરાન્તર ઉપરથી જોઈ શકાશે કે ઘણા અક્ષરો અને શબ્દો મૂકી દીધેલા છે અને ઘણા ખોટા લખાયા છે. પંક્તિ ૧૫ માં આખો શબ્દ રહી ગયો છે, જે અટકળી શકાતો નથી.

(પં. ૧) લેખ વિષ્ણુના વરાહ અવતારની સ્તુતિથી શરૂ થાય છે.

(પં ૫–૬) ચાલિકય[3]ના વંશમાં પુલકેશી વલ્લભ જનમ્યો હતો.

તેણે પોતાના બાહુબળથી દુશ્મનોના સંઘને હરાવ્યો હતો, તે રામ અને યુધિષ્ઠિર જેવો હતો અને સાચા વિક્રમવાળો હતો.

(પં. ૯) તેનો દીકરો ધરાશ્રય જયસિંહ વર્મા હતો. તેની સત્તા તેના મ્હોટા ભાઈ મહારાજાધિરાજ પરમેશ્વર ભટ્ટારક વિક્રમાદિત્ય સત્યાશ્રય પૃથિવીવલ્લભે વધારી હતી. તે માતપિતાનાં તેમ જ પવિત્ર નાગવર્ધનનાં ચરણનું ધ્યાન કરતો હતો. તેણે અતુલ બલથી પલ્લવ વંશનો પરાભવ કર્યો હતો.

(પં. ૧૩) તેનો પુત્ર યુવરાજ ક્યાશ્રય[1] શીલાદિત્ય હતો. તેણે શરદના પૂર્ણ ચન્દ્રની કિરણમાળા જેવી પવિત્ર કીર્તિના ધ્વજ વડે આકાશની બધી દિશાઓ ઉજ્જવળ કરી હતી. તે રાજરાજ (કુબેર) જેવો ઉદાર હતો. તે રૂપ અને સૌન્દર્યવાન્ હોઈને કામદેવ જેવો હતો અને વિદ્યાધરના મુખી (નરવાહન દત્ત)ના જેવો શૂરવીર અને કળાકૌશલ્યવાન હતો.

(પં. ૧૯) નવસારિકામાં રહીને તેણે બ્રાહ્મણ ભોગિકસ્વામિનને આસટ્ટિ ગામ દાનમાં આપ્યું.

---

૧ એ. ઈ. વો. ૮ પા. ૨૨૯ પ્રો. ઈ. હુલ્શ

૨ ઈંડીઅન એટલાસ શીટ નં. ૨૩ ઉ. પૂ. (૧૮૮૮) અક્ષાંશ ૨૦°૫૭ રેખાંશ ૭૨°૫૯

૩ ચાલુક્યના આ પાઠફેર માટે જુઓ ડૉ. ફ્લીટકૃત ડીનેસ્ટીઝ કેનેરી ડીસ્ટ્રીક્ટ પા. ૩૩૧ નોટ ૩ ૪ સાલ ઉપર શીલાદિત્યની સાથેના ક્યાશ્રયને સંધિ છૂટી પાડીને શ્રી આશ્રય એમ લખેલ છે.

દાન લેનાર સામન્ત સ્વામિનનો દીકરો, માત્રીશ્વર( ? )નો ભાઈ, કિક્કસ્વામીનો શિષ્ય અને અધ્વર્યુ હતો. સામન્તસ્વામી આગામી સ્વામીનો દીકરો, અને કાશ્યપ ગોત્રનો હતો અને નવસારિકામાં રહેતો હતો.

દાનમાં આપેલું ગામ બાહ્રિરિકના પેટા વિભાગ કષ્હવલાહારમાં આવેલું છે.

છેલ્લી બે પંક્તિમાં લખ્યું છે તે મુજબ આ દાન ૪૨૧ મા વર્ષમાં માઘ સુ. ૧૩ ને દિવસે ધનંજય કે જે સન્ધિવિગ્રહનો અધિકારી હતો તેણે લખ્યું હતું.

આ દાનપત્રમાં જે રાજાઓનાં નામ આવે છે તે પૈકીનાં બે બાદામીના પાશ્ચાત્ય ચાલુક્ય રાજાઓનાં છે. એક પુલકેશી વલ્લભ એટલે કે પુલકેશી ૨ જો અને બીજો તેનો દીકરો વિક્રમાદિત્ય સત્યાશ્રય પૃથિવીવલ્લભ એટલે કે વિક્રમાદિત્ય ૧ લો છે.

વિક્રમાદિત્યને નાગવર્ધનનાં[1] ચરણનું ધ્યાન કરતો તથા પલ્લવ વંશનો[2] પરાભવ કરતો વર્ણવ્યો છે. તેનાં મહારાજાધિરાજ ઈત્યાદિ બિરૂદોથી જયસિંહવર્માં અને શીલાદિત્યથી અધિક દરજ્જાનો પુરવાર થાય છે. જયસિંહવર્માં પુલકેશી ૨ જાના દીકરા વિક્રમાદિત્યનો નાનો ભાઈ હતો. દાનપત્રમાં પણ કહેલું છે કે તેની સત્તા તેના મ્હોટા ભાઈથી વધેલી હતી. સંભવિત છે કે નવસારીકાવાળા પ્રાંતના સૂબા તરીકે તેના મ્હોટા ભાઈએ નીમ્યો હોય અને ત્યાં તેનો દીકરો રહેતો હોય અને આ આસટ્ટિ ગામ દાનમાં આપ્યું હોય. કયાશ્રય શીલાદિત્યનું બીજું તામ્રપત્ર સુરત[3]માંથી મળેલું છે અને તેમાં કાર્મણેય, ઓસુમ્ભલા અને અલ્લૂરક એમ ત્રણ ગામડાનાં નામ આવે છે. ડૉ. બુલ્હરે ઉપલાં બધાં ગામોને નવસારિ, અસ્ટગામ[4] કામરેજ, ઉમ્ભેલ અને અલુરા[5] તરીકે શોધ્યાં છે. તે બધાં તાપીની દક્ષિણે લાટ અથવા દક્ષિણ ગુજરાતમાં આવેલાં છે.

ચાલુકય વંશની ગુજરાત શાખાનાં કુલ ચાર તામ્રપત્રો જણાવ્યાં છે :

( અ ) કયાશ્રય શીલાદિત્યનાં નવસારીનાં તામ્રપત્રો. વર્ષ ૪૨૧.

( બ ) „ „ સુરતનાં તામ્રપત્રો વર્ષ ૪૪૩.

( ક ) તેના ભાઈ જયાશ્રય મંગલરાજનાં બલસારનાં અપ્રસિદ્ધ તામ્રપત્રો શક સંવત્ ૬૫૩નાં[6]

( ડ ) જયાશ્રય મંગલરાજના નાના ભાઈ અવનિજનાશ્રય પુલકેશીરાજનાં નવસારીનાં તામ્રપત્રો સંવત્ ૪૯૦નાં[7]

ઉપરનાં 'અ' અને 'બ' અનુસાર જયસિંહવર્મન અને તેનો દીકરો યુવરાજ શીલાદિત્ય વિક્રમાદિત્ય ૧ લા( ઈ. સ. ૬૫૫–૮૦ )ના સંવત્ ૪૨૧ માં તેમ જ વિનયાદિત્ય( ઈ. સ. ૬૮૦–૯૬ )ના ૪૪૩ મા વર્ષમાં સમકાલીન હતા. આ ૨૪૯–૫૦[8] ઇ. સ. થી શરૂ થતા ચેદી ( કલચુરી ) સંવત્ સિવાય બીજો હોવાનો સંભવ નથી. આ પ્રમાણે શરૂ કરીને શીલાદિત્યનાં બે દાન ઈ. સ. ૬૭૧ અને ૬૯૨[9] નાં ઠરે છે. યુવરાજ શીલાદિત્યના મૃત્યુ પછી જયસિંહવર્મન પછી રાજ કરતા મંગલરાજનાં બલસારનાં તામ્રપત્રો ( ક ) શક સંવત્ ૬૫૧( ઈ. સ. ૭૩૧–૩૨[10] )નાં છે. 'અ' અને 'બ' ની માફક 'ડ' ની સાલ કલચુરી સંવતની લેવી જોઈએ. પુલકેશીરાજ જે મંગલરાજનો નાનો ભાઈ હતો તે ઈ. સ. ૭૩૯[11]માં રાજ કરતો હતો.

અંતમાં એટલું કહેવું જોઈએ કે બાહિરિક વિષય અને પેટા વિભાગ કષ્હવલાહાર જેમાં આસટ્ટિ ગામ આવેલું છે તે બન્ને શોધી શકાયાં નથી.

---

( ૧ ) જુઓ ઈ. એ. વો. ૯ પા. ૧૨૩ અને જ. બો. બ્રે. રો. એ. સો. વો. ૧૬ પા. ૫ એક શકમંદ તામ્રપત્રમાં નાગવર્ધનનું નામ બે વખત આવે છે. ઈ. એ. વો. ૯ પા. ૧૨૩ અને ડીનેસ્ટીઝ કેનેરી ડીસ્ટ્રીક્ટ પા. ૩૫૭. ( ૨ ) સરખાવો સાઉથ ઈંડીયન ઈસ્ક્રીપશન્સ વો. ૧ પા. ૧૪૫ અને ડીને. કેને. ડીસ્ટીઃ પા. ૩૬૨. ( ૩ ) વીએના ઓરીયેન્ટલ કોંગ્રેસ આર્યન સેક્શન પા.૨૧૧. ( ૪ ) ડૉ. ફ્લીટ મ્હને ખબર આપે છે કે નવસારીથી અગ્નિખૂણે સાત માઈલ ઉપર આ ગામ છે અને લખે છે કે મુંબઈ પોસ્ટલ ડાયરેક્ટરીમાં તેની જોડણી અષ્ટગામ કરી છે; જેથી અષ્ટગામનો ધ્વનિ થાય છે, નહીં કે આસટ્ટિ ગ્રામ. (૫) ઈ. એ. વો.૧૭ પા.૧૯૮ (૬) જ. બો. બ્રે. રો. એ. સો. વો. ૧૬ પા.૫ (૭) ઉપરની નોટ પં. ૩ જુઓ. ( ૮ ) જુઓ ઈ. એ. વો. ૧૩ પા. ૭૭. વિએના ઓરીએન્ટલ કોંગ્રેસ આર્યન સેક્શન પા. ૨૧૯, ડૉ. ભાણ્ડારકરની અર્લી હીસ્ટરી ઓફ ધી ડક્કન બીજી આવૃત્તિ પા. ૫૫. ( ૯ ) ડીનેસ્ટીઝ કેનેરી ડીસ્ટ્રીક્ટ પા. ૩૬૪ નં. ૩ અને પા. ૩૭૦ નં. ૬. ( ૧૦ ) તે જ પુસ્તક પા. ૩૭૪ નં. ૧૧ ( ૧૧ ) તે જ પુસ્તક પા. ૩૭૬ પા. ૬

अक्षरान्तर[1]

पतरूं पहेलुं

१ ओं[2] स्वस्ति[ ।। ]जयस्याविष्कृतं विष्णोर्व्वाराहं क्षोभिताण्र्ण[ व ]म्[ । ]दक्षिणोन्नतद[ म् ]ष्ट्राग्रवि–

२ शा( श्रा )न्तभुवन[ म् ]वपुः[ ।। ]श्रीमतां सकलभुवनसंस्तूय[ मान ]मानव्यसगोत्राणां

३ हारीतीपुत्राणां सप्तलोकमातृभिस्ससमातृभि[ रभि ]वर्द्धितास[ नां ]कार्त्तिकेय प–

४ रिरक्षणप्राप्तकल्याणपरम्पराणां भगवंन्नारायण[ ण ]प्रसादसमासादितवराहलें-

५ ञ्छनिक्षणे रक्षणे वशेकृताशेषमहीभृतां चलिक्यानामान्वये[5] निजभुजबलपराजिता

६ खिलरिपुमहिपालसमेतिविरामयुधिष्टोपमाने[ : ] सत्यविक्रम[ : ] श्रीपुलकेशिवल्लभः[ । ]तस्य-

७ पुत्रः परममाहेश्वरमातापितृश्रीनागवर्द्धनपादानुध्यातश्रीविक्रमादित्यसत्य[ ा ]

८ श्रय पृथिवीवल्लभमहाराजाधिराजपरममाहेश्वरभट्टार[ क् ]एन[ ण ][7] अनिवारित पौरुषा

९ क्रतपंल्लवान्वयेन ज्यायसा भ्रात्रा सम[ भि ]वर्द्धितविभूतिर्द्धाराश्रयेश्रीजयसिंह–

१० वर्म्मे[ ा ] तस्य पुत्रः शरदमलसकलशशधरमरीचिमालावितानविशुद्धकीर्त्तिपताका

---

( १ ) डॉ. फ्लीटनी आहीनी छाप उपरथी. ( २ ) चिह्न रूपे छे. ( ३ ) अनुस्वार रद करो. ( ४ ) वांचो लाञ्छनेक्षणक्षणवशीकृत ( ५ ) वांचो मन्वये ( ६ ) वांचो कदाच समितिरामयुधिष्ठिरापमानः ( ७ ) वांचो परमेश्वरभट्टारकेणानिवारित ( ८ ) वांचो क्रान्त ( ९ ) वांचो धराश्रय अने जुओ डॉ. फ्लीटना डीसे. केन. डीस्टी पा. ३६४ नोट. ४.

## पतरूं बीजुं

११ विभासितककुमन्तादिगन्तराहः[ कः ]प्रदाता रो[ रा ]जराज[ इ ]व रु[ प ]कोकण्यसौ-

१२ भाग्यसम्पन्नम्कामदेवं सकलककलाप्रवि[ वी ]णः पौरुषवान्विद्याधरचक्र

१३ वर्त्ति[ ी ]व श्र्याश्रयश्रीशीलादित्ययुवराज[ जो ]नवसारिकामधिवसत्[ सन् ] नवसारि—

१४ का व[ ा ]स्तव्यकाश्यपसगोत्रागामिस्वामिनः पुत्रः स्वा[ सा ]मन्तस्वामी। तस्यपुत्रा-

१५ य। मात्रिस्वविर्रे[ : ]तस्यानुज भ्रात्रा[ त्रे ]फिकस्वामिनेः भोगिकस्वामिने अध्वर्य्यु[ स ]ब्रह्मचारि-

१६ णे बाहिरिकौविषयान्तरर्गतकण्हवलाहारविषये आसट्टिग्रामं सोद्रङ्गं सप-

१७ परिकरं उदकोत्सर्ग्गपूर्व्वं मातापित्रोरात्मनश्च पुण्ययशोभिवृद्धये दत्तवान्

१८ वाताद्दा[ ह ]तदीपशिखाचञ्चलं लक्षी[ क्ष्मी ]मनुस्मृत्य सर्व्वैरागामिनृपतिभि- धम्मदायो

१९ नुमन्तव्यः बहुभिर्व्वसुधा भुक्ता राजा[ ज ]भि[ : ]सगरादिभि[ : ]यस्य यस्य यदाभू

२० मि[ स् ] तस्य तस्य तदा फलं माख[ घ ]शुद्ध त्रयोदश्यां लिखितमिदं सन्धिवि- ग्रहकें श्री धनंजयेन

२१ संवत्सरशतचतुष्टये" एकविंशत्याधिके ४००, २०, १' ओं.'

---

( १ ) वांचो समस्त. ( २ ) सुरतनां ताम्रपत्रनी पंक्ति १५ साथे सरखावो. वीएना ओरीयेन्टल कोंग्रेस आर्यन सेकशन पा. २२९ ( ३ ) इव आंही वच्चे उमेरवो पडशे. ( ४ ) वांचो मातृस्य- विरः अथवा मात्रिश्वरः पाछला पाठ माटे जुओ पं. २० सुरतनां ताम्रपत्रोमां. ( ५ ) कदाच शिष्याय शब्द उमेरवो पडशे. ( ६ ) आंही पं. १६ मां विषये अने पं. १७ परिकरं एमां संधि करेल नथी. ( ७ ) बाहिरिका ना पहेलो अक्षर बल ( पं. ५ ) ब्रह्म ( पं. १५ ) अने बहु ( पं. १९ ) मानां ब ने बहुज मळतो आवे छे. डा. भगवानलाले थाहरिक वांचेल छे. ( ८ ) डा. भगवानलाल आने कण्डवलाहार वांचे छे, पण ह बहु ज स्पष्ट छे. त्रीजो अक्षर व के ध होइ शके. ( ९ ) वांचो नृपतिरयमस्मद्दायो सरखावो पं. २९ सुरतताम्रपत्रोमांनी ( १० ) वांचो सांधिविग्रहिक ( ११ ) वांचो चतुष्टय एकविंशत्य ( १२ ) एकनो अंक वंचातो नथी, पण शब्दमां छे, तथी तेम २० अने सोनी वचमां जग्या छे तेथी अटकळी शकाय छे. ( १३ ) चिह्नरूपे छे.

## નં૦ ૧૦૪

# શ્ર્યાશ્રય શીલાદિત્યનાં સુરતનાં તામ્રપત્રો*

### ચેદી. સં. ૪૪૩ શ્રાવણ સુ. ૧૫ ઈ. સ. ૬૯૨

પાશ્ચાત્ય ચાલુક્ય વિનયાદિત્ય સત્યાશ્રય વલ્લભના સમયના ગુજરાત ચાલુક્ય યુવરાજ શ્ર્યાશ્રય શીલાદિત્યનાં આ તામ્રપત્રો છે.

વંશાવલી—

મહારાજા સત્યાશ્રય પુલકેશિ વલ્લભ—આખા ઉત્તર વિભાગના રાજા હર્ષવર્ધનને તેણે હરાવ્યો હતો.

તેનો પુત્ર મહારાજા વિક્રમાદિત્ય સત્યાશ્રય વલ્લભ, તેનો પુત્ર મહારાજાધિરાજ વિનયાદિત્ય સત્યાશ્રય શ્રીપૃથિવીવલ્લભ.

તેનો કાકો ધરાશ્રય જયસિંહવર્મન.

તેનો દીકરો યુવરાજ શ્ર્યાશ્રય શીલાદિત્ય.

પં. ૨૫ पुण्ये तिथौ श्रावणपौर्ण्णमास्यां

પં. ૩૬ सं त्सरशतचतुष्टये त्रिचत्वारिंशदधिके श्रावणशुद्धपौर्ण्णमास्यां सं. ४४३ श्रावण सु. १५

ચે. સંવત્ ૪૪૩ શ્રાવણ સુ. ૧૫( ઈ. સ. ૬૯૨ )

દાન—કાર્મણેય આહારમાં આવેલું ઓસુમ્ભલા ગામમાંનું ખેતર દાનમાં આપેલું છે. કાર્મણેય તે હાલનું કામલેજ પરગણું, તાપી નદી ઉપર સુરતથી વાયવ્યમાં પંદર માઇલ છેટે છે.

---

* વી. ઓ. કો. રીપોર્ટ આર્યન સેક્શન પા. ૨૨૫

નં૦ ૧૦૫

# મંગળરાજનાં બલસારનાં તામ્રપત્રો*

શ. સં. ૬૫૩ (૭૩૧ ઈ. સ.)

શ્યાશ્રય શીલાદિત્યના ચે. સં. ૪૨૧ ના તામ્રપત્રને અંગે જે નોટ આપી છે તેમાં આ તામ્રપત્રનો ઉલ્લેખ છે. લગભગ ૧૫ વર્ષ પહેલાં (ઈ. સ. ૧૮૬૮ માં) ડૉ. ભાઉદાજીને માટે ચાલુક્ય તામ્રપત્રની નકલ ડૉ. ભગવાનલાલે કરી હતી. તે પતરાં એક પારસી ગૃહસ્થનાં હતાં. તેમાં ચાલુક્યોની વંશાવલિ નીચે મુજબ આપેલી છે.

કીર્તિવર્મા
|
પુલકેશી વલ્લભ (જેણે હર્ષવર્ધનને જિત્યો)
|
- સત્યાશ્રય વિક્રમાદિત્ય
- જયસિંહવર્મન
  |
  વિનયાદિત્ય યુદ્ધમલ્લ જયાશ્રય મંગલરાજ (દાન દેનાર શકે ૬૫૩)

શ્યાશ્રય શીલાદિત્યના તામ્રપત્રમાં વિક્રમાદિત્ય અને જયસિંહવર્મા તે તેના દીકરા તરીકે લખ્યા છે, તેથી બલસારનાં તામ્રપત્રોનો પુલકેશી વલ્લભ અને નવસારીનાં તામ્રપત્રોનો પુલકેશી વલ્લભ એ બે એક જ જણ હતા.

જયસિંહવર્માના દીકરા મંગલરાજને આ તામ્રપત્રમાં વિનયાદિત્ય, યુદ્ધમલ અને જયાશ્રયનાં બીરૂદો આપેલાં છે.

તે મંગલરાજ દાન આપનાર છે અને દાન મંગલપુરીમાંથી અપાયું છે.

---

* જ. બો. બ્રે. રો. એ. સો. વો. ૧૬ પા. ૫ ડૉ. ભગવાનલાલ ઈંદ્રજી

નં૦ ૧૦૬

# પુલકેશિ જનાશ્રયનાં નવસારીમાંથી મળેલાં તામ્રપત્રો[1]

ચે. સં. ૪૯૦ કાર્તિક સુ. ૧૫ ઈ. સ. ૭૪૦

આ તામ્રપત્રો સમ્બન્ધી એક લેખ વીએના ઓરીએન્ટલ કોન્ફરન્સમાં વંચાયો હતો અને તેના રીપોર્ટમાં પા. ૨૩૦ મે પ્રસિદ્ધ થએલ છે. અસલ પતરાં અત્યારે પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝીયમમાં છે.

આ દાનપત્રનાં કુલ બે પતરાં છે અને દરેકની એક બાજુએ ૨૫ પંક્તિઓ છે. પતરાં ૧૧॥ ઈંચ લાંબાં અને ૯॥ ઈંચ પહોળાં છે. પહેલા પતરામાં નીચે અને બીજામાં ઉપર લગભગ ૩। ઈંચ છેટે બે કાણાં સીલ તેમ જ કડી માટે છે. પરંતુ સીલ તેમ જ કડી ઉપલબ્ધ નથી. અક્ષરો જોકે બહુ ઊંડા નથી, પરંતુ કોતરકામ સંભાળપૂર્વક કરેલું છે અને લગભગ બન્ને પતરાં સુરક્ષિત અને સ્પષ્ટ છે. લિપિ બીજાં ગુર્જર ચાલુક્ય શ્રયાશ્રય શીલાદિત્ય વિગેરેનાં તામ્રપત્રોમાંની લિપિને મળતી જ છે અને અક્ષરોનું કદ સરેરાસ ⅟ ઈંચ છે. ભાષા સંસ્કૃત છે અને પ્રાસ્તાવિક ૧ શ્લોક તેમ જ છેવટે શાપાત્મક અમુક શ્લોકો સિવાય બધો ભાગ ગદ્યમાં છે.

મંગળાચરણ તરીકે વિષ્ણુના વરાહ અવતારની સ્તુતિ પછી વંશાવલી વિભાગ શરૂ થાય છે અને કીર્તિવર્માથી શરૂ કરી પુલકેશિ સુધીના રાજાઓનું ટુંકું ટુંકું વર્ણન છે.

પં. ૬ સત્યાશ્રય શ્રી પૃથિવીવલ્લભ મહારાજાધિરાજ પરમેશ્વર શ્રી કીર્તિવર્મ્મરાજ તેનો દીકરો

પં. ૧૧ સત્યાશ્રય શ્રી પુલકેશિ વલ્લભ તેનો દીકરો

પં. ૧૪ પ. માહે. પ. ભટ્ટા. સત્યાશ્રય શ્રી વિક્રમાદિત્ય તેનો નાનો ભાઈ

પં. ૧૭ પ મા પ. ભ. ધરાશ્રય શ્રી જયસિંહવર્મા તેનો દીકરો

પં. ૨૦ પ. મા. પ. ભ. જયાશ્રય શ્રી મંગલરસરાજ તેનો નાનો ભાઈ

પં. ૨૧–૩૫ અવનિ જનાશ્રય શ્રી પુલકેશિરાજ

પં. ૩૮–૩૯ આ જનાશ્રય પુલકેશિ રાજાએ દાન આપેલું છે.

દાન લેનાર વનવાસીમાંથી નીકળી આવેલો, વત્સગોત્રનો તૈત્તિરિક શાખાનો દ્વિવેદી બ્રાહ્મણ [ અ ] દ્રુદ હતો તે ગોવિન્દનો દીકરો હતો.

દાનમાં કાર્મણેય આહારમાં પદ્રક ગામ આપેલું છે. તે બલિ, ચરૂ, વૈશ્વદેવ અગ્નિહોત્ર ઇત્યાદિ કરવા માટે આપેલું છે.

પં. ૪૯ સંવત્ ( ચેદી ) ૪૯૦ કાર્તિક શુ. ૧૫ ને દિવસે દાન આપેલું છે. લેખક મહાસાન્ધિવિગ્રહિક અને પાંચ મહાશબ્દો પ્રાપ્ત કરેલ સામન્ત બપ્પ હતો અને તેના પિતાનું નામ હરગણ આપેલ છે.

---

૧ વી. ઓ. કો. રી. આર્યન સેકશન પા. ૨૩૦. પં. ૨૩-૩૫ જેમાં પુલકેશિની સ્તુતિ તથા પરાક્રમો વર્ણવ્યાં છે તે. સુ. ગે. ગુજરાત વો. ૧ પાર્ટ ૧ પા. ૧૦૯ માં પણ આપેલી છે.

## अक्षरांतरमांथी अमुक भाग

१ ण कमलयुगलस्सत्याश्रयश्रीपृथिवीवल्लभमहाराजाधिराजपरमेश्वरश्रीकीर्त्तिवर्म्म-
राजस्तस्य

७ सततत्पादानुध्यातः .... ... .... .... ....

१० खिवीपतिश्रीहर्षवर्धनपराजयोपलब्धोग्रप्रतापः परममाहेश्वरोपरनामासत्याश्र-

११ यः श्रीपुलकेशिवल्लभस्तस्य सुतस्तत्पादानुध्यातो .... .... .... ...

१४ ष क्रमागतराज्यश्रीयः परममाहेश्वरः परमभट्टारकस्सत्याश्रयः श्रीविक्रमादित्यराज-
स्तस्या

१५ नुजः ... ... ...

१७ रममाहेश्वरपरमभट्टारकधराश्रयः श्रीजयसिंघवर्म्मराजस्तस्यसुतस्तत्पादानु-

२० ... ... ... परममाहेश्वरः परमभट्टारकजयाश्रयश्रीमङ्गलरसराजरतस्यानु

२१ जस्तत्पादा ... ... ...

२३ ... ... ... परममाहेश्वरः परमभट्टारकः

## पतरूं बीजुं

३५ त्तायत्रवनिजनाश्रयश्रीपुलकेशिराजस्सर्व्वानेवात्मीया ... ... ...

३६ ... ... ... समनुदर्शयत्यस्तुवः संविदितं यथा स्माभिमातापि

३७ त्रोरात्मनश्च पुण्ययशोभिवृद्धये बलिचरुवैश्वदेवाग्निक्रियोत्सर्पणार्थं वनवासिविनि-
र्ग्गतवत्स

३८ सगोत्रतैत्तिरिकसब्रह्मचारिणे द्विवेद ब्राह्मण[ अ ]ग्रदे ब्राह्मणगोविन्दविष्णुनुने-
कार्म्मणेयाहारविषयान्तर्ग्गत

३९ पद्मक्ग्रामः सोद्रंग ... ... ...

४० ... ... ... ... धर्म्मदायत्वेनप्रतिपादितो यतोस्या

४८ ... ... ... ... संवत्सर श

४९ त ४००, ९० [ ४९० ]कार्त्तिकशुद्ध १५ लिखितण्हे[ मे ] तन्महासान्धिवि-
ग्रहिकमासपञ्चमहाशब्द[ सा ]मन्तश्रीबप्प

५० दि — — — चिकृतहरगणसूनुना उनाक्षरमधिकाक्षरंवास — प्रमाणं

---

નં० ૧૦૭

# નાગવર્ધનનાં નિરપણમાંથી મળેલાં તામ્રપત્રો[1]

સંવત્ +

આ તામ્રપત્રો જ. બો. બ્રો. રો. એ. સો. વો. ૨ પા. ૪ મે બાલગંગાધર શાસ્ત્રીએ અને વો. ૧૪ પા. ૧૧ મે પ્રો. ભાંડારકરે પ્રસિદ્ધ કર્યાં છે. શિલાછાપ પહેલી જ વાર આંહી પ્રસિદ્ધ થાય છે. મારૂં અક્ષરાન્તર મૂળ પતરાંમાંથી કરેલું છે. તે પતરાં નાસિક પરગણાના વિગતપુરી તાલુકામાંના નિરપણ ગામના નન્સ વલદ કન્સુની માલીકિનાં હતાં. પતરાં બે છે અને દરેક ૮$\frac{7}{8}$"×૫$\frac{3}{8}$" માપનાં છે. કોર ચઢાવેલી છે અને લેખ સુરક્ષિત છે. જમણી બાજુની કડી સાદા ત્રાંબાના તારની છે. તાર $\frac{1}{4}$" જાડો છે અને કડીનો વ્યાસ ૧$\frac{1}{2}$" છે. કડીના છેડા રેણ્યા હોય એમ લાગતું નથી. ડાબી બાજુની કડી અખંડ હતી અને તે $\frac{1}{4}$" જાડી છે અને તેનો ૧$\frac{1}{2}$" વ્યાસ છે. તેના ઉપરની સીલનો વ્યાસ ૧$\frac{1}{8}$ છે અને નીચી સપાટી ઉપર ઉપડતા અક્ષરે વચમાં श्रीजयाश्रय લખેલું છે અને તેની ઉપર ચન્દ્રની અને નીચે કમળની આકૃતિઓ છે.

પાશ્ચાત્ય ચાલુક્ય જયસિંહવર્માના દીકરા નાગવર્ધન ઉર્ફે ત્રિભુવનાશ્રયનું આ દાનપત્ર છે. સીલ ઉપરના લેખથી અટકળ થાય છે કે જયસિંહવર્માને પણ જયાશ્રયનો ઇલકાબ હતો.

દાનપત્રમાં સાલ આપી નથી.[1] રુણ્ડમાળ પહેરનાર શિવ કપાલેશ્વરની સ્થાપના માટે ગોપરાષ્ટ્ર પરગણામાં બલેગ્રામ નામનું ગામ દાનમાં આપ્યું છે. મી. જે. એ. બેઈન્સે તે ગામ વિગતપુરીથી બાર માઈલ ઉપર બેલગામ તરાળહા તરીકે શોધ્યું છે.

આ તામ્રપત્ર માટે ચાર મુદ્દા શંકાસ્પદ છે. (૧) તે ગુર્જર લિપિમાં છે. (૨) તે કીર્તિવર્માને સત્યાશ્રયનો ઇલકાબ આપે છે. (૩) પુલકેશી બીજાને ચિત્રકણ્ઠ ઘોડો હોવાનું વર્ણવે છે. (૪) પુલકેશી બીજાને પરમમાહેશ્વર વર્ણવે છે. છતાં એકંદર જોતાં મને તેની સત્યતા માટે શંકા નથી. પાશ્ચાત્ય પાટનગર વાતાપીથી એટલું બધું છેટે ઉત્તરમાં અને ગુર્જર ચાલુક્યના સ્થાનથી એટલું બધું નજીક દાન અપાયું છે કે ગુર્જર લિપિ વપરાય એ બનવાજોગ છે. આ દૂર હોવાના કારણે સબબ ચાલુક્ય વંશાવલિનું ખરૂં જ્ઞાન ન હોય, એ પણ બનવાજોગ છે. અગર કોતરનારની માત્ર બેદરકારીથી પણ પુલકેશી બીજાને બદલે કીર્તિવર્માને સત્યાશ્રયનો ઇલકાબ આપ્યો હોય, જો કે પરમમાહેશ્વર લખાય તેવો અનન્ય શિવભક્ત પુલકેશી બીજો ન હતો છતાં પાશ્ચિમાત્ય ચાલુક્યો બ્રહ્મા, વિષ્ણુ અને જીનેન્દ્રની માફક શિવ પૂજાને પણ ઉત્તેજન આપતા.

પં. ૧૩ માં વર્ણવેલો નાગવર્ધન પુલકેશી બીજાનો ગુરૂ હોવો જોઈએ. પુલકેશીને શ્રી નાગવર્ધન પાદાનુધ્યાત કહ્યો છે તેનો ખરો અર્થ તો તે થવો જોઈએ. પરંતુ કેટલાંક તામ્રપત્રોમાં तस्य सुतः અગર तस्यानुजः ની સાથે પણ માત્ર વાત્સલ્ય ભાવ બતાવવા पादानुध्यात શબ્દ વપરાયો છે. (ઈ. એ. વો. ૬ પા. ૧૯૦ નં. ૩ ને નં. ૧૦, વો. ૪ પા. ૯૪, વો. ૬ પા. ૧૩ અને ૧૭) તે મુજબ અર્થ કરવામાં નાગવર્ધન તે કીર્તિવર્માનું બીજું નામ હોય એમ કલ્પના કરવી જોઈએ તેથી મ્હારી માન્યતા છે કે આંહી તે માત્ર पादभक्तना અર્થમાં વપરાયો છે (સરખાવો વો. ૭ પા. ૧૬૧ પં. ૧ વો. ૫ પા. ૫૧ પં. ૧૩–૧૪. પા. ૧૫૫ પં. ૧૨–૧૩). વો. ૫ નં.૧૨ પં. ૧૪ અને નં. ૧૫ પં. ૧૩ માં पादभक्त નો ઉપયોગ થએલ છે.

---

૧ ઈ. એ. વો. ૯ પા. ૧૨૩ ડૉ. જે. એફ. ફ્લીટ. (૧) મહાભારતનો બીજો શ્લોક બીજા પતરામાં મુશ્કેલીથી કોતરવાની જગ્યા છે તેથી સંભવ છે કે સાલ બીજા પતરાની પાછળ કોતરી હોય. મૂળ પતરાંના અભાવથી તે બાબત ચોક્કસ કહી શકાતું નથી. (આ. ગિ. વ.)

## अक्षरान्तर

### पतरूं पहेलुं

१ स्वस्ति[ ॥ ]जयत्याविष्कृतं विष्णार्व्वाराहं क्षोभिताण्र्णवं । दक्षिणोन्नत-
२ दंष्ट्राग्रविश्रान्तभुवनं वपुः ॥ श्रीमतां सकलभुवनसंस्तूयमानमा-
३ नव्यसगोत्राणां हारीतिपुत्राणां सप्तलोकमातृभिः सप्तमातृभि
४ रभिवर्धितानां कार्तिकेयपरिरक्षणावाप्तकल्याणपरंपराणां
५ भगवन्नारायणप्रसादसमासादितवराहलाञ्छे[ ञ्छ ]नेक्षणं
६ क्षणवशीकृताशेषमहीभृतां चलुक्यानां कुलमलंकरिष्णोर
७ श्वमेधावभृथस्नानपवित्रीकृतगात्रस्य सत्याश्रयश्रीकीर्त्तिवर्म्म-
८ राजस्यात्मजोनेकनरपतिशतमकुटतटकोटिघृष्टचरणारवि-
९ न्दो मेरुमलयमन्दरसमानधैर्य्योहरहराभिवर्धमानवरकरिर-
१० थतुरगपदातिबलो मनोजवैककंथचित्रोख्यः[ ख्य ]प्रवरतुरंग-
११ मेनो( णो )पार्जितस्वराज्यविजितचेरचोल पाण्डयक्रमागतराज्यत्र-
१२ यः श्रीमदुत्तरापथाधिपतिश्रीहर्ष-

### पतरूं बीजुं

१३ पराजयोपलब्धापरनामधेयः श्रीनागवर्धनपादानु-
१४ ध्यातः परममाहेश्वरः श्रीपुलकेसिवल्लभः तस्यानुजोभ्रात्राविजिता-
१५ रिसकलपक्षो धराश्रयः श्रीजयसिंघ[ सिंह ]वर्मराजस्तस्यसुनुस्त्रि[ त्रि ]भुवना-
१६ श्रय[ : ]श्रीनागवर्धनराजः सर्व्वानेवागामिवर्त्तमानभविष्यों[ ष्यां ]श्चनरप-
१७ तीन्समनुदर्शयत्यस्तुवः संविदितं यथास्माभिर्गोपराष्ट्रविषयान्त[ : ]
१८ पाति बलेग्राम[ : ]सोद्रङ्गः स( सो )परिकर अचाटभटप्रवेश्य आचन्द्रार्कार्ण्णव-
१९ क्षितिस्थितिसमकालिन[ ीन ]मातापित्रोरुद्दिश्यात्मनश्च विपुलपुण्ययशोभि-

---

(૧) ર પછી કેટલેક ઠેકાણે વ્યંજન બેવડો લખ્યો છે અને કેટલેક ઠેકાણે નથી લખ્યો. (૨) જ. બો. બ્રે. રો. એ. સો. વો. ૧૦ પા. ૧૯ મે છપાવેલા ગુર્જર તામ્રપત્રમાં પણ पन्न ને બદલે पन्न લખ્યો છે. (૩) આ જાતનો ण માત્ર આંહી અને પં. ૨૫ सहस्राणि માં તથા પં. ૧ માં બેવડો ण्र्णवं માં લખેલ છે. બીજું અને ચાલુ સ્વરૂપ પં. ૧૮ માં ण्र्णवं માં લખેલ છે. (૪) પ્રો. ભાંડારકર चालुक्यानां વાંચે છે, પણ તે ખોટા છે. (૫) આ અલબત્ત ભૂલથી चित्रकण्ठ ને માટે છે. (૬) आगामिन् આવી ગએલ છે તેથી भविष्य શબ્દથી અર્થ બેવડાય છે. (૭) ડબલ ક આ રીતે બે ચોખ્ખા ક લખીને દેખાડવાનો રીવાજ નથી. પં. ૨૦ માં પણ તેમ જ છે. જ. રો. એ. સો. ન્યુ. સી. વો. ૧ પા. ૨૪૭ મે પ્રો. ડાઉસને પ્રસિદ્ધ કરેલા ગુર્જર દાનપત્રમાં પં. ૩૮ માં कर्काध्यापक માં પણ ડબલ 'ક' તેવી જ રીતે લખેલ છે.

२० वृभ्य[ द्धय ]र्थं बलाम्मढक्कुर विज्ञप्तिकया कापालेश्वरस्य गुग्गुलपूजानिमित्त[ ं ]

२१ तनि( न्नि )वासि महाव्रतिभ्य उपभोगाय सलिलपूर्व्वकं प्रतिपादितस्तदस्मद्वंश्यै

२२ रन्यैर्वागामिनृपतिभि[ : ]शरदभ्रचंचलं जीवितमाकल्प्या[ लय्या ]यमस्मद्दायो-
नुमन्तव्य

२३ प्रतिपालयितव्यश्चेत्युक्तं भगवता व्यासेन । बहुभिर्व्वसुधाभुक्तारान-

२४ भिस्सगरादिभिः यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलमिति[ ॥ ]

२५ स्वदत्तां परदत्तां वा यो हरेत वसुंधरां षष्टिं वरिष[ वर्ष ]सहस्राणि विष्टायां-
जायते कृमि[ : ]

ભાષાન્તરમાંથી અમુક ભાગ

પં. ૧—વિષ્ણુના વરાહ અવતારની સ્તુતિનો ચાલુ શ્લોક.

પં. ૨–૧૩ શ્રી કીર્તિવર્મા—તેનો દીકરો પુલકેશિ વલ્લભ હતો.

પં. ૧૪ તેનો નાનો ભાઈ જયસિંહ વર્મા હતો.

પં. ૧૫ તેનો દીકરો શ્રી નાગવર્ધન હતો તે દાન આપે છે.

પં. ૧૭–૨૨ બધાને વિદિત થાય કે માતાપિતા તથા અમારા પુણ્યની વૃદ્ધિ માટે ગોપરાષ્ટ્ર પરગણામાં આવેલું બલેગ્રામ ગામ બલામ્મ ઠક્કુરની વિનતિ ઉપરથી દાનમાં આપવામાં આવેલ છે. તે કપાલેશ્વરની ગુગ્ગુલ પૂજા માટે સૂર્ય, ચન્દ્ર ... ... ... વિગેરેની સ્થિતિ પર્યંત આપવામાં આવેલ છે. હવે પછીના રાજાઓએ આ દાનને અનુમતિ આપવી અને પાળવું.

પં. ૨૩ મહાભારતના બે શ્લોક.